# ગોવાલણી

## અને બીજી વાતો

લેખક

સ્વ. 'મલયાનિલ'

(કંચનલાલ વાસુદેવ મહેતા)



પ્રકાશક · કુમાર કાર્યાલય · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ



# અર્પણ

મારાં પૂજ્ય માતાપિતા

જેમનાં પ્રોત્સાહન અને પ્રેરણાથી હું યત્કિંચિત કેળવણી
પામી અને આ પુસ્તક આજે પ્રસિદ્ધ કરવા ભાગ્યશાળી થઈ
તેમનાં ચરણોમાં

**ભાનુમતિ**

# આમુખ

સ્વર્ગત શ્રી 'મલયાનિલ'નો આ નવલિકાસંગ્રહ અનેક વર્ષે પ્રકટ થવા ભાગ્યશાળી થયો છે. સદ્‌ગત લેખકપતિને આ પુષ્પાંજલિ આપવાના આ ઉત્સાહ માટે બ્હેન ભાનુમતિને હું અભિનંદન આપું છું.

શ્રી 'મલયાનિલ' જોડે મારો પરિચય નહિ જેવો હતો. મળ્યા હતા એવું કૈં સ્મરણ છે: ક્યાં ને ક્યારે તે યાદ નથી.

શ્રી 'મલયાનિલે' અને મેં લગભગ એક જ અરસામાં નવલિકાઓ લખવાનો પ્રારંભ કરેલો, અને તે વખતે એમની પ્રકટ થએલી નવલિકાઓ કેટલી યે વાર મેં રસથી વાંચેલી. ગુજરાતી નવલિકાનો એ પ્રારંભકાળ હતો; નવલિકા, ટૂંકી નવલકથા, ટુચકા વચ્ચે ઝાઝો ભેદ થોડા જ સમજતા. ઘણીવાર આધ્યાત્મિક રહસ્ય દર્શાવવાના તેમાં પ્રયત્ન થતા. વિનોદ પણ ઘણીવાર અસંસ્કારી. વાસ્તવિકતાનો ખ્યાલ તો ભાગ્યે જ કોઇને હતો. તે વખતે શ્રી 'મલયાનિલે' એ ક્ષેત્રમાં વિહાર કર્યો અને આ નવલિકાઓ લખી. એ નવલિકાઓનો સંગ્રહ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરશે, અને ભાવિ સાહિત્યકારોને મદદરૂપ થઇ પડશે એવી આશા રાખું છું.

**કનૈયાલાલ મુનશી**

૨૬ રિજ રોડ, મુંબાઈ

તા. ૧૬-૬-૩૫

# મારે કહેવાનું

આ પુસ્તકના પ્રકાશનથી મને અપૂર્વ આનંદ થાય તે સ્વાભાવિક છે. આજે મને એમ લાગે છે કે મેં મારા જીવનની એક પવિત્ર ફરજ અદા કરી છે. શ્રી 'મલયાનિલ' (કંચનલાલ વાસુદેવ મહેતા) સાથેનો મારો જીવનપરિચય અને સહવાસ એટલો તો ટૂંકો છે, અને તે પૂરો થઈ ગયાને આજ એટલો બધો સમય વીતી ગયો છે કે તેમના જીવન વિષે હું થોડું જ લખી શકું તેમ છું; અને તેથી યે થોડું તેમના સાહિત્ય-જીવન પરત્વે. તે વિષે લખવાની મારામાં યોગ્યતા છે જ નહિ એમ કહું તો કાંઇ ખોટું નથી. શ્રી 'મલયાનિલ'નું સાહિત્ય-જીવન બહુ ટૂંકું હતું અને તેટલું જ ટૂંકું અમારૂં લગ્નજીવન. ઇ.સ. ૧૯૧૨માં અમારૂં લગ્ન થયું તે વખતે મારી ઉમર બારેક વર્ષની હશે. ઇ.સ. ૧૯૧૯માં તે ગુજરી ગયા. સાત જ વર્ષનું અમારૂં લગ્નજીવન: તેટલું જ શ્રી 'મલયાનિલ'નું સાહિત્યજીવન. તે કાળે હું નહિ જેવી કેળવણી પામેલી એટલે અને મારી ઉમર નાની હોવાને કારણે શ્રી 'મલયાનિલ'ના સાહિત્યજીવન વિષે હું થોડું જ કહી શકું તેમ છું.

શ્રી 'મલયાનિલ'નો જન્મ ઈ.સ. ૧૮૯૨ના જૂન માસમાં અમદાવાદમાં થયો હતો. એમના પિતા શ્રી વાસુદેવ ગુણવંતરાય મહેતા અમદાવાદની એક મીલમાં સારે હોદ્દે હતા. સાઠોદરા નાગર હોવાથી અને પૈસા બાબત છૂટ હોવાથી શ્રી 'મલયા-નિલ'ને કેળવણી મેળવવા સંપૂર્ણ સાધનો અને તક હતાં. પ્રાથમિક

કેળવણી અમદાવાદમાં જ પૂરી કરી તેઓ અમદાવાદની સરકારી શાળામાં જોડાયા.

શાળામાં સારા વિદ્યાર્થી તરીકે એમની ગણત્રી થતી. બહારના વાચનનો તેમને શોખ હતો, અને આ શોખને લીધે એમણે પોતાના શરીર તરફ દુર્લક્ષ રાખ્યું હતું. કેવળ ચોપડીઓ વાંચવાનો શોખ હતો એટલું જ નહિ, પણ સંગીત અને ચિત્ર-કળાનો પણ એમને શોખ હતો અને આ વિષયોની પરીક્ષાઓ પણ એમણે પસાર કરી હતી. આ લલિતકળાઓ તરફની એમની અભિરૂચી એમની વાર્તાઓમાં સ્પષ્ટ જણાઇ આવે છે. અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યનું અધ્યયન એ એમનો સામાન્ય વ્યવસાય હતો અને ગૂજરાતી સાહિત્યની યથાશક્તિ સેવા એ એમનું લક્ષ્ય હતું.

ઈ.સ. ૧૯૦૮ની સાલમાં એમણે મૅટ્રિકની પરીક્ષા પસાર કરી; અને તે પછી પ્રતિ વર્ષ પરીક્ષાઓ પસાર કરતાં ઇ.સ. ૧૯૧૨ની સાલમાં બી. એ. ની ઉપાધિ મેળવી. બી. એ. ના વર્ગમાં તેમણે ઐચ્છિક વિષય તરીકે સાયન્સ લીધું હતું એટલે સાહિત્ય, કલા અને વિજ્ઞાનના વિષયોનું તેમણે જ્ઞાન સંપાદન કર્યું હતું. સાયન્સને ઐચ્છિક વિષય તરીકે ચાલુ રાખીને ઇ.સ. ૧૯૧૪ની સાલમાં એમ. એ. ની પરીક્ષા આપવાનો તેમણે વિચાર કર્યો હતો અને આ બાબત સઘળી જરૂરી તૈયારીઓ પણ કરેલી, પરંતુ સંજોગવશાત પરીક્ષા અપાઇ નહિ. દરમિયાન ઇ.સ. ૧૯૧૩ની સાલમાં તેમણે પહેલી એલએલ. બી. ની પરીક્ષા પસાર કરી દીધી હતી. આ કાળ દરમિયાન સાહિત્ય વિસરાયું ન હતું. શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતા અને શ્રી રામકૃષ્ણ શાસ્ત્રી એ બંનેની સલાહ અને સૂચના અનુસાર એમણે સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ કર્યો અને અંગ્રેજી સાહિત્ય પણ વાંચ્યું. ફરીથી એકવાર

સાહિત્યને ઐચ્છિક વિષય તરીકે લઈ એમ. એ.ની પરીક્ષા આપવા તે મુંબાઇ ગયા, પણ અકસ્માત માંદગીને કારણે તેમને પાછા ફરવું પડ્યું. આમ બે વખત એમ. એ. ની પરીક્ષા અપાઈ નહિ તેથી તેમણે એમ. એ. થવાનું માંડી વાળ્યું અને ઇ.સ. ૧૯૧૬ની સાલમાં બીજી એલએલ. બી. ની પરીક્ષા પસાર કરી.

શ્રી 'મલયાનિલ'ના સાહિત્યજીવનની શરૂઆત ઈ.સ. ૧૯૧૩માં થઈ હોય એમ જણાય છે. શરૂઆતમાં તેઓ 'ગોળમટોળ શર્મા'ના તખલ્લુસથી હાસ્યરસપ્રધાન વાર્તા તથા લેખ લખતા અને તે માસિકોમાં છપાતાં. ઉપરાંત પ્રતિકાવ્યો અને નાના વિષયો ઉપર હળવાં કાવ્યો પણ તેઓ એ જ તખલ્લુસથી લખતા. આ પુસ્તકમાં છપાએલી વાર્તાઓ પૈકી સૌથી પહેલી વાર્તા 'રજનું ગજ' એ જ ઉપનામથી તા. ૩૧–૮–૧૩ના રોજ અગર તે અરસામાં લખાએલી માલૂમ પડે છે અને આ જ સમયની તેમની કવિતાઓ તે સમયનાં સામયિકોમાં મળી આવે છે.

કેવળ સાહિત્યનો અભ્યાસ અને તેની સેવા એ તેમનું ધ્યેય ન હતું. સાયન્સ આવડતું હતું તેથી તેનો વ્યવહારૂ ઉપયોગ કરી શકાય એવા હેતુસર એમણે અમદાવાદમાં મૅચ ફૅક્ટરીમાં નોકરી લીધી અને ત્યાં પોતાના જ્ઞાનનો ઉપયોગ કર્યો. સમાજની સેવા કરવા એમણે કેવળ લેખો લખ્યા નથી, પણ જુદીજુદી સંસ્થાઓમાં જોડાઇ તેના કાર્યક્રમમાં સક્રિય ભાગ લઇ તેના કાર્યમાં યોગ્ય સહાય કરી છે. અમારી જ્ઞાતિમાં જ્ઞાતિસુધારણા અર્થે સ્થપાએલી 'સ્વસુધારક સભા'ને એમણે સજીવન કરી અને તેનો કાર્યપ્રદેશ વિસ્તૃત કરી તેની અનેકવિધ પ્રવૃત્તિઓ આદરી. લગભગ આ જ સમયે તેઓ અમદાવાદની સાહિત્ય સભામાં પણ જોડાયા હતા.

સ્વદેશપ્રેમ અને રાજકીય પ્રવૃત્તિઓ પણ તે વિસર્યા નહોતા.

ઈ.સ. ૧૯૧૬–૧૭ની સાલમાં 'ગોખલે સોસાએટી'માં સભાસદ બન્યા અને એ સંસ્થા તરફથી થતા સામાજિક કાર્યક્રમમાં 'ગરીબોની દશા' એ વિષયનો ખાસ અભ્યાસ એમણે સ્વીકાર્યો તેમજ ગરીબોની વિષમ સ્થિતિનો ખરો ખ્યાલ આવે એ હેતુથી તેમણે મજૂરોની ચાલીમાં જાતે જવા માંડ્યું અને મજૂરો સાથે અંગત પરિચય તથા સંસર્ગથી તેમના જીવન વિષે ખરો ખ્યાલ આવી શકે એ પ્રતિપાદન કરવા માંડ્યું. એ જ અરસામાં અમદાવાદ-માં સ્થપાએલી 'હોમરૂલ લીગ'ની શાખાના જોડીઆ મંત્રી તરીકે પણ એક વર્ષ સુધી કામ કર્યું. આમ, અમદાવાદમાં રાજકીય સામાજિક અને સાહિત્યવિષયક પ્રવૃત્તિઓ આદરી, પણ તેમાં કાંઇપણ સંગીન કાર્ય થઇ શકે તે પહેલાં નોકરી અર્થે અમદાવાદ છોડ્યું અને અમે મુંબાઇ આવ્યાં.

એમણે 'ભાઇશંકર અને કાંગા'ની સૉલિસીટરની પેઢીમાં નોકરી સ્વીકારી અને મુંબાઇમાં વકીલાતના ધંધામાં પડવાનો નિરધાર કર્યો. એમનું માનવું એમ પણ હતું કે મુંબાઇમાં સર્વ પ્રકારની પ્રવૃત્તિઓ માટે અનુકૂળ કાર્યક્ષેત્ર છે અને ત્યાં સુંદર કાર્ય થઈ શકે એમ છે; તેથી જ તેમણે મુંબાઇને નિવાસસ્થાન બનાવવાનું ધાર્યું હતું. પણ મનુષ્ય ધારે છે કાંઇ અને ઇશ્વર કરે છે કાંઈ. થોડો જ વખત મુંબાઇમાં અમે રહ્યાં. તે પછી એમ.એ.ની પરીક્ષા વખતે લાગુ પડેલો એપેન્ડિસાઇટિસનો રોગ ફરીથી ઊપડ્યો અને તેનું ઑપરેશન કરાવવું પડ્યું. પણ તેમની આ માંદગી પ્રાણઘાતક નીવડી અને છેવટે અમદાવાદ આવ્યા પછી ઇ.સ. ૧૯૧૯ના જૂન માસની ૨૪મી તારીખે તે દેવલોક પામ્યા.

ઇ.સ. ૧૯૧૩થી ઇ.સ. ૧૯૧૯. છ વર્ષની એ ટૂંકી અવધો. એ ટૂંકા સાહિત્યજીવનના પરિપાકરૂપે આ પુસ્તક આજે પ્રસિદ્ધ

થાય છે. આ વાર્તાઓ એકઠી કરતાં મને ઘણી મુશ્કેલીઓ નડી છે. ક્યાં ક્યાં માસિકોમાં અને ક્યારે ક્યારે છપાઇ તેની મને સહેજે માહિતી ન હતી. એમના મરણ બાદ બેએક વરસ પછી એમની લખેલી નોંધપોથી મારા હાથમાં આવી અને તેમાં આ વાર્તાઓ મારી નજરે પડી. એ નોંધપોથીને મેં અત્યાર સુધી સંઘરી રાખી. ઇ.સ. ૧૯૨૫–૨૬માં મારી પાસે એકબે પ્રકાશકો આવેલા અને આ વાર્તાઓ પુસ્તકરૂપે છપાવવા માગણી કરેલી. એ વેળા મારો અભ્યાસકાળ હતો અને વાર્તાઓ હું પોતે જ છપાવી પ્રસિદ્ધ કરૂં તો કૃતાર્થ થાઉં એવી મારી ઇચ્છા હતી એટલે મેં તેમને ના પાડી દીધી. દરમિયાન છપાએલી વાર્તાઓ માસિકોમાંથી જડી આવે તેટલી ઉતારી લીધી અને રાખી મૂકી. ઇ.સ. ૧૯૩૦ની સાલમાં મેં દાક્તરી પરીક્ષા પસાર કરી અલગ ધંધો શરૂ કર્યો ત્યાર પછી આ વાર્તાઓ છપાવવાનો મારો વિચાર સજીવન થયો, પણ પુસ્તકપ્રકાશનનું કાર્ય મને ખૂબ અઘરૂં લાગ્યું. પરંતુ ઇચ્છા હોય તો કાંઈ જ અટકી પડતું નથી એ ન્યાયે મને અનેક સુયોગો પ્રાપ્ત થયા જેને પરિણામે આ પુસ્તક આજે બહાર પડે છે.

તો કાયમ રૂપમાં સંગ્રહાઇ રહે એ ખ્યાલથી મેં તે સૂચન સ્વીકાર્યું નથી. કલાની દૃષ્ટિએ શ્રી 'મલયાનિલ'ની સંપૂર્ણ ગણાય તેવી વાર્તાઓ છપાવવાનું ભવિષ્યના ઉપર રાખવું હાલ તો ઉચિત માન્યું છે.

એટલે આ પુસ્તકમાં સાહિત્યના પરીક્ષકની દૃષ્ટિએ નપાસ પડે તેવી વાર્તાઓ પણ છે અને ગુજરાતી નવલિકાસાહિત્યમાં અનોખી ભાત પાડતી વાર્તાઓ પણ છે. ઉછરતા સાહિત્યકારની આ પ્રથમ કૃતિઓ છે એટલું જો યાદ રખાશે તો કેટલીક વાર્તાઓના દોષો અક્ષમ્ય નહિ લાગે. અને આ પુસ્તક એક વાર્તાસંગ્રહ છે એટલું જો સ્વીકારાશે તો તેની ઉપયોગિતા સમજાશે.

આ વાર્તાઓ મારે છપાવવી છે એવું મેં નક્કી કર્યું અને તે હકીકત મેં મારા મિત્ર શ્રી વામનભાઇને જણાવી. એમણે વાર્તાઓ શોધી કાઢી તેને સુધારીને ઉતારી આપવામાં ખૂબ મહેનત કરી છે. એમને સાહિત્યનો શોખ છે અને વકીલાતના ધંધામાંથી ફુરસદ કાઢી મને જે કિંમતી મદદ અને સૂચન કર્યાં છે તે માટે હું તેમનો આભાર માનું છું. ઉપરાંત આ પુસ્તક આજે 'કુમાર કાર્યાલય'ના પ્રકાશન રૂપે બહાર પડે છે તે પણ તેમના પરિશ્રમથી જ.

આ પુસ્તક આજે જે સ્વરૂપે બહાર પડે છે તે માટે મારે 'કુમાર કાર્યાલય'ના સંચાલકો શ્રી રવિશંકર રાવળ તથા શ્રી બચુભાઈ રાવતનો ઉપકાર માનવો રહ્યો. આ પુસ્તકનાં ચિત્રો વગેરે તૈયાર કરવામાં શ્રી રવિભાઇએ તથા મૂળ છપાએલી વાર્તાઓની ભાષા અને જોડણીનાદોષો દૂર કરવા માટે તેમજ તેની છપામણી વગેરે બાબતામાં શ્રી બચુભાઇએ જે ઉપયોગી સૂચનો કરી મને મદદ કરી છે તે માટે તે બંનેનો હું આભાર માનું છું.

અંતમાં શ્રી 'મલયાનિલ'ના સમકાલીન લેખક હોવાથી મેં શ્રી કનૈયાલાલ મુનશીને આ પુસ્તકનો આમુખ લખી આપવા વિનંતિ કરી અને તે તેમણે સહેજે આનાકાની વિના સ્વીકારી છે તે માટે તેમનો પણ અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

ભાનુમતિ મહેતા

અમદાવાદ

૩૦ જૂન ૧૯૩૫

# અનુક્રમ

# ચિત્રોનો ક્રમ

# રજનું ગજ

રાત્રિના દસેક વાગ્યા હશે. બીજા રસ્તાઓ કરતાં સાંકડી શેરીમાં અવરજવર ઓછો હોવાથી અત્યારે લગભગ શાંતિ પ્રસરેલી હતી. વધારે વર્ણન કર્યા વગર આપણે પ્રસ્તુત સ્થાન તરફ ફરીએ.

આ રસ્તા ઉપર ડાબા હાથની ગલીમાં બે માળના એક ઘરના એક ખાનગી ઓરડામાં પિસ્તાળીસેક વર્ષની વયનો એક પુરુષ બેઠો હતો. તેની સામે આશરે પાંત્રીસેક વર્ષની ઉમરની એક સ્ત્રી બેઠી હતી. પુરુષ શરીરે હૃષ્ટપુષ્ટ હોવાથી તેનું મુખ જરા બિહામણું લાગતું હતું. બંને વચ્ચે વાતચીત ચાલતી હતી.

સ્ત્રી: 'ગમે તેમ કહો, પણ તમે ચંદનને વિલાયત જવા દીધો તે સારું ન કર્યું.'

પુરુષ: 'તમારાં બૈરાંમાં તે ક્યારે અક્કલ આવશે? પરીક્ષામાં જો છોકરો પાસ થાય તો આ બધું ય સારું વળી જાય ને? એનું તમને ભાન છે?'

'હવે ભાન. તમે પુરુષો તો જાણો કે તમે જ એકલા ડાહ્યા. એને રસ્તામાં કેટલી વિપત પડશે? વળી સાહેબલોકના ભેગું રહેવાનું એ વટાળ હાથે કરીને ઘરમાં ઘાલ્યો. આપણે બ્રાહ્મણની જાત. એ તે આપણને શોભે?'

'શોભે કે ન શોભે, જવાથી જેટલો લાભ થાય છે એના કરતાં ગેરલાભ ઓછો છે, સમજી?'

'કપાળ તમારૂં "ઓછો છે!" મોટા લાભ અને વગરલાભ જોનારા ના જોયા હોય તો!'

શ્યામશંકર આ મહેણાટુંણાં વધારે સાંખી શકે એમ ન હતું. 'વધારે લવલવ કરીશ તો કાંઈક માર ખાઈ બેસીશ.' એમ બોલી મનને પરાણે રોકી રાખી તે શાંત પડ્યા અને પાસે પડેલી બીડી પીવાની ડાબડી ઉપર હાથ મૂક્યો.

હીરાગૌરીને લાગ્યું કે તે છૂટી મારશે (જોકે તેમ હતું જ નહિ) એટલે તે ઊઠીને ઓરડા બહાર ગયાં.

**વિસ્તાર પહેલો**

બીજે દિવસે હીરાગૌરીને ઓટલે સાંજના ચારેક વાગ્યે બૈરાંઓની મીટિંગ ભરાઈ હતી. જમની દરજણ હાથમાં બાંધણી ગૂંથતી પગથિયાં ઉપર બેઠી હતી. સોમલી ગાંયજણ, દયણાંવાળી ઝવી અને અમથી એંઠવાડ કાઢનારી નવરાશનો વખત કાઢી આજે આવ્યાં હતાં.

પાડોશીના ઘરની વેણીરામ માસ્તરની વહુ નવી કાકી એમના છૈયાને ખોળામાં ઢાંકી વાતો કરવા મચી ગયાં હતાં, જ્યારે વેણીરામ માસ્તર ઉપર મેડીએ ઊભાઊભા નિશાળમાંથી બોલાવી આણેલા એક છોકરા પાસે વાસીદું વળાવી ચાદરૂં પથરાવતા હતા, અને વચ્ચે વચ્ચે નીચે થતી બૈરાંની વાતોમાં ધ્યાન દેતા હતા.

નવી કાકી: 'હીરી ભાભી! કાલ શું હતું? આય! હાય! તમારા શ્યામોભઈ તો બહુ, ભૈશાબ—બહુ ઝાંઝી. હું તો બારીએ ઊભી હતી અને તમને ધાંટા પાડતા હાંભળી મારો તો બા જીવ ઊડી ગયો! મેંકુ આ તો હીરીભાભીને મારશે કે શી બલા! મેં તો એમને (વેણીરામને) કહ્યું કે તમે જાવ ને શ્યામાભાઈને જરા ટાઢા પાડો. એમનો સ્વભાવ બહુ હારો ક્યો. જો; આ

હું કોઈક દા'ડો એમની હાસું બોલું ખરી, પણ હજી લગણ મને કીચો અખખરે કહ્યો નથી.'

હીરાગૌરી: 'બળ્યું, જવાદો ને એ વાત. હું તો એમનાથી ત્રાસી ગઈ છું. સારૂં થયું કે બહાર જતી રહી; નહિ તો કોણ જાણે શું યે કરી નાખત. એ તો મારી સામે આંખો કાઢીને હાથ ઉગામતા હતા. સાળું, વૈડે ઘડપણ કોડીની યે અક્કલ નહિ! જેમજેમ મોટા થતા જાય છે, તેમતેમ ભોંયમાં પેસતા જાય છે. બાપ, એમણે તો છીંકણીની (બીડીની કહે તો બ્રાહ્મણ થઇને બીડી પીએ છે એમ કહેવાય!) ડાબડી મારા ઉપર ફેંકી, તે તડાક લઇને મારા પગ ઉપર વાગી. એ તો હું નાસું યે નહિ ને બચું યે નહિ.'

બાંધણી ગૂંથતી જમની બોલીઃ 'બહુ આકરા શ્યામાભાઈ, લ્યો. મારે ત્યાં યે તમારા ભાઈ છેસ્તો; પણ કોઈ દા'ડો મારી આગળ ચાંટો કાઢીને બોલે નહિ. એક દા'ડો ગજ લઇને મગનીઆ (એમનો ચિરંજીવી) પાછળ પડ્યા હતા; પણ મેં વાર્યા કે ચૂપ.'

'ને મારા ઘરમાં ય—' સોમલી ગાંયજાણ બોલી ઉઠીઃ 'તમારા જેવું નહિ. એક દા'ડો છે ને, તે કોઈ ઘરાક મને મોકલવાનું કહી ગએલો, ને મૂઇ, હું તો ભૂલી ગઈ. એમને ખબર પડી કે વડ્યા; પણ મારવાબારવાની વાત નહિ.'

અમથી એંઠવાડ કાઢનારી (જે વિધવા હતી): 'બા, જારે એ જીવતા તારે હું એ વેળા નાની ખરી. પણ કામ ને કાજ બધું મને સોંપી દીધેલું. ચાકરીએથી આવે અને પડી રહે. બોલે કે ચાલે. હું તો કહું છું કે ભાયડો હજો તો એવો હજો.'

ઉપર ઊભાઊભા વેણીરામ આ બધું સાંભળતા હતા અને મન સાથે વાત (Soliloquy) કરતા હતાઃ આ વાત અચા કાકા (હીરાગૌરીના પિતાશ્રી) ને કાને નાખવી જોઇએ. ગમે તો

હીરીભાભીને એ ચાર દહાડા પિયેર રાખે, પણ ઘરનો કંકાસ આમ ચાલવા દઈએ એ તો ઠીક નહિ. સારા પુરુષનું એ લક્ષણ નહિ. આપણે, સાળું, છોકરો લેસન ના કરી લાવ્યો હોય તો ચે મારતાં વિચાર કરીએ;—જોકે ખરી રીતે આપણને તો સંપૂર્ણ હક્ક છે. પણ આમ એ હક્કનો દુરુપયોગ કરાય કે?

માસ્તરને બિચારાને બહુ લાગી આવ્યું. એ ગુસ્સે જલદી થઈ જતા હતા. અને તેની નિશાની તેમના નાક ઉપર પડી ગઇ હતી. છોકરાઓ ઉપર વારંવાર ચિડાઇચિડાઇને એમનાં નસકો-રાંનો આકાર અણીદાર બની ગયો હતો. તરત જ એમણે પંચિયા-નો લટકતો છેડો કેડમાં ખોસી દીધો, લાંબી બાંહ્યનું અંગરખું ચઢાવી લીધું અને છાતીના એક પડખા આગળ કસની ગાંઠો વાળી. અંદર કાંઇ પહેરેલું નહિ હોવાથી બીજું પડખું ઉઘાડું જ રહ્યું. પેટીના વચાળામાંથી પાઘડી કાઢી માથે મૂકી અને હાથમાં મોટી લાકડી લઇને એ અચાકાકાને ઘેર જવા નીકળ્યા.

એમને બહાર જતા જોઇને ઊભળકો આવવાથી નવીકાકી બોલી ઊઠ્યાં: 'કયમ, એટલામાં ક્યાં જાવ છો?'

'જહાનમમાં . . . . સાળી બૈરાંની આ ટેવ. બહાર નીકળ્યા કે ક્યાં જાવ છો?' અને આમ મોટો ઘાંટો કાઢી માસ્તર પાછા ઘરમાં જઈ હીંચકે બેઠા.

'એમને ધરમ ઉપર તો ગાંડછા જ લાગી છે. હીરાભાભી, કોઇ અપશુકન કરાવે તો એમનો જીવ ઊડી જાય.' જોકે પોતાનું મોઢું તો પડી ગયું હતું છતાં રીસને જુદું રૂપ આપી નવીકાકી બોલ્યાં. બીજાં બૈરાં શાંત બેસી રહ્યાં.

માસ્તર ઘડી રહીને બહાર નીકળ્યા અને થોડી વાર પછી બૈરાંમીટિંગ પણ બરખાસ્ત થઈ.

## વિસ્તાર બીજો

અચાકાકાનું ઘર ચાંલ્લાઓળની એક ગલીઆરીમાં આવ્યું હતું. આંગણામાં પેસતાં જ ગટર હતી, જે ઊભરાઇને પાણી આખી ગલીમાં ફરી વળ્યું હતું. માસ્તર કૂદકા મારતા ત્યાં જઈ પહોંચ્યા. અને બારણાં આગળ ખડા થઈ અચાકાકાના છોકરાને હાંક મારી બારણું ખખડાવ્યું:

'શંકરભા . . . ઈ!'

'કોણ છે એ? જો અલ્યા શંકરીઆ, બારણું ઉઘાડ તો.' બારી આગળથી અચાકાકા બોલ્યા.

બારણું ઊઘડ્યું અને માસ્તર મેડે ચડ્યા.

'જય જય મુરબ્બી.' દાદરને પગથિયે રહી હાથ જોડી માસ્તરે ચોકો ઊંચો કર્યો.

'ઓહો, માસ્તર! તમે ક્યાંથી? બહુ દહાડે ભૂલા પડ્યા! કેમ, અમારી હીરી ને શ્યામશંકર ખુશીમાં છે ને? હમણાંના તો કોઈ આવ્યાં જ નથી. જાણ્યું કે? ભાણાને તો વિલાયત મોકલ્યો!'

'હા મુરબ્બી; પણ એની પંચાત જાગી છે. ભાણાના વિલાયત ગયા પછીનો રોજ ઘરમાં કંકાસ થાય છે. અમારે તો દેખવું ને દાઝવું એય રહ્યું.'

અચાકાકા: 'તો ય પણ; શું છે એવડું બધું? કાંઈ થયું છે?'

વેણીરામ: 'આ કાલે જ, લ્યોને; શું શ્યામશંકરભાઈ ઊપડ્યા હતા! ઉડાવતાંક ને છૂટી ડાબડી કે તાળું કાંઇ એમના તરફ ફેંક્યું તે એમની આંગળી ઉપર વાગ્યું. મોટું ઢીમણું થયું ને લોહી તરી આવ્યું. હું તો આજે કહેવા આવ્યો છું કે બે દહાડા હીરીબહેનને (શ્યામશંકરને ઘેર ભાભી કહેવાની, પણ અચાકાકાને ઘેર બહેન! બંનેનું મન રાખવું પડે ને?) અહીં બોલાવો; એટલે વકીલને

જરા ખબર પડશે કે ઘરમાં કેમ રહેવાય છે!'

અચાકાકા: (અઢેલીને બેઠા હતા તે ઊંચા થઇ જઈ) 'શું કહો છો વેણીરામ? આવડી મોટી ઉમરે શ્યામલો મારી છોડીને મારે છે? અલ્યા શંકરીઆ . . . એ શંકરીઆ . . . ક્યાં મરી ગયો? જા હમણાં ને હમણાં તારી બહેનને બોલાવી આવ. જા ઝટ, કહું છું!'

શંકર: 'આ ચાલ્યો, બાપા.'

વેણીરામ: 'કાકા અત્યારે રહેવા દો; વાળુનો વખત થયો છે.'

અચાકાકા: 'અરે, ઊંધી ગયું એનું વાળુ. ખાશે તો ખાશે, નહિ તો પડશે જહાનમની ખાડીમાં! આ શું સાળું, રોજ ભવાડા?'

. . . . . . . . . . . .

થોડી વાર રહી હીરાગૌરીને લઈ શંકર આવ્યો. જોડે એક રંગારો મિયાં હતો. હીરાગૌરીએ છાયલ છપાવ્યાં હશે તેના પૈસા લેવા એ આવ્યો હતો. ત્રણે જણાં ઘરમાં આવ્યાં.

'કેમ બાપા, એકદમ? હું તો સમજી કાંઈ માંદાસાજા થયા કે શું?' હીરાગૌરીએ ઉપર ચડતાં વાર જ પૂછ્યું.

'બોલ, કાલે શું હતું?' જાણે હીરાગૌરીને દબડાવતા હોય એમ ડોસા ધ્રુરકી ઊઠ્યા.

હીરાગૌરી: 'કશું યે નહોતું. (માસ્તર સામે જોઈ) તમે યે બળ્યું માસ્તર કેવા છો તે? અમથો ડોહાના જીવને વગર ફાંહાનો કંકાસ થાય!'

અચાકાકા: 'કેમ પાછી? કહી દે શું હતું તે?'

હીરાગૌરી: 'એ તો રાતે ચંદનના વિલાયત ગયાની વાત કરતા હતા. મેં તો કહ્યું કે એને મોકલ્યો તે સારૂં ન કર્યું. એની વહુ ઘેર તેડવા જેવડી થઈ. બિચારીને ક્યાં સુધી પિયેર રહેવા

ફેવી? ઉમરલાયક છોકરે વેર રાખ્યું સારૂં નહિ. પણ એટલામાં તો એ ચીડાઈ ગયા ને છૂટું તાળું કે કાંઈક પડ્યું'તું તે મારી ઉપર ફેંક્યું તે પગ ઉપર તડાક લઇને એવું વાગ્યું! હજી આજ સવારે જ લોહી નીકળતું બંધ થયું.'

અચાકાકા: 'ઓ તારૂં કાણું થાય, અલ્યા શ્યામલા! મેં તને આટલા વાસ્તે છોડી આપી છે કે?'

મિયાં જે દાદરા આગળ ઊભે પગે બેસી રહ્યો હતો તે પણ બોલ્યો: 'યે તો સાલા બ્હૉત કમજાત! એસી હીરાબહેન જેસી ઓરતકો એસા કરતા હે, તો દુસરી કોઇ કલાંઠ હોવે તો વો ક્યા ન ક્યા કર ડાલે?'

વરને કોઇ ગાળો દે તેમાં આજકાલનાં સ્નેહાળ બૈરાંને કશું જ લાગતું નથી! અચાકાકા ગાળો દે અને રંગરેજ મિયાં પણ દે; પણ હીરાગૌરીના પક્ષમાં રહી દે ત્યાં સુધી કાંઇ બોલવું ઠીક નહિ. પોતાની મદદમાં એ બધાં હતાં એમ જાણી એ તો બિચારી ખુશી થતી હતી.

હીરા૦: 'અરે જવાદો ને, મિયાં સાહેબ, વાત જ. એ તો હું ત્યાંથી જતી રહી; નહિ તો લાકડી લઇને મારવા આવે એવા છે.'

અચાકાકા: 'ઠીક જા અલ્યા શંકર. મોહનને અને કાળિદાસને બોલાવી લાવ. હમણાં ને હમણાં નાત એકઠી કરાવીએ ને માફી મંગાવીએ.

મિયાં: 'હીરાબહેન, અબ તો તુમ યે કામમેં પડ ગયે. કલ ફજરમેં આઉં!'

હીરાગૌરી: 'હા હા, મિયાં કાલ ફજરમાં જ આવજો. હિસાબ કરીને પૈસા ચૂકવી દઇશું. તમારે ખોટી થવું નહિ પડે.'

'અચ્છા' કહી મિયાં ત્યાંથી વિદાય થયા.

માસ્તરે શંકરને જતો અટકાવી અચાભાઇને સમજાવ્યા: 'હવે

રહેવા દો. આમ આકળા શું કરવા થાઓ છો. હવે ફરીથી એવું કરે તો વળી જોજો. એ કાંઇ નાના નથી. હોય, કોઈ દહાડો એમે થાય. હું સાંજે જઇને એ અક્ષર કહીશ.'

ડોસા કાંઈક ટાઢા પડયા ને ખુરશીમાં તકિયો મૂકીને આડા પડતાં શંકરને કહ્યું: 'ના જઈશ, અલ્યા.'

'લ્યો હીંડો હીરાબહેન આવવું છેને?' માસ્તરે જવાની શરૂઆત કરી: 'લ્યો કાકા, જય જય તસ્દી આપી તે માફ કરજો. પાછું, ઘેર વાટ જુએ.'

હીરાગૌરી: 'બાપા! જાઉં છું; કાલે બપોરે આવીશ.'

ડોસાએ રૂઆબમાં કાંઈ જવાબ દીધો નહિ. માસ્તર અને હીરાગૌરી ઘર તરફ વળ્યાં.

## વિસ્તાર ત્રીજો

કૂતરાં ભસતાં સાંભળી 'અબે સાલે' કહેતો મિયાં ઘર તરફ આવ્યો. કાળુપુરમાં પાંચપટ્ટીમાં એનું ઘર હતું. એ પોળમાં વાણિયાબ્રાહ્મણની સારી વસ્તી હતી અને ત્યાં મિયાંએ સારી ઘરાકી બાંધી હતી. પોળમાં પેસતાં વહેંત જ મિયાંએ એક વાણિયાનું બારણું ધકકેલી ઠોક્યું. આ વાણિયો શ્યામશંકર વકીલનો લગભગ રોજનો અસીલ હતો.

'છપ્પનચંદ! જરી ખોલો તો સહી.' કહી મિયાંએ બારણું ખૂબ ખખડાવ્યું.

થોડીવારે ટૂંકકું પંચિયું પહેરેલા છપ્પનચંદે બારણું ઉઘાડ્યું: 'કેમ મિયાં, કુચ ખબરઅંતર લાયે છો?'

'ખબરઅંતર તો કુચ હય નહિ. મૈં તો ગોદાવડી ભાભીકા કપડાં લેને આયા હું.' જોકે મન તો શ્યામશંકરના ઘરની વાત કહેવાનું મિયાંને બહુ થઈ ગયું હતું; પરંતુ એકદમ કાંઈ કહેવાય?

રાત્રે મિયાં શા કામે આવ્યો હશે, તે જોવા એક પડોશણ બાજરીનો લોટ લેવાનું બહાનું કાઢી છપ્પનચંદને ઘેર આવી અને બારણાં આગળ સોડિયું વાળી ઊભી રહી. સામેને ઘેરથી છગલો નોકર બીજે દિવસે પૂને જવાનો હોવાથી કામકાજ પૂછવા આવ્યો. બીજાં પણ બેત્રણ પડોશી જુદાંજુદાં બહાનાં કાઢી વાણિયાને ઘેર આવ્યાં.

ઠઠ ભરાએલી જોઈ મિયાં જાણે ભૂલી ગયો હોય તેમ ઢોંગ કરી 'મગર મેં ભૂલ ગયા, તુમકો એક બડી બાત કહેની થી હય; બેઠો તો સહી'. કહી જોડા કાઢવાની જગ્યા આગળ મિયાં બેસી ગયો.

વાણિયો હીંચકે બેઠો અને પાડોશી સાંભળવામાં તલ્લીન થઇ ગયાં.

છપ્પનચંદ: 'શાની બાત હય મિયાં?'

મિયાં: 'ક્યા કહું? તુમ તો શ્યામશંકરભાઈ કો અચ્છે આદમી બોલતે થે, લેકિન વો તો બડે કાફર હે.'

છપ્પનચંદ: 'શું કહો છો મિયાં? તમે ઇસ્કો ઘેરે ગયા થા?'

મિયાં: 'ઉસ્કે તો નહિ, મગર ઉસ્કી જોરૂકા જો ઘર હે ને, વહાં મેં તો ગયા થા. ઔર ક્યા બાત કહું? શ્યામશંકરભાઇને ઉસ્કી જોરૂકો કીતને ઝપાટા દે દિયા હૈ! (એક શ્વાસ લઇ) વકીલ સાહબને લકડી લેકર હીરાબહન કો તો મારી હૈ. તોબાહ, તોબાહ! ઔરે લોક અપનેકો તો અંગ કૈસે દીખાવે; મગર ઉસ્કે પગો મેં જો એક ઝપાટા દિયા હૈ! ખુદા સલામત! મેં ને મેરી આંખસે વો દેખા.'

બધાં રસ લઇને સાંભળતાં હતાં.

છગલો: 'તોપણ હુવા તો ક્યા એ તો કહો મિયાં છાબ?'

મિયાં: 'એસી હકીકત થી, કે જો ઉસ્કા લડકા હે ના, વો

વિલાયત ભાગ ગયા હૈ; ઔર યે લડકેકી ઔરત હૈ વો બડી કમજાત હૈ. વો ભાગ ગઇ હૈ કે વાં હય વો તો હમકો બરાબર માલૂમ નહિ, લેકીન વો લડકા તો કોઇ લડકીકો લેકર ભાગ ગયા હય.'

છપ્પનચંદ: 'હેં! પછી?'

મિયાં: 'પીછે વો સબ બાત કુછ હીરાબહનને નીકાલી હોગી, તો વકીલને ઉનકો મારા. પીછે હીરાબહન બાવા કે વહાં ચલ ગઇ. ઔર સબ બાત અપને બાવાકો બોલ દીયા; વો હય તો બુઢ્ઢે આદમી, મગર બડે જોરાવર. દોચાર દોસ્તદારોકો બુલા કર વો શ્યામશંકર કે વહાં ગયે હય, ઔર ઉસ્કુ બરાબર સજા દેને વાલે હય. મૈંને રસ્તેમેં ઐસા ભી સૂના કી વકીલને દોચાર સિપાઇયોંકો બુલાયા હય ને વો બુઢ્ઢે કો ઔર ઉસકે દોસ્તોકો પકડને વાલે હય. બડા ધાંધલ હો રહા હય; કયા બાત કહું?'

છગલો: 'કયા કહેતા હો મિયાં? સચ્ચ વાત હે?'

મિયાં: 'તો હમ કયા જૂઠ બોલને વાલા? મૈં અભી ઉન્કે વાં ગયા થા, સાલ્લેકે પેસે લેનેકો. સબ હકીકત મેરે કાનસે સુની'.

આ બધી વાત છગલા નોકરે સાંભળી લીધી. એવા લોકોને આવી વાતમાં બહુ રસ પડે છે. મિયાં તો પછી ઘેર ગયો અને વાતો કરતાં પાડોશી વીખરાઈ ગયાં.

**વિસ્તાર ચોથો**

'શું ચાલે છે, ઘેલાશા?'

પૂનામાં બુધવાર પેઠમાં એક ગજીઆણીવાળા અમદાવાદી શ્રાવકની દુકાનમાં પેસતાંપેસતાં એક દક્ષિણીએ પૂછ્યું.

'અહો, રાવડીકર સાહેબ! ઘણા દહાડે દેખાયા? આ તો જરા નોકર કાલ અમદાવાદીન આલા આહે, તેથી ત્યાચી સાથ વાત કરતો કી કાંક નવાજૂની આહે?'

રાવડીકર: 'તો કાંઇક છયે કે?'

શ્રાવક મરાઠીમાં બોલવાનો લાભ લેતો, ત્યારે રાવડીકર ગુજરાતીમાં બોલવાનો પ્રયત્ન કરતા હતા. તે થોડો વખત સુરતમાં રહી આવેલા હતા.

ઘેલાશાહ: 'તે સાંગતો કે ....'

રાવડી: 'શું કહે છય.'

ઘેલાશાહ: 'તે સાંગતો કે અમદાવાદમાં સાંકડી શેરી મધ્યે મોટી લડાઈ ઝાલી આહે.'

'કાય, મોટી લડાઈ થયા છયે?'

'હા છાબ.' છગલો બોલ્યો.

મિસ્તર રાવડીકર એક પત્રના ઉપતંત્રી હતા એટલે આ બાબત સાંભળવા ખાસ બેસી ગયા.



'કાય આહે? કાય સાંગતો?'

'અરે છેટ, કાય સાંગું! જો લડાઈ ઝાલી આહે કે પોલીસ અમલદાર એકઠા થઈ ગયા હતા અને એક બૈરી લોહીલોવાણ થઈ ગઈ છે. એક વૈડા આદમી લડાઈમાં આવી ગયો છે. અને બધાં લોકોને પોલીસ લોકોએ પકડ્યા આહે. મી કાલ ત્યાંથી જ આલા.'

'કાય! તે લઢાઈ થયા કેવી રીતે તે તુલા માહિત છે ખરા કે?'

'અરે છેટ! મને તો બધું માહિત આહે. મી જાતે ત્યાંથી જ આલો અને એટલું ખબર નહિ હોય છેટ? ઇમ ઝાલા, તે એક બૈરીને ઇના ધણીએ મારી.'

'કાય? મારી, શું કરવા?'

'તે કાંઈ બહાર રખડતી હછે. પણ તેને મારી તે વાતની જાણ તેના માબાપને થઈ. એટલે બૈરીનાં માબાપ, તેના ઓળખીતા, બધા મળીને ઇના ધણીને ઘેર ગેલા અને ત્યાં તોફાન મચાયું.

બધાં લોક એકઠાં થઇ ગેલાં. પોલીસલોક આવી પહોંચલા અને બધાંને પકડ્યાં. બૈરીના ધણીના ઘરના કાચ ફોડી નાંખ્યા આહે અને બહુ નુકશાન કર્યું આહે.'

'તો તુ તિકડુન આલા?'

'છેટ, કાલ રાતના જ મી આલા.'

'તો તું તિકડે હાજર હથો કે કોઇના કહેલા આ તું કહેતો?'

'છેટ, એક મિયાં તીકડે ગેલો, તે માઝા ઘેર આઈને મલા તીકડે તેડુન ગેલો.'

રાવડી: 'અસા? તો તો સાચી વાર્તા જ હોઇલ. મી તે વાત સાપા મધ્યે આપું તો કાંઈ વાંધો તો છે નથી. ના?'

ઘેલા: 'નહિ જી, વાંધા કશાલા? બેલાશક છાપજો.'

રવિવારે પૂનામાંથી 'વિશ્વમાહિતી' નામનું અઠવાડિક પત્ર નીકળતું હતું. તેના તંત્રી મિ. પડઘમકર વકીલ હતા. તેમનો ઘણોખરો વખત કોર્ટમાં જતો હોવાથી બધું કામ સબ એડીટર મિ. રાવડીકરને સોંપવામાં આવ્યું હતું. 'વિશ્વમાહિતી' આજકાલનાં પત્રોની માફક જ ચાલતું હતું. એ વળી શા માટે ખરી હકીકતની તપાસ કરે? મિ. રાવડીકરને તારની માફક છગલા નોકર તરફથી ખબર મળી અને નીચે મુજબ તેમણે છાપી માર્યું.



## अमदाबाद ची खबरें

(आमचा खास खबरपत्री कडून.)

ता. ३०वी जुलाइ चा रोज सायंकाळी आठा चे सुमारी अमदाबाद शहरांत एक मोठें हुल्लड झालें. कारण असा होता कीं शहर चा एक नामांकित गृहस्थाची बायको अनाचार करित असतां सांपडली गेली म्हणून ह्या गृहस्थानें त्याला फार मार मारला. हि माराचि खबर बाइचा कुटुंब

नातेवाईक विगेरेला कळली आणि ही सघळे मिळून तीच्या घरी गेले. आणि लांब मोठये लाठ्या घेऊनदार आणि वार्यांवर आपटून काच फोडून टाकले, आणि घरांचे आंत शिरतात इतक्यांत पोलीसलोक तीथे येऊन पहोंचले आणि हुल्लड शांत करण्यां करितां बंदुकाचे खाली व्हार केले त्या मूळे हुल्लडखोर सघळे पळून गेले. गुन्हेगार, बाई आणि त्यांचा नवरा हि सघळाला गीरफतार करण्यांत आला आहे आणि कोर्टात यांचि तपास शुरु आहे.

## અમદાવાદની ખબરો

(અમારા ખાસ ખબરપત્રી તરફથી)

ગઈ તા. ૩૦મી જુલાઇના રોજ સાંજના આઠેક વાગ્યાના શુમારે અમદાવાદમાં એક મોટું હુલ્લડ થયું હતું. કારણ એમ હતું કે શહેરના એક નામાંકિત ગૃહસ્થની સ્ત્રી અનાચાર કરતાં પકડાઈ ગઈ અને તે ગૃહસ્થે તેને ખૂબ માર માર્યો હતો. મારની હકીકત બાઇના કુટુંબ-સંબંધીઓને ખબર પડી અને તે સઘળાં એકઠાં થઇને બાઇને ઘેર ગયાં અને લાંબી લાંબી લાકડીઓ લઈને બારીબારણાં ઉપર પછાડી કાચ ફોડી નાખ્યા અને ઘરમાં પેઠા. એટલામાં પોલીસ લોક આવી પહોંચ્યા અને હુલ્લડ શાંત કરવા બંદૂકના ખાલી બાર કર્યા. આથી બધા હુલ્લડખોર વીખરાઇ ગયા.

ગુન્હેગારોને, બાઇને તથા તેના ધણીને પકડવામાં આવ્યા છે અને કોર્ટમાં તપાસ ચાલે છે.

## વિસ્તાર પાંચસો

... બાબુ કપોતકુમાર નામના એક બંગાળી ગૃહસ્થ FACTS ('ફૅક્ટ્સ'–ખરી હકીકતો) નામનું એક દૈનિક પત્ર અંગ્રેજીમાં કાઢતા

બધાં લોક એકઠાં થઇ ગેલાં. પોલીસલોક આવી પહોંચલા અને બધાંને પકડ્યાં. બૈરીના ધણીના ઘરના કાચ ફોડી નોંખ્યા આહે અને બહુ નુકછાન કર્યું આહે.'

'તો તુ તિકડુન આલા?'

'છેટ, કાલ રાતના જ મી આલા.'

'તો તું તિકડે હાજર હથો કે કોઇના કહેલા આ તું કહેતો?'

'છેટ, એક મિયાં તીકડે ગેલો, તે માઝા ઘેર આઇને મલા તીકડે તેડુન ગેલો.'

રાવડી: 'અસા? તો તો સાચી વાર્તા જ હોઇલ. મી તે વાત સાપા મધ્યે આપું તો કાંઇ વાંધો તો છે નથી ના?'

ઘેલા: 'નહિ જી, વાંધા કશાલા? બેલાશક છાપજો.'

રવિવારે પૂનામાંથી 'વિશ્વમાહિતી' નામનું અઠવાડિક પત્ર નીકળતું હતું. તેના તંત્રી મિ. પડઘમકર વકીલ હતા. તેમનો ઘણોખરો વખત કોર્ટમાં જતો હોવાથી બધું કામ સબ એડીટર મિ. રાવડીકરને સોંપવામાં આવ્યું હતું. 'વિશ્વમાહિતી' આજકાલનાં પત્રોની માફક જ ચાલતું હતું. એ વળી શા માટે ખરી હકીકતની તપાસ કરે? મિ. રાવડીકરને તારની માફક છગલા નોકર તરફથી ખબર મળી અને નીચે મુજબ તેમણે છાપી માર્યું.

### अमदाबाद ची खबरें

(आमचा खास खबरपत्री कडून.)

ता. ३०वी जुलाइ चा रोज सायंकाळी आठा चे सुमारी अमदाबाद शहरांत एक मोठें हुल्लड झालें. कारण असा होता कीं शहर चा एक नामांकित गृहस्थाची बायको अनाचार करित असतां सांपडली गेली म्हणून ह्या गृहस्थानें त्याला फार मार मारला. हि माराचि खबर बाइचा कुटुंब

नातेवाईक विंगेरेला कळली आणि ही सघळे मिळून तीच्या घरी गेले. आणि लांब मोठये लाठया घेउनदार आणि बार्यावर आपटून काच फोडून टाकले, आणि घरांचे आंत शिरतात इतक्यांत पोलीसलोक तीथे येउन पहोंचले आणि हुल्लड शांत करण्यां करितां बंदुकाचे खाली व्हार केंले त्या मूळे हुल्लडखोर सघळे पळून गेले. गुन्हेगार, बाई आणिं त्यांचा नवरा हि सघळाला गीरफतार करण्यांत आला आहे आणि कोर्टात यांचि तपास शुरु आहे.

## અમદાવાદની ખબરો

(અમારા ખાસ ખબરપત્રી તરફથી)

ગઈ તા. ૩૦મી જુલાઇના રોજ સાંજના આઠેક વાગ્યાના શુમારે અમદાવાદમાં એક મોટું હુલ્લડ થયું હતું. કારણ એમ હતું કે શહેરના એક નામાંકિત ગૃહસ્થની સ્ત્રી અનાચાર કરતાં પકડાઈ ગઈ અને તે ગૃહસ્થે તેને ખૂબ માર માર્યો હતો. મારની હકીકત બાઇના કુટુંબ-સંબંધીઓને ખબર પડી અને તે સઘળાં એકઠાં થઇને બાઇને ઘેર ગયાં અને લાંબી લાંબી લાકડીઓ લઈને બારીબારણાં ઉપર પછાડી કાચ ફોડી નાખ્યા અને ઘરમાં પેઠા. એટલામાં પોલીસ લોક આવી પહોંચ્યા અને હુલ્લડ શાંત કરવા બંદૂકના ખાલી બાર કર્યા. આથી બધા હુલ્લડખોર વીખરાઇ ગયા.

ગુન્હેગારોને, બાઇને તથા તેના ધણીને પકડવામાં આવ્યા છે અને કોર્ટમાં તપાસ ચાલે છે.

## વિસ્તાર પાંચમો

હતા. કપોતકુમાર લગભગ બધી ભાષાઓ જાણતા કહેવાતા, પણ એમના જ્ઞાન ઉપરથી માત્ર અધકચરો જ પ્રવેશ એમણે કરેલો લાગતો. 'વિશ્વમાહિતી' એમની ઑફિસમાં ગયું અને અમદાવાદની ખબરો વાંચી તે ઘણી નવાઇ પામ્યા અને પોતાના પત્રમાં નીચે મુજબની ખબર એમના ગ્રાહકોને આપી:

Special News From Gujarat

Riot at Ahmedabad

As far as the information goes correct our contemporary 'The Vishwamahiti' declares that on 30th ultimo at about 9 o'clock in the evening, there was a great riot at Ahmedabad. It is said that a gang of robbers having disguised themselves as travellers had put up at a noble man's house. At about 9 o'clock they having sought some occasion to quarrel with the host attacked the house and killed some two or three servants of the family. The police authorities' aid was called for, but the mischief did not subside, until the Superintendent ordered to fire. With some resistance, however, the rioters are arrested and the case is being inquired by the Court.

**ગુજરાતની ખાસ ખબરો**

અમદાવાદમાં હુલ્લડ

ભાઈબંધ 'વિશ્વમાહિતી' જણાવે છે તે પ્રમાણે ગઈ તા. ૩૦મીના રોજ રાત્રે નવ વાગ્યે અમદાવાદમાં એક મોટું હુલ્લડ થયું હતું. એમ કહેવાય છે કે મુસાફરોના વેશમાં એક લુટારાની ટોળી શહેરના કોઈ નામાંકિત

ગૃહસ્થને ઘેર ઊતરી હતી. આશરે નવ વાગ્યે તે ગૃહસ્થની સાથે કજિયાનું કારણ શોધી કાઢી એમણે ઘર ઉપર દરોડો પાડ્યો અને બેત્રણ નોકરોનાં ખૂન કર્યાં. પોલીસની મદદ માગવામાં આવી હતી પરંતુ સુપરિન્ટેનડન્ટ સાહેબે ગોળીબાર કરવાનો હુકમ કર્યો ત્યારે જ તોફાન શાંત થયું! હુલ્લડખોરોને કેટલીક મહેનતે પકડવામાં આવ્યા છે અને કોર્ટમાં કેસ ચાલે છે.

### વિસ્તાર છઠ્ઠો

ઉપરની ખબર વિલાયતના એક ખબરપત્રીના વાંચવામાં આવી. ખબરપત્રી મૅટ્રિક પાસ પણ ન હતો. એણે એક 'All Truth Telegraph Company' (સર્વસત્ય તાર કંપની) કાઢેલી. તેણે ખાસ કરીને વિલાયતની ખબરો વાસ્તે લંડનના 'WORLD'S NEWS' (જગત સમાચાર) નામના છાપાના અધિપતિને નીચે મુજબ તાર કર્યો:

'Riot in the Bombay Presidency. Public Servant's house attacked. Resistaence to the Police Authority. The Superintendent in danger. The ruffians arrested. Riot not yet subsided.'

'મુંબાઈ ઈલાકામાં હુલ્લડ. એક સરકારી નોકરને ઘેર દરોડો. બળવાખોરો પોલીસ લોકોની સામે થયા. સુપરિન્ટેન્ડેન્ટ ભયમાં. તોફાનીઓ પકડાયા. હુલ્લડ હજી શાંત થયું નથી.'

ઓ તમારૂં ભલું થાય છાપાવાળાઓ! સાંકડી શેરીનું લંબાવ્યું અમદાવાદ; અમદાવાદનું ગુજરાત; ત્યાંથી મુંબાઈ ઇલાકો અને ત્યાંથી આખું હિંદુસ્તાન? એમના મનમાં કે નાની જગ્યાઓ જાણીતી નથી માટે મોટી જગ્યાઓનાં નામ લખવાં. પણ એનો

અર્થ કેટલો બદલાય છે તેનો વિચાર ન આવ્યો.

વહાલા વાંચક! હવે જરા વાર્તાની શરૂઆતમાં લખાએલી હકીકત વાંચી જા અને સરખામણી કર કે પહેલી અને છેલ્લી ખબર વચ્ચે કાંઈપણ મળતાપણું છે? ડાર્વિનનો વિકાસવાદ અહીં પણ લાગુ પડે છે ને?

# રસરાજ

'સરિતા, છુપાઈને મારી પાછળ આવ. હું જરા આજ એમની ગમ્મત કરૂં.' એક પંદર વર્ષની તરુણી સાથેની સખીને કહેતી હતી.

'પણ પેલો ડોસલો બેઠો છે તે જોયું? જાણશે કે આપણે અહીં આવ્યાં છીયે તો ભાગ મેળવી નાખશે.'

'ચૂપ ચૂપ, ઘાંટા કાઢીને બોલીશ નહિ. એક તો એને બરાબર દેખાતું નથી, બીજું વળી સંધ્યાકાળ પડી છે અને ત્રીજું તેની નજર કાંઇ આપણા તરફ નથી. કહે, એ હવે શી રીતે જાણવાનો છે?' બોલનાર યુવતી ધીમે પગલે અર્ધસ્મિતે આગળ વધી.

ઉપવનની બાજુના ભાગમાં બેસવાને શિલાસન બનાવેલાં હતાં અને વચ્ચે મનોહર જલયંત્ર ઊડતો હતો. દરવાજા પાસેના એક આસન ઉપર આશરે અઠ્ઠાવીસેક વર્ષનો એક યુવક બેઠો હતો. તેના મુખ ઉપર ગ્લાનિની છાયા પડી ગઇ હતી. તે કંઇક વિચારમાં હોય તેમ તેની આંખ ઠરી રહી હતી. નીચે એક વૃદ્ધ બ્રાહ્મણ ફુવારા તરફ નજર રાખી બેઠો હતો.

'કહો રસરાજ, કોણ હશે?' પીયૂષવેલીએ સ્વર બદલીને ધીમે અવાજે પૂછ્યું.

'કોણ પીયૂષ?' તેનો હાથ પકડી લઇ રસરાજ ધીમે સ્વરે બોલ્યો: 'અત્યારે ક્યાંથી? લે છોડી દે.'

પીયૂષે હાથ લઇ લીધા. રસરાજ પાછળ ફર્યો અને સરિતાને

સાથે જોઈ ખમચાયો.

'સરિતા ! તું અહીં બેસ. અમે જરા આમતેમ ફરીએ છીએ. 'અને જો કુબેરશંકર શોધવા નીકળે તો જલદી અમને કહી જજે. અમે પેલી જૂઇના મંડપ પાસે છીએ.' રસરાજની આંગળી પકડી પીયૂષવેલી જૂઇના મંડપ પાસે ચાલી.

'કહો, હવે બાપુના વિચાર ફર્યા કે નહિ?'

'પીયૂષ! હવે ફરી રહ્યા. તારે ને મારે કંઈ પૂર્વ જન્મનું લહેણું લાગતું નથી. બાપુ આવા ક્રૂર કદી નહોતા લાગ્યા. હશે; મારૂં જે થાય તે ખરૂં, પણ તું હવે ક્યાંક બીજે સ્નેહ બાંધ. મારો તારી તરફનો સ્નેહ તને કાંઇપણ ઉપયોગનો નથી.'

'ખરેખર, રસરાજ ! હજી બાપુ આવા જ છે ? હું દક્ષિણી શા માટે જન્મી. ખરેખર કહો છો, બાપુ આવા જ છે ?'

પીયૂષ ગળગળી થઈ ગઇ. તેની આંખોમાં પાણી ભરાઇ ગયું. માથું રસરાજના ખભા ઉપર ટેકવી તે તેને બાઝી પડી. રસરાજમાં પુરુષનું કઠણ હૃદય હતું.

'આમ દિલગીર થયે કાંઇ વળશે ? તારે ભોગવવાનું તું ભોગવ, મારે ભોગવવાનું હું ભોગવીશ. સત્ય જ કહું છું કે હવે મારો એક પણ ઉપાય નથી.'

'તમે ચૂડામણિને કહો ને. એ તમારા પિતાને મારી અને તમારી સ્થિતિ કહેશે. મિત્ર તરીકે એ એટલી સેવા નહિ બજાવે ?'

'કેમ નહિ ! પણ એ બધું વ્યર્થ જશે; છતાં યે હું કહીશ.'

'રસરાજ, સાચું જ કહું છું કે જો તમારી સાથે મારો સંબંધ નહિ જોડાય તો મારૂં ધારેલું હું કરીશ.'

'પીયૂષ તારૂં ધારેલું તું કરજે ને મારૂં ધારેલું હું કરીશ. ખરેખર કહું છું કે હવે તો જીવવું જ નથી ગમતું. મારી

આટલી વયમાં પણ પિતા મને સ્વતંત્રતા ન આપે, મારી ઇચ્છાઓ પૂરી ન પાડે ત્યારે પછી એ પિતાનો પુત્ર રહી જીવવામાં શો લાભ ? હું એમનો એકનો એક પુત્ર છું. એટલે હું કદાચ એમનાથી છૂટો થાઉં તો એમને શોક થશે. મને એ વિચાર આવે છે ત્યારે મરણમાં પણ દિલગીરી લાગે છે. પણ તું આવી તો આટલી મોડી કેમ આવી ? જો વહેલી આવી હોત તો સંપૂર્ણરીતે આ હૃદય ખાલી કરત. હવે ઘેર જઇને આંસુ પાડીશ ત્યારે શાંતિ થશે.' રસરાજ શાંત પડી ગયો અને શૂન્ય મુખે પીયૂષ સામે જોઈ રહ્યો. તેનાં આંગળા છોડી એણે કેડ પર હાથ મૂક્યો હતો અને શોકમાં પણ પળવાર મળેલા આનંદનો લાભ લેતો હતો.

આમતેમ ફરી બંને જણ જળયંત્ર તરફ ફર્યાં. કુબેરશંકર ત્યાં લાકડાં લઇ ઊભો રહ્યો હતો અને રસરાજને જોતો હતો. બંને જણાં ખમચાયાં. નજર નાખતાં સરિતા ત્યાં ન હતી.

'પીયૂષ આવજો'; પાછળની બાજુથી પસાર થતો રજા માંગતો ધીમો સ્વર સંભળાયો. રસરાજ કુબેરશંકર તરફ વળ્યો અને બંને જણા ઉપવનની પાસેના મહાલયમાં પ્રવેશ્યા.

સરિતા વૃક્ષ નીચે ઊભી રહી હતી. પીયૂષ આવતાં જ તરત ઘર તરફ ફરી. ઉદ્યાનમાં સાંજનો આનંદ મૂકી રાત્રિની ગ્લાનિ પીયૂષના મુખ ઉપર આવી ગઇ.

(રાગ કાલિંગડો—તાલ દાદરો)

કહો કો જઇ પ્રિયાને દિલવર અકળાઇ ગયો (૨)
કહો જલ્દી પ્રિયાને અતિ અમુઝાઇ ગયો — કહો૦
જરી જરી નિંદ આવે
ઊઠી ઝબકીને જાગે
ફરી ફરી ઓરડે ને ઓરડે બહીલાઇ ગયો — કહો૦

'પીયૂષ! તું મને ભૂલીશ તો નહિ? હું નહિ હોઉં તો અન્ય પતિ શોધ્યા વગર તારે ક્યાં છૂટકો છે? વરસ વીતશે એમ મારી તરફનો તારો સ્નેહ પણ ખૂટશે.'

તેણે છરી સામે ફરી જોયું. એટલામાં બારણું ખખડ્યું. તેણે છરી ફેંકી દીધી તેનું લોહી ઊડી ગયું ને થરથર કંપવા લાગ્યો. અત્યારે કોણ હશે? ફરી બારણું ખખડ્યું. રસરાજે સાંકળ ઉઘાડી તો હાથમાં દીવો લઇ પદ્મરાજે પ્રવેશ્યો.

'રસરાજ! હજી કેમ જાગે છે? હમણાં ફેંકી શું દીધું?'

રસરાજ ગભરાઈ ગયો, પણ સાવધ થઇ કહ્યું: 'બાપુ એ તો દિલરૂબાની બો (ગજ) નીચે મૂકી.'

'ઘરનાં બીજાં માણસો ઊંઘે છે તેની તને ખબર છે? આ તે ગાવાનો વખત છે? કંટાળીને મારે ઉપર આવવું પડ્યું.'

'બાપુ શું કરૂં. ઊંઘ નહોતી આવતી, તેથી જરા ગાતો હતો.'

'તારા જેવી હઠ મેં કોઇ છોકરામાં ન જોઇ, પીયૂષ. પારકી ન્યાતની છોકરી છે એ ખ્યાલ તું કેમ વીસરી ગયો?'

'એ બધું કાલે ચૂડામણિ આવવાનો છે તે કહેશે; તમારી આગળ તે હું શું કહું?'

'હશે! અત્યારે નીચે ચાલ ને મારા ઓરડામાં સૂઇ જા.'

પિતા જાણી તો નહિ ગયા હોય? કોઇ દિવસ નહિ અને આજે પોતાના ઓરડામાં કેમ લઇ જાય છે? એમ વિચાર કરતો બારણું બંધ કરી રસરાજ પિતાના ઓરડા તરફ વળ્યો.

રસરાજ સૂતો તો ખરો પણ તેને ઊંઘ ન આવી. બધા વિચારો તરવા લાગ્યા. થઇ ગએલી વાતની તે કલ્પના કરવા લાગ્યો અને હમણાં જ તે પ્રમાણે વર્તતો હોય તેમ તેના હૃદયના ધબકારા વધવા લાગ્યા. તેના હાથ થરથરવા લાગ્યા. બારણું

ખખડ્યું જાણી 'કોણ' કહી ઝબકી ઊઠ્યો.

'કોઈ નથી. કેમ, કોઈએ બારણું ખખડાવ્યું?' વૃદ્ધ પિતાએ પ્રશ્ન કર્યો. તેને પાછી શુદ્ધિ આવી અને સાવધ થયો. આમ ને આમ રાત્રિ પસાર થઈ.

બીજે દિવસે બપોરના બે વાગ્યા હતા. રસમંદિરના એક ઓરડામાં પદ્મરાજ તથા કુબેરશંકર વાતો કરતા હતા.

'શાસ્ત્રીજી, તમારી શિખામણે અફળ ગઇ; મારી યે અફળ ગઇ.'

'શું કરૂં, બાપુ? મારાથી બનતે પ્રયત્ને એમને એ વાત ભૂલાવું છું, પણ કાંઈ ભૂલાતી નથી. જૂના જૂના રાણાઓના ઈતિહાસ કહ્યા; પ્રીતિ ભૂલવાને સંસ્કૃત કવિઓના શ્લોકો સંભળાવ્યા. પણ બધું નકામું જ જાય છે. એક ઘડી પણ એમને છૂટો મૂકતો નથી. પણ બાપુ, પાકટ બુદ્ધિ થઇ એટલે આ બાબતો એકદમ શી રીતે અસર કરે?'

'શાસ્ત્રીજી, મારો તો વિચાર એમ છે કે હમણાં નંદનગામ છોડી એને કોઇક એકાંત જગ્યામાં લઈ જાઉં. ત્યાં કદાચ અહીંની વાત ભૂલી જાય. ખરેખર! આ છોકરો તો વિચિત્ર જ છે. છવ્વીસ સત્તાવીસ વર્ષનો થયો ત્યાંસુધી તો પરણવાનું નામ ન લીધું, ને હવે એજન્ટ સાહેબની છોકરીની રઢ લાગી છે. એ તો સુધરેલા એટલે આપણને આપે; પણ આપણી લોકમાં કેટલી અપકીર્તિ થાય? ન્યાત જાત બધું યે આપણે તજવું પડે. એ લોક દક્ષિણી બ્રાહ્મણ અને અમે ગૂજરાતી ક્ષત્રિય. એ બેનો કોઇ દિવસ મેળ થાય ખરો? એ તો ઇશ્વર જો આપણી સહાયતામાં ન હોત તો આપણું કોણ જાણે શું યે થાત! આ બાબતનું આને તો કાંઇ ભાન પણ નથી.'

'નહિ જ બાપુ; પણ ગામ પરગામ લઇ ગયે કંઇ વળે તેમ

મને લાગતું નથી. છતાં કરી જુઓ અખતરો.'

'આ ચૂડામણિ આવ્યો.'

એટલામાં એક પચીસેક વર્ષનો યુવક ઓરડામાં આવ્યો. આવીને તે પદ્મરાજની સામે બેઠો અને હાથ જોડીને બોલ્યો: 'બાપુકાકા, છેલ્લી વિનંતિ કરવા આવ્યો છું. આપ મોટા છો તેથી આપની આગળ નાનાઓ શરમ મૂકી વાત કરે તે અઘટતું લાગે, પણ જો પુત્ર વહાલો હોય તો એની ઇચ્છા પૂરી કરો.'

'ચૂડામણિ! એ તો બેવકુફ છે પણ તું યે બેવકુફ છે? તને ક્યાં ખબર નથી કે જુદી જુદી નાતો વચ્ચે લગન ન થાય? મેં તો, ઉલટું તારા ઉપર આધાર રાખ્યો હતો કે ચૂડામણિ એને કંઇ સમજાવશે; ત્યારે તું તો એનો પક્ષ લઇને આવ્યો છે. જો, આજે તો મેં એમ ધાર્યું છે કે એને મારી સાથે કુબેરભંડારી લઈ જાઉં, ત્યાં એને ફેરવું તો કાંઇક વિસ્મૃતિ થાય.'

ચૂડામણિ: 'બાપુકાકા, એ તો અસંભવિત છે. જે જે વસ્તુ દેખાડશો તે તે વસ્તુમાં એ વહાલી વસ્તુ જ જોશે; અને વહાલી વસ્તુને તે લાગુ પડશે એટલે વિસ્મૃતિ થવી મુશ્કેલ છે. અત્યારે એની સ્થિતિ એક નાના બાળક જેવી થઇ ગઈ છે. અને આપનું વર્તન પણ એક બાળક તરફ હોય તેમ થાય છે. જે ઠીક લાગે તે કરો. મારી ફરજ છે કે કોઇપણ રીતે તેને મદદ કરવી.'

'પણ મેં કહ્યું તે તારા ધ્યાનમાં નથી ઊતરતું? દક્ષિણીઓ સાથે ગૂજરાતીક્ષત્રિય પરણી શકે?'

'પણ એ તો આ બધા ભેદ ભુલી ગયો છે.'

'એ ભૂલી ગયો છે, પણ મારૂં કાળજું ઠેકાણે છે તો! બીજો કોઇ ઉપાય હોય તો કહે; બાકી પરણાવવાની તો ચોકખી ના જ. એને કહેજે કે કાલે સાંજે કુબેરભંડારી જવાનું છે.'

'વારુ બાપુકાકા, જેવી તમારી મરજી.' કહી ચૂડામણિ ખિન્ન મુખે ઊઠી રસરાજના ઓરડા તરફ વળ્યો. પલંગ ઉપર રસરાજ પડી રહ્યો હતો ને ચૂડામણિની વાટ જોતો હતો. ધીમે પગલે શોકભર્યો એને આવતો જોઇ રસરાજ પરિણામ સમજી ગયો.

'ભાઇ, એ તો એવા જ છે; વિચારમાં ફેરફાર નથી અને કહેવડાવ્યું છે કે કાલે સાંજે કુબેરભંડારી જવાનું છે.' ચૂડામણિ પેસતાં પેસતાં બોલ્યો.

'કુબેરભંડારી? નંદનગામ છોડીને? ઓ બાપુ! તમે તો હદ કરી. ચૂડામણિ, મારૂં કામ કરીશ? આ વાત જલદી પીયૂષને કહીશ? આજે રાત્રે ગમે તેમ કરીને મળી જાય એમ કહી આવ. તું એને મદદ કરીને બોલાવી લાવ. છેલ્લો છેલ્લો મને મળી લેવા દે. હવે અહીં પાછા ફરવાની આશા ઓછી જ છે.'

'જો, આમ નબળું મન ન રાખ. તને હમણાં મૃત્યુની વાતો કરવી બહુ ગમે છે. તારે યાત્રા કરી પાછા આવવાનું જ છે.'

'અરે, પણ પીયૂષને આટલું કહી તો આવ.'

'કહેવા જવામાં મને કાંઈ વાંધો નથી; પણ તું આમ હતાશ શું થાય છે? ધૈર્ય કેમ ખોઇ દે છે? એક સ્ત્રીના પ્રેમથી સ્ત્રી જેવા હૃદયનો થઇ ગયો છે? અમે તારી દયા ખાઇએ છીએ તેની તને શરમ નથી આવતી?'

'બસ? તું કહી રહ્યો? તું પણ આમ ઠપકા આપ્યે જઇશ? જો સાંજ પડવા આવી છે. તું જલદી જા, કહી આવ.'

ચૂડામણિ ગયો. રસરાજ ફરી પલંગ પર જઈ પડ્યો.

રાત્રિનો એક વાગ્યો છે. રસરાજ બારી ઉપર ઊભો છે. ચંદ્રના પ્રકાશમાં જેટલે દૂર દૃષ્ટિ જાય તેટલે સુધી તે જોયા કરે છે.

એટલામાં ઉપવન તરફ કાંઈક ખખડાટ થયો. સામેના ઝાડ ઉપરથી કોઈએ રસરાજ તરફ દોરડું ફેંક્યું. પ્રથમ તો તે ચમક્યો, પણ પછી તરતજ તે તેણે પકડી લીધું.

'કઠેરા સાથે બાંધી દો અને સાચવીને નીચે ઉતરો.' કોમળ અવાજથી ઝાડ ઉપરથી કોઈ બોલતું હતું.

એક પળ પણ અટક્યા વગર રસરાજે દોરડું બાંધી લીધું અને ઝાડ પરથી સરિતા નીચે ઉતરે તે પહેલાં તો તેને ટેકો દેતો ઉભો રહ્યો.

'કહે, ક્યાં છે પીયૂષ?' એણે આતુરતાથી પ્રશ્ન કર્યો.

'પેલી વાડ પાસે ઉભાં છે. હું તથા અનુચર અહીં ઉભા છીએ અને કાંઈ જાણ થશે તો ખબર આપીશું.'

ચંદ્રના અજવાળામાં વાડ પાસે અંગ ઉપર શાલ વીંટી પીયૂષ ઉભી રહી હતી અને આતુરતાથી રસમંદિર તરફ જોતી હતી.

રસરાજ ત્યાં જઈ પહોંચ્યો. જોતાંની સાથે પીયૂષને જ ભેટી પડ્યો અને તેના ખભા પર માથું મૂકી રડી પડ્યો.

'ઓ પીયૂષ! પીયૂષ! હવે છેલ્લી મળી લે. ફરીથી હું તને મળી રહ્યો કાલે જવાનો છું તે કદાચ હમેશને માટે.'

'ઓ નાથ, આમ કેમ બોલો છો? આપઘાત કરવાના છો? કહી દો મને. બાપુ ના કહેતા હોય તો મને ભૂલી જાઓ, પણ એવું કાંઈ ન કરશો. જીવન હશે તો કોઈક દિવસે નજરે પડીશું અને એટલાથી યે આનંદ થશે.'

'પીયૂષ! બીજો રસ્તો નથી. કાં તો તું મારી કે મૃત્યુ મારું. એ બેમાંથી એક પસંદ કરવાનું છે. તું મારી થઈ શકતી નથી તો પછી મૃત્યુ સિવાય બીજો શો ઉપાય?'

'હું તમારી જ છું તો.'

'પણ આમ ચોરીછુપીથી ક્યાં સુધી મળાય? એક પળ પણ

હવે તો તારાથી છૂટા પડવું ગમતું નથી. તારી સાથે લગ્ન કર્યા સિવાય એક દિલ બનશે ખરૂં?'

'હું આવીને બાપુને આજીજી કરૂં? મને પરનાતી ન ગણશો!'

'પણ એ કદી બને ખરૂં? તું દક્ષિણી તે ગૂજરાતી શી રીતે બનશે? જો કુબેરભંડારીમાં બાપુ નહિ માને તો હવે તો આ છેલ્લો જ મેળાપ છે.' આંસુ ભરાઈ આવવાથી પીયૂષ શાંત થઈ ગઈ. જવાબ દેવાની તેની ઇચ્છા હતી પણ તેને ડૂમો ભરાઇ ગયો હતો અને બોલી શકાતું ન હતું. અંતે તેનાથી ખૂબ મોટે-થી રડી જવાયું.

સરિતા એકદમ દોડતી આવી: 'બહેન, બહેન, આ શું?'

પીયૂષ શાંત થઈ ગઇ. 'કંઇ નહિ, જરા દિલગીરી થઈ.' આંસુ લૂછી રસરાજ પણ સાવધ થઇ ગયો.

'પણ પીયૂષ તું અહીં આવી શી રીતે?'

'પાછલી બારીએથી. ચાકરને કહ્યું છે કે કોઈ પૂછે તો આડાઅવળો જવાબ વાળજે.'

'એમ? ઠીક લે ત્યારે આવજે.' કહી રસરાજે પીયૂષનો હાથ છોડી દીધો: 'મને ભૂલીશ નહિ,—અથવા ભૂલી જજે. મારાથી જે થશે તે કરીશ.' બંનેજણ છૂટાં પડયાં.

રસરાજ આવ્યો હતો તે રીતે પાછો બારી પર ચડી ગયો.

ઉનાળાનું રમ્ય સવાર પડયું હતું. નર્મદાનો પ્રવાહ શાંત વહ્યે જતો હતો. નવા મહેમાનના નિશ્વાસ આગળ વહી જઇને તે નંદન-ગામમાં સમાવતો હતો. ત્યાં પીયૂષ તે ઝીલતી હતી. કિનારા-ની ભીની માટીની ગંધ પ્રસરી રહી હતી. પ્રભાત અત્યંત આનંદ-જનક લાગતું હતું.

ભંડારીના શિવાલયનાં પગથિયાં ઉપર શાસ્ત્રી અને રસરાજ બેઠા હતા. ગળામાં રુદ્રાક્ષની માળા અને ખભે ટુવાલ નાખી બેઠેલા રસરાજને શાસ્ત્રી ઉપદેશ દેતા હતા. ભર્તૃહરિના અને શંકરાચાર્યના વૈરાગ્યના શ્લોકો સંભળાવતા અઠ્ઠાવીસ વર્ષના પૂર્ણ યુવાનને શાસ્ત્રીજી વૈરાગ્ય શીખવતા હતા.

શોકની અને ઘડપણની અસર સરખી હોય તેમ બંનેનાં શરીર દુર્બળ જણાતાં હતાં; પરંતુ અસર સરખી હોવા છતાં કારણો જુદાં માલૂમ પડી આવતાં હતાં.

એક તરફ ઢળેલો પ્રેમ બીજી તરફ વાળવાને બદલે પંડિત શાસ્ત્રી પ્રેમને ધિક્કારવાનું શીખવતા હતા. 'કેમ ભાઇ? શો વિચાર કરો છો? હમણાંની તમારી સ્થિતિ શાંત થતી લાગે છે. મારી શિખામણની અસર થાય છે ખરી.'

શાસ્ત્રીજીને શાંતિ લાગતી હોય તો હવે નિરાશાની જ હતી. અત્યંત વિચારને લીધે લાગેલા શ્રમની જ હતી.

'મેં તમને જે જે શિખામણો આપી છે તે યાદ લાવો અને જુઓ કે બધી વાતો ભૂલાઈ જાય છે કે નહિ. પીયૂષ એ કોણ? એનું પૃથક્કરણ કરો અને પછી એમાં કાંઇ સત્ય છે કે કેમ તેનો વિચાર કરો.'

'શાસ્ત્રીજી તમે વૃદ્ધ છો, હું જુવાન છું. કદાચ સત્ય ન હોય, પણ હજુ યે મારાં ચક્ષુ ઊઘડયાં નથી. યૌવનનું આવરણ ખસશે ત્યારે કદાચ એ બુદ્ધિ આવશે. પણ જુઓ, જુઓ શાસ્ત્રી, પેલી છોકરી કોણ જાય છે? પીયૂષ તો ન હોય?' કાંઠા પર પાણી ભરીને જતી એક યુવતીને જતી જોઈ રસરાજ બોલી ઊઠ્યો.

'ન હોય, ભાઈ, એ અહીં ક્યાંથી? નંદનગામ અહીંથી તો ઘણું દૂર છે. કિનારે કિનારે જઇએ તો યે ત્રીસ કોસ થાય. પીયૂષ અહીં

ક્યાંથી આવે ?'

રસરાજ જોઇ રહ્યો હતો. પલવાર તે મૂઢ બની ગયો. પીયૂષને જાણે જોઈ હોય અને પછી તે અદૃશ્ય થઇ ગઇ હોય તેમ તેના મનમાં ખેદ થયો. તે એકદમ વ્હીલાઈ ગયો. તેને સ્મરણ થઇ આવ્યું.

'ચાલો આપણે શેત્રંજ રમીશું ? તમે તો હોશિયાર ગણાઓ છો.' વાત પલટાવવા શાસ્ત્રીજી બોલ્યા.

હોશિયારી હશે તો યે જતી રહેશે. બુદ્ધિ હવે જડ થતી જાય છે. જુઓ શાસ્ત્રી, પેલી પીયૂષ તો ન હોય ?'

આ વખતે તો કોઇ ન હતું. વિચારમાં ને વિચારમાં તે પીયૂષને જોતો હતો અને તેને ખરી માની બોલી ઊઠતો હતો.

શાસ્ત્રીને લાગ્યું કે અત્યારે રસરાજ સાવધ નથી એટલે આડીઅવળી વાત કરાવતા તેને ઘર ભણી લઈ ગયા.

તે જ દિવસની રાત્રિ પડી છે. જે આનંદ સવારમાં લાગતો હતો તે અત્યારે રહી ગયો છે. કૃષ્ણપક્ષ હોવાથી સવારની સુંદરતા અત્યારે ભયંકર લાગતી હતી.

મધ્યરાત્રિ હોવાથી સૌ નિદ્રાવશ થઇ ગએલાં હતાં. રહેવાની ઓરડીમાંથી રસરાજ બારી પર ધોતિયું બાંધી નીચે ઊતર્યો. રસરાજે નિશ્ચય કરી દીધો હતો. 'પિતાનો વાંક નથી, શાસ્ત્રીનો યે નથી; આમ જીવવું જ ગમતું નથી. ગમે તે પ્રકારે પ્રાણ તજવો. જીવતા રહેતાં સંકલ્પો સતાવવા લાગે છે; માથું ફરી જાય છે. તો પછી બસ આ કેમ ન કરવું ?' જીવનમરણની તેણે તુલના કરી દીધી હતી અને હવે જે પ્રિય હતું તે શોધવા એ જતો હતો.

બંડારીના પગથિયાંની બાજુના ઓટલા ઉપર એ ઊભો રહ્યો. નીચે અથડાઇને નર્મદા વહેતી હતી. તેનાં પાણી તરફ નજર

નાખી તે આકાશ તરફ જોઈ બોલી ઊઠયો: 'પીયૂષ! આવતા જન્મમાં જરૂર મળજે!' અને આમ બોલી પવિત્ર સરિતાને પગે પડયો અને તરત જ દેહ ઝંપલાવી દીધો.

ત્રીજે દિવસે ભરૂચ આગળ પીયૂસ અને રસરાજનાં શબ કોણ જાણે, સાથે જ જડી આવ્યાં! જીવતાં નાથ કરવા ઇચ્છતી પ્રિયાએ શબ અવસ્થામાં પ્રિયતમનો સાથ બીજે દિવસે કર્યો હતો.

નંદનગામ આગળથી પસાર થતું રસરાજનું શબ પીયૂસ-વેલીએ જોયું તો નહિ હોય?

# આટલામાં તો કાંઈ નહિ

આજકાલની સ્ત્રીઓમાં જો કોઈ ગંભીર ભૂલ હોય તો તે એ છે કે સાધારણ બાબતો તરફ તેઓ બેદરકારીથી વર્તે છે. પરંતુ એ નજીવી બાબતો વધીને કેટલું ગંભીર સ્વરૂપ પકડે છે તે એમને પાછળથી જ માલૂમ પડે છે. નીચેની વાર્તા ઉપરથી સમજાશે કે 'આટલામાં તો કાંઇ નહિ'નું પરિણામ શું આવે છે.

અમારા વાચકોએ જમીનથી ત્રીસ ફૂટ પાંચ ઇંચ ઊંચે અંતરિક્ષમાં ઊભા રહી એક ત્રીસ ફૂટ ચાર ઇંચ ઊંચા ઘરમાં બનતા બનાવો જુએ છે એવી કલ્પના કરવી. આ ઘર કાંઈ ભૂતપિશાચનું ન હતું કે પેસતાંની સાથે ભરખી લે. પરંતુ તેમની સાથે સ્પર્ધામાં ઊતરી શકે એવાં સદ્ગુણસંપન્ન દીનવત્સલ દંપતીનું હતું. તેમાં માન સાથે પ્રવેશી ન શકે એમ લાગવાથી વાચકવર્ગને ઉપલી કલ્પના કરવાનું સૂચવવામાં આવ્યું છે.

આ દંપતીને, રામનો પક્ષ લઈ રાવણની સાથે યુદ્ધમાં જય મેળવી અયોધ્યાનાથનો વિજયડંકો દસે દિશામાં વગાડે એવા પંદર અને સત્તર વર્ષની વયના શાંત સ્વભાવના બે પુત્રો હતા; અને તે ઉપરાંત કુંભકર્ણની નિદ્રાનો ઢોલનગારાંની મદદ સિવાય એક પળમાં વિનાશ કરે તેવું પાંચેક વર્ષનું બાળક હતું. આ બાળક જોકે ઘરમાં સૌને ત્રાસરૂપ હતું, પરંતુ ઊંઘણસી વકીલ મિ. મીઆઉંને સવારમાં જગાડવાને એટલું તો ઉપયોગનું હતું

કે સદ્દગુણી (!) ચતુરબા એને ચૂંટી ખણીને પણ રોવડાવતાં. મિસિસ મીઆંઉ એટલાં તો ભોળાં અને સુસ્વભાવનાં હતાં કે ઘરની ચારે બાજુના પડોશીમાંથી કોઈપણ સાથે એમને બોલવા વ્યવહારે ન હતો. વકીલ સાહેબને પોતાની સ્ત્રીનો ગુણ કોર્ટમાં ઉપયોગમાં લેવાને શીખવો પડ્યો હતો. પરંતુ ઘર સિવાય એમને ભાગ્યે જ વાગ્યુદ્ધ ચલાવવાનો પ્રસંગ મળતો. મિસ્ટર અને મિસિસ મીઆંઉને જ્યારે લડાઇ જાગતી ત્યારે એમના સપુતોના કહેવા મુજબ આડોશીપાડોશીને એટલી તો ગમ્મત પડતી કે પોતાનું બધું કામ છોડી બંને જણુને ટાઢાં પાડવાને બહાને તેઓ ઘરમાં દોડ્યાં આવતાં. અસ્તુ.

નાનુને આપણી વાર્તા ચાલે છે તે અરસામાં ઉધરસ થઇ હતી અને તાવનો રોગ થએલો હતો. (જે ખાસ ઉપયોગનો વિષય હોવાથી અહીં જણાવી દેવામાં આવે છે.) વૈદ્યડૉક્ટરની જોકે ખોટ નહોતી, પરંતુ ચતુર ચતુરબા ઉધરસ અથવા બીજાં દર્દો મટાડવાને પોતાને પિયેરથી શીખી લાવેલાં ઉપાયો અજમાવતાં. ઉપાય કેટલા રામબાણ હતા તે તરત અમારા વાચકોને જણાઇ આવશે.

આ વખતે અગિયાર વાગ્યાનો સમય હતો. ચતુરબા આજે મિ. મીઆંઉના પિતાશ્રીની 'છમછરી' હોવાથી રાંધવાની તૈયારી કરતાં હતાં. ઘરડાં સાસુ સામે પાટ ઉપર બેસી એકલાંએકલાં કંઇક બોલતાં હતાં અને છીંકણીના સડાકા તાણતાં હતાં. વકીલ આજે નવરા હોવાથી મિત્રને ઘેર પાનાં ખેલવા ગયા હતા. બે મોટા ચિરંજીવીઓ વગર પૈસે શાક સંતાડી લાવવા બજારમાં ગયા હતા, જે કામથી ખુશ થઈ એમનાં માતુશ્રી એમને શાક જરા વધારે આપવાનાં હતાં. નાનુ બહાર દાદીમાની લાકડી ઉપાડી

ઘોડો કુદાવતો હતો.

કોણ જાણે પરમેશ્વરના કોપથી—કે મિ. મીઆંઉંએ છૂટી વાડકીએ મારેલી બિલાડીના શાપથી કે એક દિવસે લાડુ થઇ રહ્યા હોવાથી ભૂખ્યા રહેલા ભટ્ટજીના નિસાસાથી—કે ગમે તે કારણથી પણ આજે નાનુ બહારથી આવી, ચોકમાં પછાડ ખાઇ જેટલું જોર હતું તેટલા જોરથી ચીસો પાડવા લાગ્યો. ચતુરબા રસોડામાંથી દોડી આવ્યાં. ડોશી પણ ઊઠી ઊભાં થઇ ગયાં.

'ભઈ, બા શું થયું તને?' હાથ ઝાલી ડોશી નાનુને ઉઠાડવા લાગ્યાં; પણ નાનુએ કાંઇ જવાબ વાળ્યો નહિ. ઊલટું તેણે વધારે જોરથી રડવા માંડ્યું. બીજી બેત્રણ વખત ડોશીએ 'ભઈ' 'બા' કર્યાં પણ નાનુ કેમે રડતો રહ્યો નહિ. ચતુરબા પણ સમજાવવા લાગ્યાં પણ નિષ્ફળ. આખરે ડોશીએ એક યુક્તિ કરી.

'નાનુ, લઇ, તારે કાંઇ જોઇએ છે ? લે આપું.' કહી ડોશી નાનુ તરફ તાકી રહ્યાં.

તરત જ ચૂપ થઇ નાનુ બોલ્યો: 'બા, પેલો બાપુ રમકડું ખાય છે તે મને નથી આપતો.'

'એનું રમકડું તે આપણાથી ખવાય કે?'

'તારે મને બીજું આપ.' કહી પાછો ભેંકડો જોડ્યો.

ડોશીને તો તરતજ ખબર પડી હતી કે નાનુની ચોટ શા ઉપર છે. પણ ઊધરસ થઇ હોવાથી રમકડું આપવું ઠીક નહોતું. પણ હવે નાનુને છાનો શી રીતે રાખવો તેનો વિચાર કરી ડોશી બોલ્યાં:

'જો રમકડું ખાઇએ તો (નાનુની છાતી ઉપર હાથ મૂકી) આ મરઘડો બોલે છે તે વધારે બોલે, હોં. ઊધરસ મટી જશે એટલે આપીશ.'

પણ નાનુ એમ કાંઈ માને તેમ નહોતો. જેવું તેણે જાણ્યું કે રમકડું મળે તેમ નથી કે તરત જ ભેંકડો ચાલુ કર્યો.

આખરે કંટાળીને બધી યુક્તિઓ જેમાં સમાઈ ગઈ હતી એવી એક યુક્તિ ડોશીએ અજમાવી. નાનુની કૂખમાં ધીમે રહીને ચૂંટી ભરીઃ 'છાનો રહે છે કે નહિ? કહ્યું કે રમકડું ન ખવાય; પણ કંઈ માનતું જ નથી—માનતું જ નથી!' અને બરડામાં બે ધપ્પા ચોડી દીધા.

ચતુરબાથી આ સાંખી શકાયું નહિ. 'ખહો આવ્યાં; ના જોયાં હોય તો! છોકરાને મારી મારી અડધો કરી નાખ્યો. ખાંડને રમકડે એમનું મરઘડું બોલી જાય છે! એક રમકડે શું થઇ ગયું? એ તે કયો દસબાર ખઇ જાય છે તે? લે બા, એક ખાજે હોં; એકમાં કશું નહિ થાય પણ જો બીજું માગ્યું છે તો પછી તું તારી વાત જાણ્યો!' કહી નાનુના હાથમાં બરાબર ઝલાય તેવો એક નાનો મિનારો આપ્યો ને એ કજિયો ત્યાં પત્યો.

છોકરા શાક આપી ગયા અને ચતુરબાએ રસોઈ ઝપાટામાં કરી નાખી. એક 'બામણ' અને 'બામણી'ને જમવાનું કહ્યું હતું. પહેલાં તો ઘેર કામ કરવા આવનારી બામણીને જ કહ્યું હતું; પણ ચાલાક બામણીએ 'એમને વાસ્તે પાછું ઘેર કરવા જવું પડશે, માટે ગમે તો દાળચોખા એમના જેટલા અહીં આપી જઇશ પણ તમારા ભેગું એમનું ય નાખજો' કહી વરનું નોતરૂં યે માગી લીધું હતું. ચતુરબાને મન કે 'બામણ' વળશે એમ સમજી બંનેને ભેગું જમવાનું કહી દીધું હતું.

વખત થતાં ધણીધણીઆણી જમવા આવી પહોંચ્યાં. વકીલ સાહેબને જરા વાર લાગી હોવાથી મહારાજ 'ગુજરાતી પંચ' લઇને વાંચવા બેઠા. પાનાં ઊથલાવ્યે જતા હતા પણ પહેલી

વાર જ છાપું વાંચતા હોવાથી જરાજરામાં મલકી જતા હતા. તેમાં 'વૈદ્યવિદ્યા'ની જાહેરખબર વાંચી દીંગ થઇ ગયા: '૧૨૮ પાનાંની ચોપડી મફત!' 'હેં? આજની દખણાનું એક કાર્ડ લઇ નાખવું અને વૈદું હાથ કરવું. જો આવડી જાય તો આ ભીખ માગવી મૂકી દેવી અને ગંગલા વાંચીનો ઓટલો ભાડે લેવો. ત્યાં પાટિયું મારવું કે 'જોશી અને વૈદ્યશાસ્ત્રી લંબોદર શર્મા.' પછી ત્યાં આપણો ધંધો સારી રીતે જમાવવો અને પૈસા આવે તેને...' વગેરે વિચારો સામટા કરી નાખ્યા.

'લ્યો ઊઠો હવે, છાપું વાંચવા મંડ્યા છો તે.' ધર્મપત્નીના શબ્દો કાને પડ્યા.

છાપું મૂકી દઈ 'કેમ, વકીલ સાહેબની વાટ નથી જોવી?'

ચતુરબા: 'એ તો આવશે હવે. કોણ જાણે ક્યાં યે રખડવા ગયા હશે. એમનું તે કાંઈ ઠેકાણું બળ્યું છે? તમે ને ઇચ્છા જમી લ્યો.'

'આપણે ત્યારે ક્યાં વાર હતી?' કહી મહારાજે ટૂંકું પંચિયું પહેરી અને લોટો પાણી શરીરે રેડ્યું ન રેડ્યું ને જ્યાં કોરૂં દેખાયું ત્યાં હાથ ફેરવી દીધો ને અબોટિયું પહેરી 'ગોવિંદ ગોવિંદ' કરતા પાટલે બેઠા.

ચતુરબાએ થાળી પીરસીને ગોર મહારાજ આગળ મૂકી અને સામું જોઈ સંતોષથી મુખ મલકાવ્યું. મહારાજે બ્રહ્માર્પણ મૂક્યું અને ચતુરબા તરફ જોયું. તેમને જરા હસતાં જોઈ 'આવું બધું યે કરવું જોઇએ. બ્રાહ્મણની નાત ઘડી એટલે નાસ્તિક થવું શે પરવડે?'

જમણ શીરાપૂરીનું હતું. સાથે અજમા ને ગલકાનાં ભજિયાં કરેલાં હતાં.

'ચતુરબા! ગમે તેમ કહો, પણ રસોઈ તો તમારી જ. અમે

ઘણાંયને ઘેર જમીએ છીએ, પણ તમારી તોલે કોઇ ન આવે.' બ્રાહ્મણીએ વિવેક કર્યો. જોકે તે દિવસનો શીરો તો પોટીસ જેવો હતો અને પૂરી જરાક કાચી રહી હતી!

જમવાનો વખત થયો જાણી નાનુ દોડતો આવ્યો અને પેટ ઉપર હાથ પછાડી 'ભૂખ લાગી છે'ની બૂમો પાડવા લાગ્યો.

બ્રાહ્મણી: બ્હેન, એને ખાવા આપો ને. એને ભૂખ ન લાગે?

ચતુરબા: (દાંત પીસી) આ રાંડ ડોશલી ક્યાં આપવા દે છે?

લંબોદર: કેમ એને કંઇ થયું છે?

'હા, હમણાં એને જરા ઉધરસ આવે છે ને અપચો થયો છે, ને જરા તાવ પણ આવી જાય છે.'

બ્રાહ્મણી: હશે, તો યે બે પૂરી અને થોડોએક શીરો મેલો; એટલામાં તો કાંઇ નહિ.

ડોશી બેઠાંબેઠાં બધું સાંભળતાં હતાં તે બોલી ઉઠ્યાં: 'વહુ, એક કોળિયો શીરો અને એક જ પૂરી આપજો. ભજિયું બજિયું કંઈ આપશો નહિ.'

ડોશીની જ્યાં રજા મળી એટલે બસ. ખાસ્સા બે તાવેથા શીરો અને બે પૂરી ચતુરબાએ પીરસી દીધી, અને ઇચ્છાના કહે-વાથી ચારપાંચ ભજિયાં પણ મૂક્યાં. ઉધરસ ખાતોખાતો નાનુ સપા-ટાબંધ બધું ઝાપટી ગયો અને ફરી ભજિયાં લેવાને ધમસાણ મચાવી મૂક્યું.

'શું છે પાછું?' ડોશી ધુરક્યાં.

ચતુરબા: બા, એને ભજિયું જોઇએ છે; મૂકું એક? એકમાં શું થવાનું છે?

ડોશી: નથી મૂકવું એકે. વૈદે કહ્યું છે કે દવા ન કરો તો ભલે, પણ તમારા નાનુને તેલમરચું ન ખવડાવશો. પણ કોણ,

મારો બાપ માને છે?

ચતુરબા: પણ બા, એક ભજિયું મૂકવામાં શું? એટલામાં તો કાંઇ નહિ થઈ જાય.

ડોશી: ખબરદાર, જો અડધું યે મૂક્યું છે તો.

પણ છોકરાની સ્ટીમ વધી હતી, તેથી ડોશી 'ભોગ તમારા' કહી અટક્યાં.

ચતુરબાએ 'બેચાર ભજિયાં લે બા, હવે કંઈ માગીશ નહિ' કહી મૂકી દીધાં. તે પણ ઉડાવી ગયા પછી નાનુએ ધાર્યું કે હવે આપણી ચોટ લાગે તેમ નથી, તેથી તેણે બીજી યુક્તિ અજમાવી. ચતુરબા પરસાળમાં થાળ કરવા ગયાં હતાં કેમકે બ્રાહ્મણનાં વખાણ હજુ કાનમાં વાગતાં હતાં. લાગ જોઇ તરત જ નાનુ રસોડામાં પેસી ખોબો ભરીને ભજિયાં ઉઠાવીને બહાર દોડી ગયો.

બંને જણાં એની ચોરી જાણતાં હતાં, 'પણ એમ એક દહાડો ખાધે શું થઈ જવાનું છે? ને વળી ડોશી જાણે તો કજિયો થાય' એમ જાણી કંઈ બોલ્યાં નહિ. અને કંઈ પણ બીક વગર ભજિયાં ઉડાવી હસતોહસતો નાનું અંદર આવ્યો. ડોશી છીંકણી લેવા વીરમગામવાળા ખુશાલની દુકાને ગયાં હતાં.

ચતુરબાની માશીને ઘેર આજ નૈવેદ્ય હતું તેથી બટુક જોઇતો હતો. તે ઝપાટાબંધ ઘરમાં આવી: 'અલી ચતુરી! આ નાનુને લઈ જાઉં છું હોં કે?'

'એ ક્યાં માશી?'

'આજ મારે ઘેર નૈવેદ છે તે ગોર બટુક વગર બેસી રહ્યા છે. લે આવે છે કે?'

'બા જાઉં? 'થોડુંક જ ખાઇશ.' ડાહ્યો થતો નાનુ બોલ્યો.

'હાશ, જા! માશી, ભઈશાબ, એને ખવરાવશો નહિ. હમણાં એ માંદો થયો છે. અને ઝટ મોકલી દેજો. બા આવશે તો મારી ધૂળ કાઢી નાખશે.'

'અરે એ તો કયો બહુ ખઈ જતો'તો તે? ચપટી ચણા ને કોળિયો કંસાર ખાશે એટલામાં તે કેટલો માંદો પડી જવાનો છે? તુંયે અલી પોમલી છું ને?' કહી માશી ઘર તરફ વળ્યાં.

પેટનો જેટલો ભાગ ખાલી હતો તેનો પોણો ભાગ ચણા અને બાકીનો કંસારથી નાનુએ ભરી કાઢ્યો. પેટની ગોળી ડોશીનો માર ઝીલવાને ઢાલની માફક આગળ કરીને નાનુએ ઘરમાં પ્રવેશ કર્યો ને ડોશી હીંચકા ઉપર તાજી જ છીંકણી સૂંઘતાં હતાં ત્યાં ખડો થયો.

'આય ભઈ! શું શું ખાધું તેં?' કહી ડોશીએ પેટ પર હાથ ફેરવ્યો અને સમજી ગયાં કે ચતુરબાએ કહ્યું માન્યું નથી. અકળાએલો હોવાથી નાનુ પરસાળમાં સૂઈ ગયો.

રાહ જોઈજોઈને ચતુરબા જમવાની તૈયારી કરતાં હતાં ત્યાં મિ. મીઆંઉ ધીમુંધીમું મુખ મલકાવતા બહારથી આવ્યા. સ્મિતનું કારણ એટલું જ હતું કે આજે એમની જિંદગીમાં પહેલી જ વાર નાનુને વાસ્તે એ કાંઈક ખાવાનું લાવ્યા હતા. તે પણ કંઈ પૈસા ખરચીને તો નહિ જ. એક ચેવડાવાળાને એમણે કેસમાંથી બચાવ્યો હતો તેની ફીમાં એણે શેર ચેવડો બાંધી આપ્યો હતો. શું કરે? આટલા બધા વકીલમાં એમને રોકડો રૂપિયો તે ક્યાંથી મળે? વળી એક વધેરેલું નાળિયેર પણ તેમના હાથમાં હતું. એમના જ્યેષ્ઠ પુત્રને મૂછો ઊગતી નહોતી તેથી પતિપત્નીએ એની બાધા રાખી હતી અને હમણાં થોડા દિવસથી અંકુરો ફૂટયાં હોવાથી આજે વકીલ સાહેબ પાના રમીને બાધા પૂરી કરતા આવ્યા હતા. જોકે નાળિયેર એમને વરઘોડામાંથી મફત મળ્યું હતું!

હમેશાં ઘરમાં આવતાં જ મિ. મીઆંઉ અને ચતુરબાને ડેરતી. આજે સ્વામીને હસતા આવતા જોઈ એમને કેટલું કેટલું થયું હશે! હર્ષનાં આંસુ આવ્યાં હશે કે પતિના અંગૂઠા ધોઇ પીવાનું મન થયું હશે! હું તો એ કળી શકતો નથી; પણ વાંચનારમાંથી કદી કોઇને ચતુરબા જેવી સાધ્વી સ્ત્રી હશે તો હું ખાતરીથી કહું છું કે તેઓ ક્યારનાયે એમના હૃદયની આ વખતની લાગણીઓ સમજી ગયા હશે.

ડોશી બિચારાં ભૂખ્યાંતરસ્યાં બેસી રહ્યાં હતાં. એમના મનમાં તો ક્યારે આ વહુને ધમધમાવું એમ થઈ રહ્યું હતું. પણ ડોસાની છમછરીને દહાડે ઘરમાં કોણ કકળાટ ઘાલે એમ વિચાર કરી ગમ ખાઈ ગયાં હતાં.

મિ. મીઆંઉ અને ડોશી સાથે જમવા બેસી ગયાં. તેમણે હજુ એક જ કોળિયો મોંમાં મૂક્યો હતો અને બીજો મૂકવાને હાથ મોં અને થાળીની બરાબર વચ્ચે હતો એટલામાં નાનુની આંખ ઉઘડી.

કોણ જાણે પૂર્વજન્મનાં પુણ્ય ફળ્યાં હોય તેને લીધે કે શુભ ચોઘડિયામાં નાનુનો જન્મ થયો હોય તેને લીધે, પણ વકીલ આજે ટોપરૂં અને ચેવડો હીંચકા પર ભૂલી ગયા હતા. નાનુની આંખ ત્યાં પડી. સારો લાગ આવેલો જોઈ એ ધીમે રહી ઊઠ્યો અને છાનોમાનો હીંચકે બેસી ગયો. હળવે રહીને રૂમાલ છોડ્યો તો અંદર તર માલ જોયો. ટોપરાનો મોટો કકડો ઉઠાવ્યો ને નિરાંતે ઉડાવવા માંડ્યો. ત્યાં ડોશીની આંખ તેના પર પડી.

'મૂકી દે! મૂકે છે કે નથી મૂકતો? મોટો દોઢ મણનો કકડો લઇને ડૂચવા મંડ્યો છે તે! મૂકે છે કે ઊઠું?'

ડોશીની આંખ જોઇ નાનુ મૂકી દેવાની તૈયારીમાં હતો, પણ ચતુરબાનો અવાજ સાંભળી એણે મોં ચાલુ રાખ્યું.

'પરસાદની તે ના કહેવાતી હશે? માને ફૂડું પડે તો છોકરો મારો મૂછો વગરનો રહે! ખા બા, બીજો લઇશ નહિ.'

અને ફરી 'ભોગ તમારા' કહી ડોશી અટક્યાં.

નાનુ હવે નિર્ભય થયો હતો. ટોપરૂં પૂરૂં કરી ચેવડાનું પડીકું છોડ્યું. તીખું લાગવાથી મોંમાં સિસકારા બોલવા લાગ્યા. પણ ખાધે છૂટકો. મિ. મીઆંઉને મન એમ કે ચેવડાના ક્યાં પૈસા આપ્યા છે? એટલે ખાઈ જશે તો કાંઈ હરકત નહિ.

બીજે દિવસે સવારમાં નાનુનો ઘાંટો બિલકુલ બેસી ગયો હતો અને ઉધરસ રહીરહીને આવતી હતી તેમજ શરીરમાં ધાણી ફૂટે તેવો તાવ ભરાયો હતો. ચતુરબાને લાગ્યું કે છોકરો તો માંદો પડ્યો. કાલે ડોશીએ ટોપરાની ના કહી એટલે જ માનું ફૂડું પડ્યું એમ ધારી મનમાં ને મનમાં ડોશીને ગાળો દેવા લાગ્યાં. પરંતુ પોતાની ભૂલ હજુ માલૂમ પડતી નહોતી. ડોશી હમેશ મુજબ છીંકણી તાણતાં પથારીમાં બેઠાં હતાં અને ચતુરબા નાનુની પથારી પાસે બેસી એ ઉધરસ ખાય કે 'ખમ્મા' કહેતાં તેને બરડે હાથ ફેરવતાં હતાં. એટલામાં બટુક લઇ જનારાં ચતુરબાનાં માશીને ખબર પડી કે ઊઠતાં ને વાંત જ દોડતાંદોડતાં ઘરમાં આવ્યાં.

'અલી ચતુરી? શું થયું છે છોકરાને. મેં તો હાંભળ્યું ને મારો તો જીવ જ ઊડી ગયો. મેંકું લાય જઉં ચતુરી પાસે, એ પાછી ઢીલગંડી છે તો.'

'હા જીવી માશી, મારો જીવ તો ભઈશાબ બહુ ઢીલો. આ હાળું કંઇ થાય તો આપણને હુજ ન પડે; કાંક બતાવો ને?'

'પહેલી તો એની નજર બાંધ. હમણાંનો જરા રમણે ચડ્યો છે તે કોકની નજર લાગી હશે. પછી સૂંઠમરીને તેલમાં કકડાવી ખાંડી નાખ અને એનો હારો ઉકાળો કરી પઇ નાંખ, હમજી.

દાક્તરે મારા રોયા શું આપવાના છે?'

ચતુરબાએ મૂઠો ભરી મરચાં ઉતારી દેવતામાં નાખ્યાં અને પછી સૂંઠ, મરી વગેરેનાં પડીકાં કાઢી માશીએ બતાવ્યું હતું તેમ તેને ખાંડી ભૂકો કરી ઉકાળો બનાવ્યો, અને તેમાં જરા ખાંડ નાખી નાનુને પાઇ દીધો.

ચતુરબાને આમ ઊંટવૈદુ કરતાં જોઈ ડોશી તરત જ વૈદ્યને બોલાવવા ચાલ્યાં. ઘરમાં ગરબડાટ સાંભળી મિ. મીઆંઉ પણ જાગી ઊઠયા.

નાનુથી હવે બોલાતું ન હતું. તાવને લીધે આંખ મીંચીને એ પડી રહ્યો હતો, પણ મરચાંની ધુમાડી નાકમાં જવાથી એ આકુળવ્યાકુળ થઇ આળોટવા લાગ્યો.

એટલામાં વૈદ્યરાજ પધાર્યા. બધાં આઘાં ખસી ગયાં. જયરામે નાનુની નાડ તપાસીને એણે શું શું ખાધું છે તેની વિગતો માગી.

ચતુરબા: કશું યે નહિ. એક જરા કાલ હવારમાં ખાંડનું રમકડું, રોતો'તો તે આપ્યું'તું અને કોળિયો શીરોપૂરી બાએ અપાવ્યાં હતાં. બીજું કાંઇ યે ખાધું નથી.

જયરામ: કંઇક વધારે હોવું જોઇએ. કોળિયા શીરે કંઈ આમ થાય નહિ.

જીવી: હાયેહાય્યું કહું? કાલે મારા ઘેર નૈવેદ હતું તે ચપટી ચણા ખવરાવ્યા હતા; બીજું તો કાંઇ ખાધું નથી.

'જયરામભાઇ! છો બધાં ના કહે, પણ પાશેર શીરો, પાશેર ચણા, બે ત્રણ પૂરીઓ દસબાર ભજિયાં, નવટાંકનો ટોપરાનો કટકો, પાશેર સિંદુરિયા તેલનો ચેવડો અને અધૂરામાં પૂરું આ સૂંઠમરીનો ઉકાળો છોકરાના પેટમાં ગયાં છે.' બધું આંગળીને વેઢે ગણાવતાં ડોશી ચતુરબા તરફ ડોળા કાઢી બોલ્યાં.

જયરામ: અરે તમારૂં ભલું થાય. પરમેશ્વરનો પાડ માનો કે છોકરો આટલો યે સારો રહ્યો છે. ઉધરસવાળા માણસને આ બધું અપાતું હશે? તમને બૈરાંને તે કંઇ અક્કલ હશે?

ડોશી: આ 'એટલામાં તો કંઈ નહિ'ની ભંડાઇ છે. હું એને રોજ કહેતી હતી કે અલી તું એને તીખું અને તેલવાળું કશું આપીશ નહિ, પણ એના 'એટલામાં તો કંઈ નહિ'માં સાંભળે છે કોણ? મૂઈએ પાશેર તો મરચાં દેવતામાં નાખ્યાં છે.

અને આમ કહેતામાં તો મરચાંની ધુમાડીથી ઉધરસ ખાતાં ડોશી અકળાઈ ગયાં.

વૈદ્યે તરત જ નાનુને સોનાસુખી ગોળમાં ખવરાવી દેવા આપી અને બીજાં બે પડીકાં સાંજે આપવાનું કહી ચાલ્યા ગયા.

ત્રણ દિવસ પછી નાનુ સાજો થયો અને આજ તો મંગા મહેતાના ડહેલામાં એ એકડે એક ઘૂંટે છે.

વિવાહ થયાને ૭ વર્ષ વીતી ગયાં. હું હવે કૉલેજમાં અભ્યાસ કરતો હતો. ઈંદુ પણ નિશાળે જતી હતી. મારી વય હવે ઓગણીસ વરસની થઈ હતી. સંસ્કૃત, અંગ્રેજી અને ગુજરાતી સાહિત્યના સંસ્કારો મારા હૃદયમાં પડવા માંડ્યા હતા, અને લગ્ન પછીના જીવનની કાલ્પનિક મનોરથ–સૃષ્ટિઓ રચતાં હું શીખ્યો હતો.

એક દિવસે ઇંદુરેખા મારે ત્યાં આવી. કોણ જાણે શાથી, પણ મારી અને ઈંદુરેખાની 'પળવાર મળી દૃષ્ટોદૃષ્ટ', અને અમારાં હૃદય ચમક્યાં. એ યૌવનમાં પ્રવેશતી હતી. હું પણ જુવાનીના પૂર બહારમાં હતો.

તે દિવસથી પ્રીતિનો નવીન અનુભવ મને થવા લાગ્યો. પિતાએ અપાવેલી પત્નીમાં પ્રથમ દર્શને જ પ્રીતિ—કહેવાતી પ્રીતિ ઉત્પન્ન થઈ શું? એ પ્રીતિ પૂર્વજન્મનાં કર્મને લીધે ઉદ્ભવી હશે? તે વખતે તો એમ થતું હતું, પ...ણ હાલ તો એમ નથી. એ માત્ર એક અનનુભૂત મિથ્યા મોહ હતો.

તે દિવસથી ઇંદુ તરફ મારી મમતાની કંઈક શરૂઆત થઈ અને લક્ષ્ય તેના તરફ રોકાવા લાગ્યું. રસ્તામાં, જ્ઞાતિભોજન વેળાએ કે જ્યારેજ્યારે એ મળતી ત્યારેત્યારે આખો દિવસ તેના જ વિચાર મારા મનમાં ઉભરાવા લાગતા. એને જ્યારેજ્યારે જોતો ત્યારે-ત્યારે આનંદ જ થતો—સંતોષ થતો. દિવસે દિવસે મારું ઔત્સુક્ય વધતું ગયું. એને મળ્યા વગર દિવસ બે દિવસ જતા તો જાણે હદ થઈ જતી. માધવને માલતીનો તેમ મને ઈંદુનો વિરહ થવા લાગ્યો. એમ દિવસ જતાં બંનેનો સ્નેહ વધવા લાગ્યો, હૃદય હૃદયને ઓળખવા લાગ્યું, પરિચય પણ વધવા લાગ્યો; જોકે હજુ બોલી શક્યાં ન હતાં. મારી આંખ એના ઉપર પડતાં એની આંખ લજ્જાતી અને એની મારા પર પડતાં ખરેખર હું પણ

શરમાતો. છતાં યે એકમેકને જોવાનું મન તો સરખું જ થતું.

ધીમેધીમે તેની સાથે મને બહારના પરિચયમાં આવવાનું પણ મન થયું. બાળપણમાં માબાપે નક્કી કરેલી પત્નીને હવે મેં સારી મેળે પત્ની તરીકે કબૂલી. માતપિતાની કેળવણીને લીધે ઇન્દુરેખામાં કંઇક હિંમત આવી હતી, અને તેના વર્તન ઉપરથી મને એમ લાગ્યું કે એને પણ મારા જેવી જ લાગણી થાય છે. મનોમન શાક્ષી પૂરતાં હતાં.

**મુગ્ધાલાપ**

એક દિવસે ઇંદુ મારે ત્યાં જમવા આવી હતી. એ જમી ન જમી ને ચાલી ગઇ. હવે તેના જીવનમાં, તેના વર્તનમાં—બધે હું ધ્યાન દેતો થયો હતો. એને આમ ચાલી જતી જોઇ મને કંઇક આશ્ચર્ય લાગ્યું.

માલતી મારા મામાની છોકરી હતી. ઈંદુરેખા ને માલતીને સારો સંબંધ હતો. મારે ને માલતીને કંઇક છૂટથી બોલવાનો વ્યવહાર હતો. તે વખતમાં તો એ જ અમારી સંયોગશૃંખલા હતી—એ જ અમારી સંકેતદૂત હતી. એટલે માલતીને મેં પૂછ્યું: 'કેમ આજ તમારાં બેનપણી જલદી ચાલ્યાં ગયાં?'

વાતચીતનું મંડાણ થયું. હૃદય ખોલવાનું પહેલું પગથિયું શરૂ થયું.

'કોણ જાણે, હું પૂછી લાવીશ.' માલતીએ જવાબ વાળ્યો.

શરૂઆતમાં છોકરીઓને વરવહુની વાતો બહુ ગમે છે. માલતીને પણ તેમજ હતું. મારા પ્રશ્નમાં કંઇ મહત્ત્વ ન હતું; પણ માત્ર વાતના આરંભ ખાતર જ મેં તો પૂછ્યું હતું. તરત જ તેણે તે વાત ઇન્દુને પૂછી અને બીજે દિવસે મને મળી હસતી હસતી કહેવા લાગી: 'હૃદયંગમભાઇ, એમણે પૂછાવ્યું છે કે હું

ટ્રેનિંગ કૉલેજમાં અંગ્રેજી શીખવા સારૂ દાખલ થાઉં?'

'પણ મેં પૂછ્યું હતું એનું શું કહ્યું?'

'જમીને આવ્યાં હતાં અને વળી ઘેર જરૂરનું કામ હતું એટલે તરત જતાં રહ્યાં. પણ તમે કહોને, એ દાખલ થાય?' માલતીએ મારા પ્રશ્નને નજીવો ગણી કાઢી પોતાની વાત આગળધરી.

પ્રશ્ન જેટલો નજીવો હતો તેટલો જ ગહન હતો. કેળવણી વાસ્તે મને કદાચ કાંઇ વાંધો ન હતો, પણ અંગ્રેજી ભાષાની કેળવણીને બદલે પહેરવાઓઢવાની કેળવણી—પાશ્ચાત્ય રંગઢંગ દાખલ થઇ જાય તો? છતાં તે વખત તો મેં બહુ ધ્યાન દીધા સિવાય હા કહી.

તે દિવસથી અમારી વચ્ચે વાર્તાલાપનું મંડાણ થયું. હવે જેમ બને તેમ એના સ્વભાવ અને આચરણ સંબંધી જાણવામાં આવે તો સારૂં એમ ધારી એની હું ખૂબ પૂછપરછ કરતો; કારણ કે ઈંદુરેખા સાથે મારે સ્નેહલગ્ન કરવું હતું. એને હું પસંદ કરીને પરણું—અર્થાત્ એને હું ગમું અને એ મને ગમે એનું નામ સ્નેહલગ્ન.

ખરેખર, તે દિવસોમાં એના સિવાય કોઇ બાબત પર મારૂં મન ચોંટે નહિ. 'બસ મને તું પ્રિય છે, અત્યંત પ્રિય છે, કેટલી પ્રિય છે તેનું માપ મારાથી નથી કાઢી શકાતું' એમ મનમાં બોલ્યા કરૂં.

ઉપર પ્રમાણે હું માલતી મારફત એના સંબંધીની હકીકતો જાણતો. ધીમેધીમે મેં ચિઠ્ઠીઓ મોકલવા માંડી અને ત્યાર પછી તો નિયમિત પત્રવ્યવહાર શરૂ કર્યો. 'વહાલા હૃદયંગમ' અને 'પ્રાણેશ્વરી ઇંદુ', 'પ્રિય સખી ઈંદુ', એમ ઉમળકા આવે તેમ અનેક વિશેષણો અમે એકએકને લખવા માંડયાં.

પહેલાં તો પત્રો લાંબા વસડાતા, પણ પછીથી કાંઇ લખવાનું સૂઝતું નહિ. 'સાચું કહું છું કે મને તમારા સિવાય કોઈ ગમતું નથી' એમ એ મને વારંવાર લખતી. હું પણ કોણ જાણે શાથી

'આ હૃદયને હવે બીજું કાંઇ પ્રિય નથી' એમ સાક્ષરી ભાષામાં લખતો. સ્નેહલગ્ન તે જ સાક્ષાત્ સ્વર્ગ અને 'જ્યાંજ્યાં સ્નેહલગ્ન છે ત્યાંત્યાં સંસારમાં સ્વર્ગ છે' * એનો જાણે સાક્ષાત અનુભવ મને થવા લાગ્યો. અમે દૂર રહેલાં હતાં છતાં પણ પ્રીતિની અંદર લટપટ બની ગયાં. એને જાણે હું સંપૂર્ણ ઓળખી ગયો હોઉં અને તે મને જાણી ગઇ હોય તેમ પત્ર મારફતે અમે સ્નેહલગ્ન કરી ચૂક્યાં. આખા જીવન સુધી સાથે રહેવા છતાં પણ જે સ્વભાવની માહિતી સંપૂર્ણરીતે ન મળે તે માહિતી જાણે અમને એકબે વર્ષના પત્રલેખનમાં મળી ગઈ.

**સ્નેહમીલન**

લગ્ન હવે નજીક આવતું ગયું. 'એ હૃદયેશ્વરીનો હવે હું પૂરેપૂરો માલિક થઇશ. બસ, હવે તો તેને ક્યારે મળું' એમ થઇ રહ્યું. અનેક ઊર્મિઓ ને ઉત્કંઠાઓ થતી હતી. દિવસ વીતતા અને હૃદય છલકાતું.

લગ્ન આડા પાંચ દિવસ બાકી હતા. તે દિવસે મારે શ્વસુરગૃહે જમવાનું હતું. જમીને હું આગળના ઓરડામાં ઘડીક બેઠો હતો. સાસુ નીચે હતાં. જગદીશપ્રસાદ ઓચિંતા બહાર ગયા હતા. હું ખુરસીમાં બેઠો 'ગુજરાતી' વાંચતો હતો, એટલામાં કોઇકનાં પગલાંનો અવાજ સંભળાયો. જોઉં છું તો શરમાતી શરમાતી 'કુમુદસુન્દરી' જેવી ઇન્દુરેખા મારી તરફ આવતી હતી. આંખની નીચે પ્રસ્વેદની કોર બંધાઇ રહી હતી. કપોલ પર ગુલાબી રંગ છાયો હતો. પંદર વર્ષની એ મુગ્ધ કાન્તા આજે કંઇક નવીન જ સુન્દરતા બતાવતી હતી.

ઈન્દુ ગભરાતી શરમાતી મારી ખુરસીને અઢેલી જાજમ પર નજર નાખી શાંત ઊભી રહી.

મારા હૃદયમાં તો કોણ જાણે શું યે થતું હતું. આજુ-બાજુ જોઇ મેં એક હાથે તેનો હાથ પકડ્યો અને બીજે હાથે એની સાડીનો છેડો ઝાલી કાંઇક અલૌકિક આનંદ અનુભવતાં મેં પૂછ્યું 'કહો, કેમ છો?'

'હું તો પૂછવા આવી છું કે દઢ છો ને સ્નેહમાં? ખામી તો નહિ આવે ને?'

'ઓ..હો! એ પ્રશ્ન હવે ઉદ્ભવે જ ક્યાંથી? હું તો તમને ક્યારનો યે પરણી ચૂક્યો છું. હવે તો ક્યારે એ બાહ્ય આડંબર થઇ જાય, એમ થયા કરે છે.'

'ત્યારે તો ઠીક; નહિ તો પછી થોડાક જ દિવસ રહ્યા છે.'

'તમારે એ શંકા આણવાની જરૂર નથી.'

'લ્યો, હું જાઉં છું. બ્હેન આવશે.'

'એ કંઇ ઉપર નહિ આવે. ઉતાવળ શી છે? જવાય છે. ઊભાં તો રહો.'

'ભાઇસાહેબ જવાદો ને.'

'ના, એમ જવાનું નથી.'

મારો સ્નેહ ઉભરાતો હતો. એના હાથ પકડ્યા હતા તે મેં છોડી દઇ એની કમ્મર ઉપર વિંટાળ્યા અને રોકી રાખતો હોઉં તેમ છાતી સરસી ચાંપી. અમારી ઊર્મિઓ અન્યોન્યમાં શમી.

'ખસો, જવા દો. આમ ગાંડાં શું કાઢો છો? કોઇક આવશે.'

બોલતાં એના મનની કાંઇક જુદી જ સ્થિતિ થઈ હોય એમ લાગ્યું. મેં આશ્લેષ લીધો તેથી જાણે એને ગમ્યું ન હોય તેમ દેખાડ્યું. અંતરમાં તો એ સંપૂર્ણ સંતુષ્ટ હતી. મારાથી એના કેશ

ચુંથાઇ ગયા હતા તે ઠીક કરતી એ જવા લાગી, તેનો હાથ પકડી મેં પૂછ્યું: 'ફરી ક્યારે મળશો?'

'આમ પજવો છો તે હું તો નહિ આવું.' એમ કાંઇક સ્મિત ને કાંઇક બાહ્ય રોષ સાથે બોલતી એ પાછળના મેડામાં ચાલી ગઇ.

મને હર્ષ અને શોક બંને થયાં હતાં. કેવો આનંદ થયો! હજી વધુ રહી હોત તો ઠીક થાત. એમ વારાફરતી લાગણી થયા કરતી હતી.

## સ્નેહલગ્ન

આજે લગ્નનો દિવસ હતો. મારે ઘેર ધામધૂમ ચાલી રહી હતી. સગાંસ્નેહી મારે ઘેર કામકાજ કરવા આવેલાં હતાં. ધીમે મીઠે સ્વરે મારી બહેનો લગ્નપ્રસંગનાં ગીતો ગાતી હતી. કોઇ અવર્ણનીય આનંદ તે વખતે મારા ઘરમાં અને હૃદયમાં પ્રસરેલો હતો.

હું ઉપરના મારા ઓરડામાં આંટા મારતો છૂપી રીતે આણેલી પ્રિય ઇન્દુની છબીને જોયા કરતો હતો. એટલામાં કુમુદેશ—મારા મિત્રોમાંનો એક—ત્યાં આવી પહોંચ્યો. મેં ખૂબીથી છબી છૂપાવી. અને 'આવો સાહેબ' એવો સંબંધને લીધે મશ્કરી સાથેનો આવકાર આપ્યો. એ ખુરશી પર બેઠો અને હું પણ બેઠો.

'કેમ, સાંજે મારી સાથે છેક સુધી રહેશો ને?' મેં પૂછ્યું.

'હા, હા; શા માટે નહિ? મારે લગ્નક્રમ જોવો છે એટલે તમે નહિ કહો તો યે હું બેસીશ. ત્યારે આજ તો તમે ધૂસરીએ જોડાવાના, કેમ?' કાંઇક સ્મિત સાથે એ બોલ્યો.

'કુમુદેશ, હું કાંઇ એને ધૂસરી નથી ગણતો. ખરેખર, ઍની બિસેંટ કહે છે તેમ આપણા હિંદુ તપસ્વીઓ આપણા ઘણા અપરાધી છે. એ લોકોએ સ્ત્રીઓને નિંદવામાં બાકી જ નથી રાખી. મોક્ષ મેળવવા જતાં, દેશોદયની હીલચાલમાં, વૈરાગ્ય

વૃત્તિમાં આડે આવનારી, કલહકજિયો કરાવવામાં તે,—એમ બધી બાબતોમાં દોષી તો સ્ત્રીઓ જ. બિચારા પુરુષો કંઇ સમજે છે? એ તો જાણે નિર્દોષ બાળક! હું એમ નથી માનતો. સ્ત્રીઓમાં સદ્‌ગુણોનો અલૌકિક ભંડાર છે. દોષદૃષ્ટિએ તો અલબત્ત બધું દુર્ગુણમય જ દેખાય. ખરેખર સ્ત્રીઓ આપણી સાથી છે. કુસુદેશ! તમારાથી છૂટા પડવું પડશે પણ ઇન્દુરેખા તો સદા યે સાથે જ રહેવાની. અને મને તો એમ લાગે છે કે સ્વર્ગમાં ઊડવા વાસ્તે સ્ત્રી તે ખરેખર આપણી પાંખ છે.' મેં કહ્યું.

આ બધામાં પ્રીતિ જ—કહેવાતી પ્રીતિ જ કારણ રૂપ હતી. સ્ત્રીમાં સ્વર્ગ, મોક્ષ, ઇશ્વર, બ્રહ્મ વગેરે ધીમેધીમે મને ભાસેલાં હતાં. કંઇક કવિતાઓ જે પ્રિય ઇન્દુને સંબોધી હું લખતો હતો એ જ ઇન્દુને આજે સાંજે હું પરણવાનો હતો.

સાંજ પડી અને વરઘોડો ચડ્યો. પૂર દમામ સાથે મારા પિતાજીએ વેવાઇને ઘેર જાન તેડી આણી. કહ્યા પ્રમાણે હું મંડપમાં જઈ બેઠો. વખત થતાં ઇન્દુને પણ મારી સામે બેસાડવામાં આવી. હસ્તમેળાપનો વખત થયો. મધુર સ્વરે મંગલાષ્ટકો ગવાતાં હતાં. હું તો જાણે સ્વર્ગમાં હોઉં—અપ્સરાગણથી વીંટાએલો હોઉં—એમ લાગતું હતું. એ મારે રોમેરોમ આનંદ પ્રસરી રહ્યો હતો. મુહૂર્ત આવતાં ગુરુદેવે અમારા હસ્ત મેળવ્યા અને તે જ વખતે અમારા હૃદયમાંથી સ્નેહના પ્રવાહ અન્યોન્યમાં હસ્તપંથે વહ્યા. હું ધીમોધીમો અર્થસૂચન કરવાને તેનો હાથ દબાવતો હતોઃ 'ઇન્દુરેખા, હવે તમે મારાં થયાં છો!' એમ જાણે મારો કર બોલતો હતો.

લગ્નમાં બેઠા પછી તે ઊઠયા સુધીનો સમય કોણ જાણે કેમ, પણ ઓછો થઈ ગયો હોય એમ લાગ્યું. બીજાનાં લગ્નમાં

ઘણો વખત જાય છે ને મારામાં આટલો જ કેમ ! એ જ વિચાર થવા લાગ્યો અને તરત જ એ શંકા દૂર કરવાને મેં કુમુદેશને પૂછ્યું.

'તમને તો લગ્નસમય ટૂંકો જ લાગેને ? પૂછો તમારા પિતાજીને. ક્યારના કંટાળતા હતા કે આટલું બધું મોડું કેમ ? નકામી રાત જાય છે, એ લોક સમજતા નથી. પાછું પૂર્ણ વિધિસર લગ્ન થતું હશે તો! સુધરેલા ખરાને!' કુમુદેશે પિતાના શબ્દો અવતારીને કહ્યું.

ત્યાર પછી અમે ઘેર ગયાં. જોતજોતાંમાં લગ્નના દિવસને પંદર દિવસ વીતી ગયા. જમણવાર વગેરે બાબતો હવે ક્યારની યે પતી ગઈ હતી.

થઇ રહ્યું. પરણવાનાં હતાં તે પરણી ચૂક્યાં. દિવસ ગયા તેની ખબરે ન પડી. આમ વારંવાર મનમાં વિચારો આવતા હતા. એ દિવસોના અનુભવો ફરીથી થાય એમ મને ઇચ્છા નહોતી, પણ એ દિવસો વધારે ટક્યા હોત તો ઠીક થાત એમ મનને લાગતું.

ખરેખર, મારી સ્થિતિમાં કંઇક નવો જ ફેરફાર થવા માંડ્યો. યૌવને મારો દેહ છવાયો. કંદર્પનાં બાણ શું તે ન સમજનારો, તેને એક વ્યર્થ કલ્પના માનનારો હું, એ જ કુસુમશરના ઘા અનુભવવા લાગ્યો! 'पश्यामि ताम . . .' વગેરે કહી અંતે સર્વવ્યાપક માનવા લાગ્યો. 'प्रासादेषु' વગેરે બોલી અદ્વૈતવાદ સિદ્ધ કરવા લાગ્યો. કૃષ્ણને, માધવને, દુષ્યન્તને થએલી વિરહવેદના મારા હૃદયમાં—આખે શરીરે થવા લાગી.

એક દિવસ રાત્રે હું પથારીમાં આડો પડ્યો હતો. જરા પણ ઊંઘ નહોતી આવતી. થોડીથોડી વારે બારીમાં ઊભો રહી જે દિશામાં એ રહેતી હતી તે દિશા તરફ મીટ માંડતો હતો. પલકે પલકે પાછો શયનમાં લોટતો હતો. તે વખતે રાત્રિના બાર

વાગ્યા હતા. પૂર્ણિમા હતી. ચંદ્ર મસ્તિકે ચઢ્યો હતો. 'પ્રિયતમે! દેવી! પ્રાણેશ્વરી! હૃદયેશ્વરી! જીવનેશ્વરી! મુજ આત્મન્!' એમ જેમ આવે તેમ વિશેષણો લગાડી હું લવતો હતો. અને મારો વિયોગ શાંત કરતો હતો. 'हसे नारो पतिः कंठे मया विश्लेषति शत्रुणा'। રઘુપતિ, એનો અર્થ હું બરોબર સમજી શકું છું. અનુભવી શકું છું.....

'પ્રિય ઇન્દુ, મારા જીવનની ચંદ્રિકા! હવે તો આ હૃદય વધારે દૂર નહિ રહી શકે.' હું ચંદ્ર સામે જોઇ બોલતો હતો:—

'અરે ઓ ચંદ્ર! ઓ વ્હાલા! વિનંતિ લે સખે કાને,
જરી સંદેશ આ મારો પ્રિયાને જઇને કહેને તું.
પ્રસારી કૌમુદી તારી પ્રિયાના કર્ણ પર પ્યારા!
ન કાં સંદેશ આ મારો સખીને જઇને કહે ને તું?

મને કવિતા સ્ફુરતી હતી; ચંદ્રને મારો દૂત બનાવતો હતો: કિરણ સાથે સંદેશ કહેવડાવતો હતો; ત્યાં વળી એકાએક વિચાર આવ્યો: આ આકર્ષણનું કારણ શું હશે. પ્રીતિ શું? આ બધું મને શાને લીધે થાય છે? કોઇ magnatism આકર્ષણશક્તિ અમારા બંનેની વચ્ચે રહેતી હશે? ઘડીમાં હતાશ બનતો, ઘડીમાં મારી આવી માનસિક નબળાઇને ઠપકો દેતો, હું બે અઢી વાગતાં ઊંઘી ગયો.

**પ્રેમ–પરાકાષ્ઠા**

પ્રીતિની પરાકાષ્ઠા પર હું આજે ચડવાનો હતો, કારણકે આજે મારો ચંદ્રરજની (Honey moon)નો પ્રસંગ હતો. પરણ્યા પછી અત્યારસુધી માતુશ્રીએ ઇન્દુરેખાને ઘેર નહોતી તેડી. તેથી તેના પર વારંવાર રોષ આવતો. આજે તે રોષનું સાંત્વન હતું. સવારમાં ઊઠ્યો ત્યારથી મને આનંદ થયા કરે. કોઇની સાથે વાત કરતાં,

કાંઇ કામ કરતાં પણ એ આનંદ તો જારી જ રહેતો. એકી વખતે બે અનુભવો મને થયે જતા હતા. સાંજે ફરી આવી વહેલો ઘેર આવ્યો અને વાળુ કરી મેડે પ્રિય ઇન્દુની વાટ જોતો હતો. એને જોઇ શકું તેમ બારી આગળ ખુરસી નાખી બેસી રહ્યો હતો. આઠ સાડાઆઠ થતાં એ મારે ઘેર આવી. અત્યારે તેનું સૌંદર્ય કાંઈ ઓર જ દેખાતું હતું. માથે વાંકી સેંથી પાડી હતી. ગળામાં ઝીણો અછોડો પહેર્યો હતો. છેલ્લામાં છેલ્લી ઢબનું પોલકું પહેર્યું હતું અને આછો ગુલાબી સાળુ ઓઢચો હતો. એના મુખ ઉપર તો આજે શરમના ગંજ વળી ગયા હતા.

એ આવીને બહેન પાસે નીચું જોઈ ઊભી રહી.

'બેસો ભાભી! આવી પહોંચ્યાં?'

ઇન્દુનું શરીર થરથર કંપતું હતું. બહેન આગળ તો આંખમાં આંસુ પડે તેમ થઇ રહ્યું હતું. મારી આગળ આવવું તેને ગમતું હતું. પણ તે કોઈ જાણે નહિ તેવી રીતે. આખા ગામને ખબર પડે તેમ એને મારો સહવાસ આવ્યાથી શરમ આવ્યા વગર તે રહે? નણંદ, સાસુસસરો અને પોતાનાં માબાપ—આમ બધાં વડીલ જાણે એ તે કેમ ખમાય? છતાં યે રીતરિવાજને અનુસરીને એ બધું કરવું પડયું.

'આવો, ભાભી! આવ્યાં કે!' એમ નાના દિયરજી અને સાસુજીના આવકારો ઝીલતાં એ ઇન્દુરેખાના હૃદયમાં ચીરાડો પડતી હતી.

બહેને છાબડીમાંથી એને ફૂલહાર પહેરાવ્યો અને હાથે ગજરા બાંધ્યા. કપાળમાં આડ કરી ચાંલ્લો કર્યો ને સુંદરતામાં વધારો કર્યો. 'જાઓ ભાભી! તમારા ઓરડામાં દીવો કરો અને ચોપડી પડી હોય તો વાંચજો.'

દીવોબીવો કાંઇ કરવાનો નહોતો. ક્યારનો યે ચાકર બધી

ગોઠવણ કરી ગયો હતો. પણ કાંઇ એમ કહેવાય કે મારા ભાઈ તમારી વાટ જુએ છે તે જાઓ ?

આવતાં આવતાં દાદર પર એ અટકી ગઇ અને રોકેલો અશ્રુભાર ખાલી કર્યો. એ ખૂબ રડી—એનાથી રડી પડાયું.

અરે આ હિંદુ સંસાર! આના કરતાં અમને એને ક્યાંક એકલાં મુસાફરી કરવા મોકલ્યાં હોત તો યે ઠીક થાત. બિચારીને આટલી બધી શરમાવીને રડાવી!

આખરે ઇન્દુ ઉપર આવી. હું તો બારણાં પાસે એની જ વાટ જોતો હતો. આવી એવી જ મેં એનો હાથ પકડી કોચ ઉપર બેસાડી અને એના હાથમાં હાથ મેળવી એની સાથે બેઠો. ઘણે દિવસે—અરે પહેલી જ વાર આજે આમ મળવાનો પ્રસંગ આવ્યો હતો.

'અહીં ગમશેને ?'

'બળ્યું ગમવું! આ તે ખમાય ? વડીલો, ગુરુજનો વગેરે આગળ આમ શરમિંદા પડવું પડે તે!' કંટાળીને ઇન્દુ બોલી.

'હશે, હવે જે થવાનું હતું તે થઈ ગયું. પા કલાક પછી કશું યે નહિ સાંભરે. આટલાં બધાં પરણ્યાં એમને એમ નહિ કરવું પડ્યું હોય ?' મેં સાંત્વન કરતાં કહ્યું અને ઇન્દુ માટે ગુંથાવેલો ફૂલહાર મેં એના ગળામાં પહેરાવ્યો અને ગુલાબદાનીમાંથી ખૂબ સેંટ એના પર છાંટયું. એટલે સુધી કે તે બિચારી અકળાઈ ગઇ. પણ હવે મારો વારો આવવાનો હતો. પોતાના ગળામાંથી બહેને પહેરાવેલો હાર—દેવીની પ્રસાદી સરખો—એણે મારા ગળામાં આરોપ્યો.

હું રહ્યો જરા સાહિત્યવિલાસી—literary tasteવાળો એટલે હું એને અગાશીમાં લઇ ગયો. બે ખુરસીઓ ત્યાં ગોઠવી અને ચંદ્રના સન્મુખ અમે પ્રેમગોષ્ટી કરતાં બેઠાં.

'અડોઅડ કપોલ લાગી રહેલ.
મંદ અતિ મંદ શી ગોષ્ટી મચેલ'. *

એ લીટીઓ મને યાદ આવી અને ખરેખર તેમ જ કરવાનું મન થયું. અહો! એ દિવસે તો કાંઇ ઓર જ આનંદ પ્રસરેલો હતો.

**રાગશૈથિલ્ય**

ઉચ્ચ ગમન થઇ ગયું અને હવે જાણે અધ:પતન શરૂ થયું. છેક પ્રથમ પરિચય પછી માત્ર એક જ મહિનો વીત્યો હતો એટલામાં તો અમારામાં વિરોધી ફેરફારો શરૂ થયા હતા. પહેલાં અમે એકમેકના સદ્ગુણ જોતાં. હવે દુર્ગુણો—છિદ્રો તરફ નજર જવા લાગી.

ટ્રેનિંગ કૉલેજમાં ઇન્દુરેખાએ અંગ્રેજી ચોથી સુધી અભ્યાસ કર્યો હતો અને તે પછી ભણવાનું છોડી દીધેલું. શરૂઆતમાં થોડા દિવસ મેં એને ઘેર ભણાવવાનું ચાલુ રાખ્યું હતું તે પણ ધીમેધીમે છોડી દીધું. પારસી છોકરીઓનું અનુકરણ કરવાનું જ્ઞાન એણે સારી રીતે મેળવ્યું હતું. પગમાં ઊંચી એડીવાળા બૂટ, લાંબી બાર હાથની સાડી અને છેલ્લામાં છેલ્લી ફૅશનનું પોલકું વગેરે એનો હમેશનો પોશાક હતો. છૂટથી ચાંપલું ચાંપલું બોલવું, નજીવી બાબતોમાં સમજ્યા સિવાય હદ કરતાં વધારે હઠ કરવી એ બધું અંગ્રેજી કેળવણીનું પરિણામ એનામાં આવ્યું હતું.

'અરધું અંગ ઉઘાડું રહે એવાં પોલકાં તમે ના પહેરશો' એમ કહું ત્યારે 'તમારી પાસે લેવા આવું ત્યારે ના આપશો, મારે ઘેરથી શિવડાવું છું તેમાં તમારા બાપનું શું જાય છે?' એમ જવાબ મળતો. 'ઝીણાઝીણા સાળુ અને ચોળીઓ પહેરો છો તે ઠીક નથી દેખાતું' કહું તો એના જવાબમાં 'તમે કેમ ઝીણાં

પહેરણ પહેરો છો ? તમને તાપ લાગે અને અમને ન લાગે ?'

એને મારામાં હઠીલાઈ, કંજુસાઇ વગેરે દોષો દેખાવા લાગ્યા. દરરોજ જુદીજુદી સાડી પહેરવાની હું ના કહું તો મારવાડી લાગું; કપાળમાં ચાંલ્લો કરવાનું કહું તો પંદરમી સદીનો ગણાઉં; પાસે બેસું તો બાયલો દેખાઉં!'

Familiarity breeds contemptનો અનુભવ હવે મને બરોબર થયો. સંજોગવશાત્ નોકરી મારે મુંબાઈ થઇ. હું ત્યાં જવા નીકળ્યો. મારી સાથે આવવાની એણે ના કહી કારણકે ઘર-બારનું નક્કી થયા સિવાય ત્યાં આવવું એ ઠીક ન હતું. હું ગયો અને બેત્રણ દિવસમાં ગોઠવણ કરી એને કાગળ લખ્યો. જવાબ આવ્યો કે 'હું ૭ દિવસ પછી આવીશ. મારી એક બહેનપણી સ્ટેશન ઉપરથી પસાર થવાની છે એને મળીને આવીશ.'

વારુ, આપણે વળી ૭ દિવસ વધારે. સાતમો દિવસ થયો તોપણ એ ન આવી. મેં ફરી કાગળ લખ્યો. એણે દસમે દિવસે આવવાનું લખ્યું. ફરી તેને લેવાને હું સ્ટેશન ઉપર ગયો. જાણે એમના ભાઇની જાનમાં નીકળ્યાં હોય તેમ બધા નવા શણગારો એમણે અંગ ઉપર લાદ્યા હતા. જોકે હું પણ કાંઇ કમ ડ્રેસમાં ગયો નહોતો. મને જોઈ એને પણ લાગ્યું કે 'પોતે પૈસા ઉડાવે છે અને હું કાંઇક કરું છું ત્યારે દાંતિયાં કરે છે!'

એ ત્યાં આવી અને અમારો સ્વતંત્ર સંસાર શરૂ થયો. હું સવારે સાડા દસ વાગ્યે નોકરી પર જતો ને સાંજે ચોપાટી પર એક આંટો મારીને ઘેર આવતો. તે વખતે વાળુની તૈયારી થતી હોય. વાળુ કરી પાડોશીને ઘેર જઇ ગપ્પાં મારતો. ઇન્દુ પણ જોડે એક બેનપણી સાથે અલબેલી મુંબાઈની વાતો કરવા જતી. પહેલાં સ્નેહમાં જે ચૈતન્ય હતું તેમાં હવે જડતા લાગી.

શીતળતા હતી ત્યાં ઉષ્ણતા લાગી. નિઃસ્વાર્થ હતો ત્યાં સ્વાર્થ લાગ્યો.

મારો વાંક પણ કાંઇ થોડો ન હતો. હું પણ રેશમી કોરનું ધોતિયું અને કોઇકોઇ વખત પાટલૂન ચઢાવતો. ગળામાં કૉલર, ટાઇ ઠઠારીને બહાર જતો. પણ એ જો સારાં લૂગડાં પહેરતી તો સ્ત્રીઓની જાત vain—મિથ્યા ગુમાની એમ મને લાગતું.

એક દિવસની વાત છે. રવિવાર હતો. ઇન્દુએ મને એ દિવસે સાંજે કહ્યું કે 'હું ચોપાટી પર ફરવા જવાની છું.'

મારી રજાની અગત્ય ન હતી. માત્ર મને જણાવવામાં એની ફરજ પૂરી થતી હતી.

'મારી મરજી તો એમ જ છે કે તમારે ન જવું. જો ફરવા જવું હોય તો ચોપાટી કરતાં કોઇક બીજી જગ્યા ઉપર લઇ જાઉં.' મેં ઉત્તર આપ્યો.

'પણ જોડેનાં જવાનાં છે એમની જોડે હું તો જઇશ.'

'ઇન્દુરેખા! આજ્ઞા પાળવામાં શિથિલતા બહુ દેખાડો છો. સપ્તપદી બોલ્યાં હતાં તે સાંભરે છે?' મેં મના કરી.

હવે ઊંચી તમારી સપ્તપદી. મારે તો મોડું થાય છે. લૂગડાં પહેરતાં હજી વાર થશે.' આમ કહી તે એકદમ બહાર ગઇ ને જોડેની એની સખીને 'સમર્થબહેન તમે શું પહેરવાનાં છો?' પૂછ્યું. બંને જણાંએ નક્કી કરી કલાકે લૂગડાં પહેર્યાં અને સાડા છ વાગ્યા એટલે ચોપાટી તરફ વળ્યાં.

સમર્થ મારી સાથેના ભાગમાં રહેતી હતી. ઘણાં વર્ષથી એ મુંબાઇમાં વસેલી એટલે બરોબર મુંબાઇવાસી ફૅશનેબલ સમર્થ બની ગઇ હતી. તેનાં બહેનપણાં મને બિલકુલ ગમતાં નહિ. મેં ઇન્દુને બેત્રણ વખત કહેલું પણ ખરું, પણ મારી આજ્ઞાનું પરિણામ અવગણના જ હતી.

પણ મારું કહેવું એ ક્યાંથી સાંભળે? એ ગઈ ને તરત જ કોટ પેન્ટ ચઢાવી જે સ્થળ મને ન જવા જેવું લાગતું તે જ સ્થળ ચોપાટીએ હું પણ ચાલ્યો. રસ્તામાં એ બંને જણાં મને મળ્યાં. સાડા સાત આઠ થયા એટલે પાછો ઘેર આવ્યો, અને ઘરમાં પેસતાંની સાથે જ આવકાર મળ્યો: 'મને ના કહેતા હતા અને તમે કેમ આવ્યા? અમારે જવા લાયક નહિ તે તમારે લાયક હોવાનું કારણ?'

આ બનાવ પછી મારા ઘરમાં Suffragist—સ્ત્રીહક માગવાની—હીલચાલ શરૂ થઇ. હું જે કરૂં તે એ કરવાની જ. તે એટલે સુધી કે એક બે વખત સમર્થ સાથે હૉટેલમાં જતી મેં જોએલી, અને એક વખત તો બંને જણાં પોતપોતાના પતિનાં પાટલૂન કોટ ટાઈ કૉલર વગેરે પહેરી ઘરમાં છાનાં-માનાં shakehand કરતાં પકડાએલાં.

**વહાલઘેલછા**

પરણ્યા પછી છ વરસ વીતી ગયાં હતાં. એટલામાં મારે ઘેર કુટુંબમાં એક બાળકની વૃદ્ધિ થઇ હતી. હવે અમે પૂરેપૂરાં કુટુંબી થયાં હતાં. જ્યોતિ તે વખતે બે વર્ષનો થયો હતો. એની વૃદ્ધિની સાથે મારા ખર્ચમાં પણ વૃદ્ધિ થયે જતી હતી. મને સો રૂપિયા મળતા તે પૂરેપૂરા ભુક્કો થઇ જતા. હવે તો વળી જ્યોતિનું—અને તે પણ ઈન્દુરેખાની જ્યોતિનું ખર્ચ થવા લાગ્યું હતું.

બાળક થયા પછી એ મારી પરવા ઓછી કરવા લાગી. જ્યોતિને લૂગડાં, જ્યોતિને બૂટ મોજાં, જ્યોતિને અછોડો. બસ આખો દિવસ તેની જ વાતચીત. આવી સ્થિતિ છતાં પણ અમે કંઇ બહારથી લડેલાં નહિ. કોઇક દિવસ માત્ર મતભેદ થઇ જાય, પણ બીજે દિવસે તો પાછાં વહાલસોયાં બની જઇ એકારણ

એને મારા સિવાય છુટકો ન હતો અને મારે એના વગર ઘડી ચાલતું ન હતું. માત્ર અમારાં મન ધીમેધીમે ઊંચા થયે જતાં હતાં. અમારો કંકાસ કેવી રીતે વધતો ગયો તે જ હું અહીં બતાવું છું. આ ઉપરથી એમ નથી સમજવાનું કે આ છ વર્ષ તદ્દન કલહમય જ હતાં.

જ્યોતિ આવ્યો અને મારાં માન ઊતર્યાં. જ્યોતિ રડતો હોય ને હું ધમકાવું તો ઇન્દુ મને ધમકાવે: 'ખસો આઘા! છાના રાખવા બેઠા છો! એમ બે વરસના છોકરાને તે મરાતો હશે?'

મારી એ મૂર્ખાઈ તો હતી જ, પણ બહુ રડે એટલે વિવેક જતો રહે અને એકબે ધબ્બા દેવાઇ જાય. મારા હાથમાંથી લીધા પછી ઇન્દુ જ્યોતિને શીખવાડતી: 'કર ભાઇ હત્યા. એમણે તને માર્યો, ખરું? કરો હત્યા.' એમ કહી પોતાના હાથે જ્યોતિનો હાથ ઝાલી મારા ખભા ઉપર એક બે ટપલીઓ લગાવતી. એથી કંઇ મને વાગતું ન હતું, પરંતુ આવું શિક્ષણ અપાય ત્યાં ભવિષ્યમાં છોકરા બાપની આજ્ઞામાં ન રહે તેમાં નવાઈ શી?

**દૂષિત હૃદય**

એક દિવસ મારે કાંઈક રજા હતી. ઇન્દુ ઘેર હતી. જ્યોતિ ઊંઘતો હતો. બે ત્રણ વાગતાં હું જરા બહાર ગયો હતો અને પાછો ઘરમાં આવી જોઉં છું તો ઇન્દુરેખા પાછલી બારીએ એકી ટશે કંઇક જોઈ રહી હતી. છૂપી રીતે હું અંદરના ઓરડામાં ગયો અને એની પાછળ ઊભો રહી જોઉં છું તો સામેના માળાના છજામાં એક પચીસેક વર્ષનો પુરુષ ઊભો હતો અને તેની સાથે નજરે-નજર મિલાવી ઇન્દુ શાંત મૂઢ બની ઊભી રહી હતી. અંદરના મેડામાં એની બેન હોય કે પત્ની હોય, પણ કોઇક સ્ત્રી ઊભી હતી. મારી અને તે સ્ત્રીની નજર ઘડીભર એક થઈ.

ઇન્દુની નજર એ સ્ત્રી તરફ ગઈ. એ ક્યાં જુવે છે એ જાણવાને ઇન્દુએ પાછું જોયું. અને ઓ! એને ઠગવાને મેં એકદમ નજર નીચી નાખી દીધી. એ પણ ગભરાઇ ગઇ.

'હું તો કેટલી ફફડી ઊઠી! આમ છાનાછપના શું આવો છો? હું તો બીની કે આ ઘરમાં કોણ પેઠું?'

મારા ઉપર ચડેલો ક્રોધ એણે બીજી રીતે શમાવ્યો. એ મને પામી ગઈ, હું એને જાણી ગયો. અમે બંને દૂષિત થયાં હતાં; પરંતુ મારી ભૂલ મને ન સમજાઇ અને એનો દોષ એને પણ ન લાગ્યો.

'બસ, આવો પ્રેમ રાખો છો કે? વચનો આપ્યાં હતાં તે આવાં પાળો છો કે?' અમે અરસપરસ પૂછતાં હતાં. અને ત્યારથી અમારા કંકાસનું બરોબર મંડાણ થયું. ત્યારથી અમે એકબીજા સાથે બોલીએ પણ ઓછું. બેસીએ પણ ઓછું. કામ સિવાયની વાતચીત પણ અટકી.

થોડા દિવસ રહી એ પિયેર ગઇ. મને તો એ ખૂબ ગમ્યું. એમ બેત્રણ મહિના છૂટાં પડવાથી કદાચ શાંતિ પણ થાય. પરંતુ એ હવે બને તેમ ન હતું. થોડા દિવસ પછી એ પાછી આવી.

હવે હું વધારે લાગણીવાળો થયો હતો, જ્યારે એ વધારે હઠીલી થઇ હતી. હું એને કાંઈ કહું તો એ જાણીજોઇને એથી ઊલટું કહેતી; એથી મને ક્રોધ ચઢતો. હવે ધીમેધીમે મેં ઈન્દુ પર હાથ ઉપાડવો શરૂ કર્યો, તે એટલે સુધી વધ્યો કે પછી તો જે હાથમાં આવે તે ફટકારતો. એક વખત તો એની બંગડી નંદાઈ જવાથી કાચ કાંડામાં પેસી ગએલો અને લોહી નીકળેલું.

ધીમેધીમે ઈન્દુને માર મારવામાં હું ટેવાઈ ગયો. પણ આમ વધારે દિવસ હવે ટકે તેમ નહોતું. હું એનાથી સંપૂર્ણ કંટાળેલો

હતો. એ પણ મારાથી કાંઈ ઓછી કંટાળી ન હતી.

## રાગ-વિરાગ

હવે ઇન્દુ મહિનોમાસ મારી પાસે રહી છ મહિના પિયેર જતી રહે. કોઇ વાર હું એને કાઢી પણ મૂકતો. આમ મારી સ્થિતિમાં ને વિચારોમાં ફેરફારો થવા લાગ્યા: 'આ મેં ક્યાં લપ વ્હોરી! પરણ્યો તે બહુ જ ભૂલ કરી; ખરેખરી ભૂલ કરી!' અરે, આપણા લગ્નની આ રૂઢિ બહુ જ ખરાબ છે. બિચારા વિલાયતના લોકોને આ બાબતમાં તો ઘણું સુખ છે. ન ફાવે તો ચાલ નીકળી જા; છૂટાછેડા! તારે પરણવું હોય ત્યાં પરણ; મને ફાવશે તે હું કરીશ. વળી પટે લગ્ન થતાં હોય તો કેવું સારૂં? દસ વર્ષ કે એવી કાંઇક મુદત બાંધી હોય તો ઠીક પડે. દસ વર્ષ પછી બને તો સાથે રહીએ, નહિ તો તું તારે રસ્તે અને હું મારે રસ્તે.

પહેલાં કેવું મીઠુંમીઠું બોલતાં હતાં. "તમારા વગર તો મને જીવવું યે ગમતું નથી. જિંદગી સુધી પણ તમને ચહાતી નહિ અટકું. કદાચ મર્યાં પછી પણ આપણે એકઠાં ને એકઠાં જ રહીએ તો કેવું સારૂં!" ક્યાં ગઇ એ બધી સ્નેહઊર્મિઓ? ઠગારી! મને ઠગ્યો! ખરેખર, હું નહોતો ધારતો કે તું આમ કરીશ. જો મને પહેલેથી ખબર હોત તો હું તને પરણત જ નહિ.'

પરણ્યા પછી બાર વર્ષ વીત્યાં હતાં. કલહકંકાસ કરતાં અમારૂં ગાડું આટલે સુધી આવ્યું હતું. હવે તો જિંદગી ક્યારે ટૂંકી થાય એમ બંનેને થતું હતું. યાત્રાએ જઇએ તો સાથે પૂજા કરવા પણ ન બેસીએ. કદાચ આવતે અવતાર એ મને મળે અને હું એને મળું તો! એમ હવે તો આવતા ભવનો ભય લાગ્યો કે રખેને પાછાં અમે સાથે જોડાઇએ!

ત્રણેક મહિના રાખી મેં એને કાઢી મૂકી હતી અને હવે ફરીથી આવવું નહિ એમ ખાસ સૂચવ્યું હતું. એ ઘેર ગઈ અને દસ દિવસ પછી મારા પર એક વકીલની સહી સાથે નોટિસ આવી કે 'જો તમારી ધર્મપત્નીને અને તમારા હક્કદાર વારસને રહેવા ખાવા અને પહેરવા બદલ ખર્ચ પૂરું પાડવામાં નહિ આવે તો કાયદા મુજબ કેસ ચલાવવામાં આવશે!' પહેલાં તો હું ખચકાયો પણ પછી મહિને પંદર રૂપિયા મોકલવાનું લખી વાળ્યું.

## પ્રણય પૂર્ણાહુતિ

તે પછી એક વર્ષ મેં ગમે તેમ મુંબાઈમાં કાઢયું અને પછી અત્યંત લાગણી થવાથી મારા મિત્ર કુમુદેશને મારી મિલકતનું ફાવે તેમ કરવાની સૂચના કરી કોઈને પણ જણાવ્યા વિના હું મુંબાઇ છોડી કાશી જતો રહ્યો અને ત્યાં પાસેના ગામડામાં રહેવા લાગ્યો. ત્યાં એક દિવસ છાપામાં નીચે મુજબ ખબર વાંચી:

કૂવે પડવાથી નીપજેલું મરણ.

હૃદયંગમ કેસરીપ્રસાદની સ્ત્રી સૌ. ઇન્દુરેખા ઉમર વર્ષ અઠ્ઠાવીસ. કૂવા પરથી પગ લપસવાથી કૂવામાં પડી મરણ પામી છે.

એ વાંચતાં મને એકદમ દિલગીરી થઈ. પૂર્વ સંસાર સાંભરી આવ્યો. લગ્નપૂર્વેનો સમય અને પછીનો સમય મારી આંખ આગળ ખડો થયો. આંખમાંથી ચોધાર આંસુ વહ્યાં. ખૂબ પશ્ચાત્તાપ થયો. મારી આવી પ્રકૃતિને ઠપકો આપવા લાગ્યો. જિંદગી ફરીથી દુઃખી લાગી. એને લીધે વીતેલું દુઃખ વિસારે પડ્યું, પણ લીધેલો આનંદ ફરીફરી સાંભરી આવવા લાગ્યો. ગમે તેમ કરીને પણ અમારું ગાડું સાથે ચલાવ્યું હોત તો ઠીક થાત. ગમે તેવી પણ એ મારી પત્ની હતી. ઇન્દુરેખા! મને

માફ કરજે. મેં તારો બહુ જ અપરાધ કર્યો છે. હવે બળી જવાનું હતું, પણ એ બધું શા કામનું?

## ઉપસંહાર

પ્રિય વાચક! સ્નેહ એ શું એ તારા ધ્યાનમાં આવ્યું હશે. અક્ષય પ્રેમ હોવો એ તો અત્યંત દુર્લભ છે. અમારૂં સ્નેહલગ્ન હતું. પણ પરિણામ જોયુંને? મને તો ખાતરી થઇ ગઇ છે કે સ્નેહલગ્ન કરી શકાય જ નહિ. એ લગ્નની પરીક્ષા પરિણામ ઉપરથી થઈ શકે છે. એકમેકનો જીવન સુધી સ્નેહ રહે, સ્નેહશૃંખલા અખંડ રહે એને જ હું લગ્ન થએલું માનું છું. સ્નેહલગ્ન આરંભમાં નથી પણ અવસાને છે.

# ચ્હાનો પ્યાલો


તો કહું છું કે આખી દુનિયા મૂરખી છે, અને બધા યે લોકો બેવકૂફોના સરદાર છે; કારણકે કોઇ પણ મારૂં અનુકરણ નથી કરતા. જો મારા જેવા ગોળ-મટોળિયા પેદા થાય તો દુનિયામાં બધે એટલી હોંશિયારી, એટલી ચાલાકી અને એટલી ચોકસાઈ પ્રસરી જાય તથા લોકો એટલા બધા તીક્ષ્ણ બુદ્ધિના ને સાવધાન થઇ જાય કે કાંઇ કહેવાની વાત જ નહિ.

ભાઇઓ, જો તમારો અભ્યુદય ઇચ્છિતા હો તો આ ગોળ-મટોળિયાને પગલેપગલે ચાલો. જો આપણા દેશમાં પૈસા વધારવા ચાહતા હો તો આ ગરીબ શર્મા ઉપદેશ આપે તેમ કરો. નક્કી જ સમજજો કે ઐહિક સુખ તો તમને મળશે જ મળશે; પછી પારલૌકિક વખતે તો ભલેને તમારો સૂક્ષ્મ દેહ નરકમાં પડે એમાં તમારા બાપનું શું જાય છે?

પણ બા! આપણું કહેવું સાંભળે છે જ કોણ. સૌ પોત-પોતાના તાનમાં ને તાનમાં. પણ જરા કૃપા કરીને તમારા રેંટિયા-માંથી થોડો વખત કાઢો, અને આ સેવક લખે છે તે વાંચો. એમાંથી તમારી હજાર મીલો કરતાં વધારે આવક થશે. મુંબઇમાં આટલો પૈસો છે તેનું કારણ શું? લંડનમાં આટલી જાહોજલાલી છે તેનું કારણ શું? એનો કોઇ દિવસ તમને વિચાર આવે છે? લ્યો એ બધું હું તમને આજે જણાવું છું.

ઘણા દિવસથી વિચાર કરતો'તો કે પૈસા વગર કામ શી રીતે ચાલે? પૈસાની લેવડદેવડ વગર તો દુનિયા ઊંધી વળી જાય. અર્થશાસ્ત્રમાં તો સમાજનો આધાર જ પૈસાની ઉપર છે. પણ આ લ્યો, મને એક નવો રસ્તો જડ્યો છે કે જેનાથી થોડે પૈસે જે જોઇએ તે મળે—પણ જો આવડત હોય તો. આ સાધને ઘણાંઘણાંને વશ કરી દીધાં છે. આ જમાનાનું એ એક હિપ્નૉટિઝમ છે. ખરેખર કહું છું કે એ વશીકરણવિદ્યા છે.

મારો અમદાવાદી ઉર્ફે મારવાડી વાચક રાહ જોતો હશે કે આની ક્યારે ખબર પડે; પણ આપણે કંઇ એ બતાવવાને ચારઆનાની ટિકિટો મંગાવતા નથી. લ્યો કહી દઉં છું—મફત—કે એ સાધન તે બે દોઢિયાનો ચ્હાનો પ્યાલો જ છે.

જાણજો કે આ પ્યાલો ઝેર આપ્યા વગર ઝેર ચડાવે છે. બાવાજીની ભુરકી વગર પણ એને વશીકરણવિદ્યા સાધ્ય છે.

આ હિપ્નૉટિઝમને નથી કોઇ અમુક વિધેય (subject) ની જરૂર, કે નથી સંકલ્પશક્તિ (will power) ની જરૂર. જે આવે તે વિધેય બની જાય છે. આ ઉપાય, ખરેખર કહું છું કે, અકસીર છે; માત્ર એ વાપરવો કેમ તેની આવડત જોઇએ.

જપ્તી લઇને અમલદાર આવ્યો હોય તો બસ એક ચ્હાનો પ્યાલો દેવો. હૉટેલ તપાસવા કોઇ આવ્યો હોય તો ચ્હાનો પ્યાલો ધરવો. પોસ્ટમાસ્તર પાસેથી કામ કઢાવવું હોય તો ચ્હાનો એક પ્યાલો પાઇ દેવાથી તમારા પાસા પોબાર પડવાના.

પોલીસવાળાઓ! તમારામાંથી રખે કોઇ પોતના સંબંધે લખ્યું છે એમ ધારી લેતા. ભાઇસાહેબ, હું તો તમારી ગાય છું. કંઇ આડુંઅવળું ઠોકી બેસાડી ગેટમાં ખોસી ઘાલો તો હું તો માર્યો જાઉં. તમારાથી હું તો બહુ બીઉં છું; પણ આ

તો તમારે પણ કામ આવે. તમારા ઉપરી અમલદારને પણ રીઝવવા ફાવે એટલા વાસ્તે આ લખું છું; કાંઇ તમારી નિંદા કરવા નહિ.

આ ઉપાય, ફરીથી કહું છું કે, અકસીર છે. સરકારી નોકરો, પોલીસો, ફોજદારો, જમાદારો, રેલવેવાળાઓ, પોસ્ટવાળાઓ બધા ઉપર ચાલે છે. લાંચ આપી કહેવાય નહિ ને વળી કામ કરે છે. દસ રૂપિયા દાબવા કરતાં ચે ઝડપથી.

વાચક! હવે તને મનમાં જાણે એમ થતું હશે કે એ પ્યાલો કેમ વાપરવો? બતાવું છું; બેવકૂફનો વૈદ્યરાજ, હિંદનો મહાન જાદુગર, હું ગોળમટોળ શર્મા તમને બધું બતાવું છું; ને તે મારો જાતિઅનુભવ લખીને, કે જેથી ખાતરી થયા વિના રહે જ નહિ

જેની પાસેથી આપણે આપણું કામ કઢાવી લેવું હોય એ માણસ ઘેર આવે તે વખતે, અથવા રસ્તામાં, હૉટેલમાં એક ચ્હાનો પ્યાલો પાવો. એક પાઇનું દૂધ વધારશો તો વળી તે અકસીર ઉપાય તરીકે કામ કરશે.

શહેરમાં હૉટેલની ખોટ નથી. મીલમાં જતા હો તો ઝાંપા આગળ, કોર્ટમાં જતા હો તો લીમડા હેઠળ જ પાછલે દરવાજે, વેપાર કરતા હો તો તમારી દુકાનની જોડે જ અથવા સામે જ. અને જો ચ્હાની દુકાન જ તમારી હોય તો તો જોઇતું'તું શું!

બહાનું કાઢી સુતાર, કડિયા, મજૂરો વગેરે કામ ઉપરથી ચ્હા પીવા જઈ શકે એમ દુકાનો ઊઘડી છે—ઊઘડતી જાય છે. કહો ત્યારે, હવે તમારે એ ઉપાય અજમાવવાને શી અડચણ છે? લ્યો, હવે બીજી બાબતો બાજુ પર મૂકી મારો જાતિઅનુભવ જણાવું.

હું, તમારો સેવક, છું તો જાતે બ્રાહ્મણ; પણ હમણાં તો ઝવેરી-ધંધામાં પડ્યો છું. તમે કહેશો કે ગોરમહારાજ, ભીખ માગવાનું

છોડી તમે આ શું લઇ બેઠા? તમારા બામણભાઈનાં આ કામ નહિ; એ તો શ્રાવક વાણિયાનાં કામ, અને એ તો ચોકસીઓ જ કરે. પણ-આપનો ગોરમહારાજ તો ચોક્સી વાણિયાનું ટીલું અને શ્રાવકનો ચાંલ્લો ચાટી જાય એમાંનો વરાક છે.

મારા શેઠ ગડબડદાસ સડબડદાસ ભડભડિયા છે તો સારા જેન્ટલમેન, પણ રહેવાના ઇસ્કિટાટ. કોટ ઉપર કૉલર ટાઈ લગાવે છે, કોક વખત પાટલુન પહેરે છે. રોફ મારવામાં કાંઇ મણા નથી; પણ જો એકાદ વખત વાતચીતના પ્રસંગમાં આવે તો તરત ખબર પડી જાય કે ભાઈ ધોળકાના છે.

ત્રીસેક વર્ષનો અનુભવ અને ઝવેરીઓમાં ફરેલા એટલે એ એવા ગઠિયા થઇ ગયા છે કે ભલભલાની ચોટલી અને વ્હોરાજીની દાઢી મંત્રી જાય. પણ... આ ગોળમટોળજી આગળ ગરીબ ગાય જેવા છે અને તે ફક્ત ચ્હાના પ્યાલાને પ્રતાપે.

શું કરૂં છું તે કહું. સાંજે હું અને એ દુકાનેથી સાથે નીકળીએ. મારી પોળમાં થઇને જવાનું એટલે વાતમાં ને વાતમાં એમને મારે ઘેર તેડી જાઉં અને આવતાની સાથે તમારાં કાકીને ચ્હા મૂકવાનું કહી દઉં. માત્ર એક જ પ્યાલો ચ્હા મુકાવું, કારણકે મેં તો નિયમ કર્યો છે કે કોઈ દિવસ ભૂલેચૂકે પણ ચ્હા પીવી નહિ. જો ચ્હા પીધી તો માર્યા જ ગયા.

શેઠને આ પ્યાલો પાયો કે કામ પાર. એવી પ્રીતિ રાખે છે કે કંઇ કહેવાની વાત નહિ. એક વરસમાં બે વખત પગાર વધારે. હું પણ એમને સારી કમાણી કરાવું છું, અને તે માત્ર ચ્હાને પ્યાલે.

કોઇ શેઠશાહુકારને ત્યાં અથવા રાજારજવાડામાં ઝવેરી જુઓ તો શેઠ ગડબડદાસ સડબડદાસ ભડભડિયા, અને તે આ શર્માને પ્રતાપે ખબર પડે કે કોઇ મોટા માણસને ત્યાં લગ્ન છે

કે તરત જ એમનો સગાવહાલો કે કરતોકારવતો હોય એને મળું, વાતચીત કરું અને હૉટેલમાં લઈ જાઉં. પહેલે દિવસે ઝવેરાત સંબંધે વાત જ ન કરૂં, બીજે દિવસે લગ્નની વાત કરૂં અને ત્રીજે દિવસે જણાવી દઉં કે મોતીબોતી જોઇએ તો અમને પૂછીને લેજો.

એક વખત શેઠ છગુભાઇ જગુભાઇને ત્યાં એમના દીકરા ગજુભાઇનું લગન હતું. આપણને એ ખબર પડી, અને એમના મુનીમ શા. ભગુભાઇ મંગુભાઇ કારભારી છે એ પણ જાણ્યું. એ જ દિવસ રસ્તામાં શા. ભગુભાઇ મંગુભાઈ સામા મળ્યા. મને જરાજરા ઓળખે, પણ ખાસ પરિચય નહિ. આપણને ધુસણિયા વિદ્યા સારી રીતે આવડતી હતી. મારા શેઠ તે વખતે સાથે જ હતા. મુનીમને જોતાં જ મેં એમનો હાથ દાબ્યો ને બંને ઊભા રહ્યા.

'કેમ શેઠ સાહેબ!' મેં કહ્યું.

'શેઠ સાહેબ' સાંભળતાં જ મારા વશીકરણની અસર થઇ.

'ઓ . . . હો ! ગોળમટોળભાઇ કે?' એમણે કહ્યું.

'હા જી, હમણાં તો લગ્ન મહાલવામાં પડ્યા હશો.' પછી મારા શેઠ તરફ ફરી મેં કહ્યું: 'સાહેબ, આમને ઓળખ્યા કે? છગુભાઈ શેઠનો જમણો હાથ. શેઠ જો કોઇનું કહ્યું કરતા હોય તો એમનું જ. કોણ જાણે શી રીતે આ બધું પાર ઉતારી શકે છે! ચારે કોર નજર પહોંચાડી શેઠનું, ઘરનું અને મીલનું કામકાજ કરે છે. લ્યો, આવો છો કે, જરા ચા પીતા જઇએ. મારે તમારી તરફ જ આવવું છે.'

આમ કહી હું તો એમને 'આનંદાશ્રમ'માં લઇ ગયો. બે કપ ચ્હા મંગાવી. સાથે પાશેર દૂધનો પણ ઑર્ડર આપ્યો.

બસ, પૂરો ભણાઈ ગયો હતો. ત્રીજે દિવસે છગુભાઇને ત્યાંથી મને તથા મારા શેઠને સાથે બોલાવ્યા. વીસ હજારના માલના

અમે ત્રીસ હજાર લીધા! તમે કોઈ માનશો નહિ, પણ ઘણા જણે અમારી દુકાને થેલીઓ જતી જોઇ છે.

કહો હવે, મારો શેઠ એક વરસમાં બે વખત મારો પગાર વધારે તેમાં શી નવાઈ? હું જ્યાં મારા પ્રયોગો બે તરફથી ચલાવવા મંડયો હોઉં ત્યાં!

અરે રામ! રામ! આ ધમાલમાં પડ્યો હતો એટલામાં મારી દીકરી માંદી પડી. તાવ કહે મારૂં જ કામ, ઉધરસ કહે હું જ ખરી ને, ફેરે જવાનો પાર જ નહિ. હું તો નાસિપાસ થઇ ગયો. હવે દાક્તરની ફી ઉપર ફી ચડશે. આ તો ભોગની દશા થઇ!

મારી પોળને મોઢે L.M.& S.નું ડહેલું હતું. હું તો લાગલો જ ત્યાં ગયો અને દાક્તર સાહેબને ઘેર જોવા બોલાવી લાવ્યો.

પહેલે દિવસે તો બે રૂપિયા વિઝિટના આપ્યા, પણ કંઈ રોજ આપીએ તો ચાલે નહિ.

બીજે દિવસે છોડીને એવું ને એવું હતું, તોપણ આપણે ડૉક્ટરને કહ્યું કે 'ના દાક્તર, આજ તો ઘણો ફેરફાર માલૂમ પડે છે. કાંઈ બીવા જેવું નથી. તોપણ જતાંજતાં વળી ફેરો મારતા જજો. સાંજના ચ્હાપાણી ઘેર કરવાને બદલે આપણે ઘેર કરજો. બે ઘડી વાતચીત કરીશું.'

દાકતર કાંઈ સાંજે ઘેર ચ્હા પીતા નહોતા, પણ મફતનો મળે તો કોણ ના કહે? એમણે તો રોજ સાંજે આવવા માંડ્યું. મેં પણ ચ્હા આપવાનું ચાલુ રાખ્યું. મહિના સુધી એમ ને એમ ઘેર આવતા અને દરરોજ જાતે જ (personally) મારી દીકરીને તપાસતા.

મહિને દહાડે બિલ આવ્યું ત્યારે ફક્ત દવાના જ પૈસા માંડેલા. વિઝિટ ફીનું નામ નહિ! કહો, આ ઓગણત્રીસ દુ અઠ્ઠાવન રૂપિયાનું

કામ મેં ઓગણત્રીસ પૈસામાં કાઢી લીધું. છે તમારા ઘરમાં કોઇ એવું માંદું કે જેને દાક્તર રોજ મફત જોવા આવતા હોય? મારી દીકરીનાં કેટલાં ભાગ્ય? કહો સાહેબ!

કામ તો થઈ રહ્યું, પણ દાક્તર તો હજી આવવાનું ચાલુ રાખશે એમ લાગ્યું. આથી બે દહાડા ઢેડ બારેજડી જઈ આવ્યો. આમ ઝેપ (break) પડયો કે પછી એમણે પોતે જ આવવાનું બંધ કર્યું—મારા કહ્યા વગર.

મારા ઘરની થોડે છેટે એક વકીલ રહેતો હતો. એ મારો વા'લો કોઈની સાથે ઝાઝી વાતચીત જ ન કરે. સલાહ પૂછવા જાય તો ફી વસૂલ કરવા બીજે દહાડે ગુમાસ્તો મોકલ્યો જ છે! પણ કાંઈ નહિ, એ reserved હતા તો હું એમને મોંમાં આંગળાં ઘાલી બોલાવું એવો હતો!

મારા શેઠનો કાંઈક કેસ હતો. એટલે હું એમને ત્યાં લઈ ગયો. ઓળખાણ થાય એમાં તો નવાઈ નહિ, પણ હવે તે જારી રાખી વધારવી એનો ઉપાય શોધતો હતો. તરત જ તે હાથ લાગ્યો અને તે ચ્હાનો પ્યાલો. આ અકસીર ઇલાજ મેં એમના પર ચલાવવા માંડ્યો. નવરો હોઉં કે તરત જ એમની ઑફિસમાં—ભદ્ર આગળ—જઇ રાવને કહી દઉં કે 'ચ્હાનો પ્યાલો મોકલજે.' વાતો કરતો હોઉં ને છોકરો ચ્હા લઇને આવે. આમ મેં બેએક આનાના પૈસા બગાડ્યા હશે; પણ ત્યાર પછી મારો બેડો પાર.

મેં ખાનગીમાં કેટલોક માલ વેચ્યો હતો. તેમાંથી અરધા રૂપિયા મળેલા ને અરધા બાકી હતા, અને તે લેનારો મારો વા'લો આપે નહિ.

મેં વકીલને કહ્યું, 'ગગલભાઈ વકીલ હોશિયાર કે તમે?

'હવે તે તો હું પોતે શી રીતે કહી શકું?'

મેં કહ્યું, 'ના, મેં તો તમારૂં નામ સાંભળ્યું હતું. તેથી કહું છું કે અટપટી બાબતોનો ખુલાસો કરવામાં તમારા જેવું અહીં તો કોઇ નથી એમ લોકો કહે છે.'

વકીલ હસી પડ્યા. વખાણ ઉર્ફે ખૂટ્પૉલિશ કોને વહાલું નથી.

'હેં સાહેબ!' તક આવી જાણી મેં કહ્યું: 'કોઇ કોઇના રૂપિયા ન આપતું હોય તો વકીલ કર્યા વગર એ વસૂલ કરવાની યુક્તિ તમે કાઢી શકો ખરા કે?'

'શા માટે નહિ? એના તો હજાર રસ્તા છે. કેટલીક વખત તો એક નોટિસથી કામ પતી જાય છે.'

'ત્યારે મને જરા એક કાગળ ઉપર નીચે સહી કરી આપો ને! ડ્રાફ્ટ તો મારી પાસે છે.' એમ કહી એક નોટપેપર ઉપર મેં સહી કરાવી લીધી. ઘેર જઈ નોટિસ મારે હાથે લખી, કાગળ રજિસ્ટર કરાવી મોકલી દીધો. બીજે દિવસે પેલો લેનારો પગે ચાલતો મારે ઘેર આવ્યો અને કહી ગયો કે 'ચાર દિવસમાં, ભાઇસા'બ, પૈસા આપી દઇશ; મારે પાછું ખાતર ઉપર દીવેલ થશે.'

રૂપિયા મળ્યા પણ વકીલને એક અરધી પાઈ પરખાવી નથી. જો કોઈ બીજી રીતે ગયો હોત તો કોર્ટમાં દાવો કરવાની સલાહ આપત અને પોતે વકીલ થાત તથા મારી પાસેથી ફી કઢાવત. ઓ ચ્હાના પ્યાલા! તારાં શાં વખાણ કરૂં?

વાંચનાર, મારા અનુભવ તો ઘણા છે. સેવકે મ્યુનિસિપાલિટીમાં કાઉન્સિલર થવાનો અખતરો કર્યો છે, ટ્રેઇનમાં ચારપાંચ મણ ભાર લગેજ ભર્યા વગર આણ્યો છે, શહેરમાં દરવાજા બહારથી હાંસલ ભર્યા વગર માલ આણ્યો છે, મારો ભાઇ ફોર્થ સ્ટૅન્ડર્ડમાં નપાસ થતો હતો તે સ્કૂલના હેડમાસ્તર પાસે પ્રામોશન અપાવ્યું છે,—અને આ બધું ફક્ત ચ્હાના પ્યાલાથી.

પણ આ બધું લખવા બેસું તો એક લાંબું પુરાણ થાય એવું છે. બરેબર, હમણાં તો ચહાનો પ્યાલો સારૂં કામ કરે છે અને પોળને મોઢે માણભટ્ટને પુરાણ કથાનું સાધન બને તેમ છે. પણ એ બધું હવે આગળ ઉપર. કદાચ લોકોને આ વશીકરણવિદ્યાની ખબર પડી જશે અને છેતરાતા અટકશે! પણ ત્યાં તો બીજો એક સારો પ્યાલો અથવા–પ્યાલી નહિ નીકળે? પગલાં તો મંડાયાં છે.

# બિલાડીના પેટમાં ખીર ટકે તો બૈરાંના પેટમાં વાત ટકે

આ કહેવત ખરી છે તે તો વાંચનાર સ્ત્રીઓમાંની ઘણીખરી જાણતી હશે. જોકે પોતાની બહેનપણી આગળ ને પોતાના પતિ આગળ તો દરેક જણ ડાહી થઇને કહેતી હશે કે 'આ કહેવત બીજાં બૈરાંને લાગુ પડે છે એમાં ભૂલ નહિ, પણ મને તો, ના, જરા યે લાગુ નથી પડતી !' પણ તે મનમાં તો બરોબર સમજતી જ હશે કે કહેવત સત્ય જ છે.

હવે પછીથી એ કહેવત પોતાને લાગુ ન પડે તેવા યત્ન કરાવવાને અને પતિઓને બને ત્યાં સુધી સાવધાન રાખવાને આ સાચો બનેલો ઇતિહાસ પ્રગટ કરવાની જરૂર જણાઈ છે. આમાં મારો ઉદ્દેશ કાંઇ સ્ત્રીઓને નિંદવાનો નથી, પરંતુ કેટલીક વખત આવી બાબતોનો સાચો બનેલો અહેવાલ વધારે અસરકારક નીવડે છે માટે જ સ્ત્રીઓમાં ઘણે ભાગે જોવામાં આવતા આ દોષની તવારીખ રજૂ કરી છે.

પિનાકિન આજકાલનો ઊછરતો લેખક—કાવ્યલેખક—હતો, અને હાલના સમયમાં આવતી કવિતાએ એના ઉપર એટલી સજ્જડ છાપ બેસાડી દીધી હતી કે એના કેટલાક વિચારોએ અજબ માર્ગો પકડ્યા હતા. આમાંનો એક માર્ગ એ હતો કે પોતાની પત્ની શિવગંગાને પોતાનું અંગ ગણીને એ પ્રમાણે તે તેની તરફ આચરણ કરતો હતો.

આ કરવું કાંઈ વિચારોમાં ખોટું નથી, પરંતુ એ રીતે આચરણ કરતાં પહેલાં સ્ત્રીઓને ઉચ્ચ સ્થિતિએ મૂકવી જોઇએ; અને તે પહેલાં જો આમ કરવામાં આવે તો પરિણામ પતિ ધારે તેના

કરતાં ઊલટું જ આવે. પિનાકિન આ સત્યથી અજ્ઞાત હતો. એના હૃદયમાં તો यत्र नार्यस्तु पूज्यन्ते વગેરે શ્લોકો હમેશાં ગુંજી રહેતાં.

હાલના લેખકો, અલબત્ત કવિતામાં, પોતાની પત્નીની આરતીઓ કરે છે, પણ આ તો બિચારો ખરેખર આરતી ઉતારી નૈવેદ્ય ધરાવે એમાંનો હતો! આપણા ધર્મશાસ્ત્રમાં સ્ત્રીને અર્ધું અંગ ગણી છે, પરંતુ પિનાકિન તો એક પગલું આગળ વધેલો હતો. એની ગણત્રી નીચે મુજબ હતી:

'સ્ત્રી પુરુષ બંને મળીને એક આખું સ્વરૂપ થાય છે. બધા લોકો સ્ત્રીને અર્ધું અંગ ગણે છે, પણ શિવલી તો મારૂં પોણું અંગ છે. આ એક સ્વરૂપમાં ફક્ત પા ભાગ જ મારો છે અને તે પણ હું જતે દિવસે ભૂલી જઈશ. શિવલીનું આ રૂપ જ હું બની જઈશ,

ખરેખર શિવગંગા પણ પોતાના પતિના વિચાર પ્રમાણે વર્તતી હતી. સ્વામીના આખા સ્વરૂપમાંથી પોતાનો ભાગ પોણો હતો તે આખો કરવાને મથતી હતી. અર્થાત્ પોતાના પતિનો જે પા ભાગ, તેને ભૂલી જવાને તે હમેશાં યત્ન કરતી હતી. તાત્પર્ય એટલું કે આચારવિચારમાં પતિને જરાપણ ભાગ લેવા ન દેતાં પોતે સ્વતંત્ર જ છે. એમ ગણી બધાં ડહાપણ (અથવા ભૂલ) ભરેલાં કામો કર્યે જ જતી હતી.

માણસની એક ઇન્દ્રિય જો જતી રહે તો તેની બીજી ઇન્દ્રિયો તીક્ષ્ણ થાય છે. દાખલા તરીકે, આંધળા માણસના કાન સરવા હોય છે અને બહેરા માણસની આંખો ચંચળ હોય છે. એવું જ અહિંયાં એકસ્વરૂપ, એક અંગધારી દંપતીનું હતું.

પિનાકિન જ્યારે થોડાબોલો હતો, ત્યારે શિવગંગાની જીભ હાથ લાંબી હતી. શિવગંગા એક આંખે કાણી હતી, ત્યારે પિનાકી એ આંખે ત્રણ આંખ જેટલું દેખતો હતો, એટલેકે થોડું હોય

તો યે તેને બહુ દેખાતું હતું. આમ એક ભાગની ખોટ બીજો પૂરી પાડતો હતો, એટલે તરસાળો બધાં દંપતી જેટલો જ આવી રહેતો હતો.

એક વખત રાત્રે નવેક વાગ્યે આ દંપતી curtain lecture શય્યાનુ—શાસન (રાત્રિનું ભાષણ) ચલાવતાં હતાં. યુવાન લેખક પોતાની પત્નીને સદ્‌ગુણ સંપાદન કરવા અને દુર્ગુણોનો ત્યાગ કરવા દાખલાદલીલો સાથે શિખામણ આપતો હતો. પોતાનું પોણું અંગ શિવગંગા છે એટલે તે કાંઇપણ વાત કોઇ આગળ કદી પણ કહેશે નહિ; એની એને ખાતરી જ હતી. પોતાની સ્ત્રી એને મન ખરેખર એક દેવી હતી!

'જો શિવગંગા!' પિનાકી બોલતો હતો: 'કદી પણ કોઈ પુરુષ સાથે કામ સિવાય વાત કરવી નહિ. બહુ છૂટથી બોલવું નહિ. અતિશય હસવું નહિ. નહિ તો પછી પરિણામ શું આવે તેની તને ખબર છે? દાખલા તરીકે આપણી પોળના પેલા ધરણીધર બૅરિસ્ટર. એમની વહુના કેટલા ભવાડા થયા હતા! એમને ત્યાં પેલો લલ્લુ માસ્તર કેટલી વાર આવતો હતો! બૅરિસ્ટર દારૂ ઢીંચી બહાર ન જવા જેવી જગાઓએ રખડે ત્યારે એમનાં પત્નીશ્રી અહીં આ ધંધા કરે. જોજે હોં શિવગંગા, દરેક સ્ત્રીને આ બાબત સંભાળવા જેવી છે. શિયળ, સતીત્વ એ સ્ત્રીઓનું ખરેખરૂં ભૂષણ છે. સ્વામી સિવાય અન્ય તરફ ચિત્ત રાખતી સ્ત્રીઓ રૌરવ નર્કમાં પડે છે.'

બિચારો પિનાકી શિખામણ તો સારી આપતો હતો; પણ એમનાં શિવગંગા દેવીએ શો સાર લીધો તે હવે જોઇએ.

બીજે દિવસે વહેલી વહેલી કામ પરવારી શિવગંગા પાસેના પડોશીને ઘેર ગઇ અને બારણેથી 'માનકોર માશી, છો કે?'

કહી ધાંટો કાઢ્યો.

માનકોર માશીએ બારણું ઉઘાડયું તો શિવગંગા ને પાંચ-સાત બૈરાં નજરે પડચાં. બધાં યે પોળનાં ને પોળનાં જ હતાં. (કદાચ બહારનાં હોય તો ય સ્ત્રીઓને ભળી જતાં ક્યાં વાર થાય છે?)

'અલી શિવલી! અલી કેમ ઘરમાં ને ઘરમાં ઘલાઈ રહે છે? પિનાકી પૂરીને જાય છે કે શું?' માનકોર બોલી.

જો કે એ મોટી ઉમરની હતી, છતાં બૈરાંઓમાં તો આ પ્રમાણે–બલ્કે આનાથી વધારે છૂટથી વાતો થઇ શકે છે.

'ના રે, માનકોર માશી! એ શું મને પૂરી મૂકતા હતા? હું એમને પૂરી મૂકું એમાંની છું ને! (વાહરે દેવી!) પણ કામનો પાર આવે ત્યારે બહાર નીકળું ને? ચાર દહાડાથી આમલી-આવી'તી તે ભાંગભાંગ કરી આજે પૂરી થઇ, ત્યારે, મેંકું, લાવ જરા માનકોર માશીને ત્યાં જઇ આવું. કેમ છે જંબુડી બહેન, આજ તમે ક્યાંથી?'

'આજ હું કથામાં નહોતી ગઈ (વિધવા હતી) ત્યારે જરા ઘરમાં ગમ્યું નહિ તે અહીં આવી. તને ખબર છે અલી! આ પેલા રામપ્રસાદે એની બાયડીને કમકાળે કમકાળે મારી છે તે? મેં તો કાલે કથામાં વાત હાંભળી.'

'હાય રે, કેમ એ બાપડી હમણાંનો રોજ માર ખાય છે! મને તો લાગે છે કે એ એના વરનું કહ્યું જ નથી માનતી, ને છાનીમાની પિયેર હટકી જાય છે.' માનકોરે કહ્યું.

'અને પેલા બૅરિસ્ટરનું સાંભળ્યું કે?' લાગ આવ્યો જાણી શિવગંગા બોલી: 'મને તો કાલે, મારા ઘરમાં વાત કરતા'તા.'

'શું અલી?' એક ત્રીજીએ પૂછ્યું.

'કે'છે ને કે એની વહુ જરા એવી છે! જ્યાંત્યાં રખડતી ફરે

છે! રાત ને દહાડો ઘેર તો રહેવું જ નહિ. કંઇ લલ્લુ માસ્તરનું તો નામ કહ્યું. બીજા કોઇ બેચાર જણનાં નામ જણાવ્યાં. બળ્યો એનો અવતાર! ને બૅરિસ્ટર પણ દારૂ ઢીંચી જ્યાંત્યાં રઝળ્યા કરે છે.'

'કોણ, પિનાકી કહેતો હતો?' માનકોરે પૂછ્યું.

હા, માશી. કાલ રાતે એ વરવહુની મને બધી વાત કરી.

'કોણ જાણે, બા! આપણે તો કશું જાણતાં નથી.' જંબુડીએ કહ્યું. આ પછી સાથેસાથે ઘણાં સ્ત્રીપુરુષોની આ મંડળીમાં વાતો થઇ ગઇ. પણ તે અહીં લખવાનું પ્રયોજન નથી. થોડી વારે વાળું કરવાનો વખત થયો હતો એટલે બધાં વિખરાઇ ગયાં.

તે જ દિવસે રાત્રે જંબુડી ધરણીધર બૅરિસ્ટરને ઘેર ગઇ. થોડીવાર બેઠાં ન બેઠાં ને વાત છેડી.

'પરધાન બહેન, હમણાં તો તમારા ને તમારા વરને વાસ્તે બહુ સાંભળીએ છીએ. કાનના કીડા યે ખરી જાય છે! જુઓ બહેન, ખોટું ના લગાડશો. મારા ઘરનું હું જરા યે કહેતી નથી. પણ આ તો પેલી શિવલી પાંચસાત બૈરાં વચ્ચે લવતી'તી.'

'શું જંબુડી બહેન?'

'કહે છે કે પિનાકી એને કહેતો હતો.'

'પણ વાત શી છે?'

'કે તમે ખરાબ ચાલનાં છો અને તમારા ધરવાળા દારૂ પીને જ્યાંત્યાં રઝળતા ફરે છે. કંઇ બેચાર જણનાં તો નામ દીધાં. મને તો એ બધું કહેતાં યે લાજ આવે છે, હું તો બા, કશું યે બોલી નહોતી. બીજાં બૈરાં ય સાંભળતાં'તાં.'

'એમ કે? કોણ પેલી શિવલી કાણી? મેં એના બાપનું શું બગાડ્યું છે, જે મને એ ને પિનાકી એવડું કહે છે? ઠીક, એની વાત કરું છું. આવો જંબુડી બહેન, જરા ઉપર, એમને વાત

કરીએ. હમણાંહમણાંનું એ અમારે વાસ્તે બહુ બોલે છે. શા માટે એટલું બધું બોલવું પડે? અમે એવાં છીએ તો છો રહ્યાં, અમારા ઘરને ભારે. તેમાં તમારે શું? તમે તમારું સંભાળીને બેસી રહો ને!'

જંબુડી: 'ના બા, જો મારું નામ નહ્કેશો. મેં કશું નથી કહ્યું. કો'તો સોગન ખાઉં.'

'પણ તમને કોણ કહે છે? જરા ઉપર તો આવો.' કહી હાથ ખેંચી પરધાન એને ઉપર લઇ ગઈ અને ઓરડામાં જતાં વેંત જ 'કયમ, પેલાનું હવે કંઇકે કરવું છે કે નહિ?' કહેતી પરધાન ઘુરકી: 'એટલું બધું એ બોલવા શાખ્યો છે તે?'

'પણ છે શું?' બૅરિસ્ટરે પૂછ્યું.'

'જુઓ આ જંબુડી બેન કહે છે તે સાંભળો. બાર જણ વચ્ચે પિનાકી તમારું ને એની શિવલી મારું ભૂંડું બોલે છે. કહે છે જે તમે દારૂ પીઓ છો ને હું ભટકતી ફરું છું.'

'એમ કે?' કહી ધરણીધરે એક કાગળ લીધો. લખાવો જો, એનું ને બીજાં બૈરાંઓનાં નામ. બીતાંબીતાં જંબુડીએ સર્વ હકીકત લખાવી. શિવગંગાના શબ્દો પણ જેટલા યાદ હતા તેટલા લખાવ્યા અને પછી જંબુડી અને પરધાન નીચે ઊતર્યાં.

'જુઓ બા, મારું નામ કોઇને ના દેશો; નહિતર મારા તો ભોગ મળશે.' જંબુડીએ કહ્યું.

'એને વાસ્તે તમે જરા યે બ્હી'શો નહિ.'

બીજે દિવસે બૅરિસ્ટરે કોર્ટમાં ફરિયાદ નોંધાવી પોતાની નિંદા (slander) કર્યા બાબત પિનાકી ઉપર સમન્સ કાઢ્યો. પોળનાં બૈરાંઓ ઉપર પણ સાક્ષી તરીકે આવવાના સમન્સ આવ્યા.

બિચારો પિનાકી પહેલાં તો વિચારમાં જ પડી ગયો. પણ પછી તેને ત્રણેક દહાડા ઉપર શિવલી આગળ કહેલું યાદ આવ્યું.

અને એને પૂછતાં માલૂમ પડ્યું કે બૈરાંઓના ટોળામાં એણે ઉપલી વાત કહી હતી એની જ આ મોકાણ મંડાઇ હતી!

લાગલો જ તે બૅરિસ્ટર ને ઘેર ગયો અને ટોપી ઉતારી માફી માગવા લાગ્યો. બૅરિસ્ટરે હજાર રૂપિયા નુકસાનીના માગ્યા, અને જો પિનાકી તે આપવા કબૂલ થાય તો જ એ ફરિયાદ પાછી ખેંચી લેવા એમણે કબૂલ કર્યું.

હા ના કરતાં બસો રૂપિઆ બૅરિસ્ટરે એની પાસેથી પડાવ્યા અને હવે પછી સાવચેત રહેવાની ચેતવણી આપી જવા દીધો.

વાહ રે શિવલી દેવી! અને પિનાકી દેવ!

# મૃગચર્મ

એક ગાઢું વિપિન હતું. તરુકુંજ અને શિલાઓથી એ આચ્છાદિત હતું. ત્યાં ઊંચા ગિરિશૃંગે એક શિવાલય હતું, અને સાથે જ એક ક્ષત્રિય વીરની ઝૂંપડી હતી. પ્રભાતનું કિરણ પ્રથમ એને જ અજવાળતું. સવિતાદેવને પ્રથમ અર્ઘ્ય એ ક્ષત્રિય વીર જ આપતો.

એને એક કન્યા હતી. એ વિપિનની વેલી હતી. કુમળી ને નાજુક હજુ ખીલતી હતી. ભ્રૂકુટી ઉપર હજી પુષ્પધનુએ ધન્વા નહોતું રચ્યું. નયનમાંથી શર છૂટવાને વાર હતી. મદનરાજે પોતાનાં અજય શર તેની ઉપર નહોતાં ચલાવ્યાં. કુમારિકાએ હજી અગિયાર વસંત જ અંગે શોષી હતી.

સાયંકાળ હતો. સવિતાનારાયણ એક આવા ગિરિને સ્પર્શી રહ્યા હતા. નલિની એક શિલા ઉપર મુગ્ધ શાંત ઊભી રહી અસ્ત થતા સૂર્યદેવને નિરખતી હતી. અત્યંત પ્રકાશમાં છુપાએલા છતાં યે પ્રભુના દિવ્ય મંત્રો તે ઉકેલતી હતી.

પિતા પાસેના ગામમાં અનાજ લેવા ગયા હતા. નાનું કુરંગ બાળ એક વર્ષથી પોતાનું સ્નેહી ને પિતાનું લાડીલું બાળ બનેલું. સામેના ગિરિ નીચે આવવાના માર્ગ પાસે એ રમતું હતું. પિતાની પાછળ પાછળ આવવા માટે જ એ ત્યાં ફરતું હતું.

એવામાં વૃક્ષની ઝાડીઓમાં ખખડાટ થયો હરિણ ચમક્યું. એણે છલંગ મારી. પાછળની કુંજમાંથી અશ્વારૂઢ એક ક્ષત્રિય

યુવાન કૂદી પડ્યો. ધનુષ્ય ઉગામી મૃગની પાછળ પડ્યો.

ભયભીત નલિની આ જોઈ રહી હતી અને 'ઓ બાપુડા! અહીં આવતું રહે!' એમ જોરથી બોલતી હતી.

મૃત્યુની કોર ઉપર આવી પડેલું હરિણ દોડતું હતું. કુમારિકાનું ચિત્ત આશાની ધાર ઉપર અવલંબતું હતું.

રાજકુમારે તીર ફેંક્યું.

'બચી જશે' એમ ઇચ્છતી–પ્રાર્થના કરતી, પાસે આવી પહોંચેલા મૃગ તરફ નલિની દોડી. પણ ત્યાં તો તીરે પોતાનું કાર્ય કરી દીધું હતું.

મૃગયાનું શર ખાલી નહોતું ગયું! તીર લાગતાં જ હરિણે ચીસ નાખી. સાથે કુમારિકાનું હૃદય પણ ભેદાઇ ગયું. બંને ઢળી પડ્યાં. એકે પ્રાણ ત્યાગ્યા, બીજી બેભાન થઈ.

કારમી ચીસ સાંભળતાં એક તરફથી રાજપુત્ર અને બીજી તરફથી દૂરથી દોડતો પિતા પણ આવી પહોંચ્યો.

'નલિની! નલિની!' બોલતાં પિતાએ રાજપુત્ર સામું જોયું. મુખ પરિચિત હોય એમ લાગ્યું.

'તમે રણવીર તો નહિ?'

'હા જી, તે જ હું.'

'કુમાર! મહાન અપરાધ કર્યો છે. એ કુરંગ મારે પુત્રવત્ હતું; નલિનીના નાના ભાઈસમ હતું.'

'તેથી હું અજ્ઞાત હતો; મને માફ કરો.' રાજપુત્ર દીન થઈ ગયો.

'તમને માફ જ છે.' તેને દીન થએલો જોઇ વૃદ્ધે ક્ષમા આપી. પણ શમી ગએલા ક્રોધે શોકનું સ્વરૂપ પકડ્યું અને તે પણ નિઃસ્વસ્થ થઇ પડ્યો.

મૃત મૃગને અશ્વ ઉપર ગોઠવી રાજપુત્ર પાછો ફર્યો. અરધો રસ્તો કાપતાં કરેલા અપરાધને લીધે ઉપજેલો શોક ઓછો થઈ ગયો. મૃગયાનો કોડીલો રાજપુત્ર શિકારને લઈ મગરૂરીથી મલકાતો મહેલમાં પ્રવેશ્યો.

ભાન આવતાં નલિનીનો અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. સાન્ત્વન દેતા પિતાથી પણ રડી જવાતું.

'ઓ બાપુડા! તું ક્યાં જતું રહ્યું?' કહી બાળા બેઠી થઇ અને પિતાજીની છાતીએ અશ્રુના ભાર હળવા કર્યાં.

'રણવીર! તને નલિનીએ જોયો ન હોત તો સારૂં હતું તને ખબર નથી; પણ નલિની તો તારી ભવિષ્યની પત્ની નક્કી થઇ ચૂકેલી છે. લગ્ન પછી તને તે ઓળખશે તો મને શાપ દેશે અને તારો તિરસ્કાર કરશે.' પિતા મનમાં વિમાસતો હતો.

ત્રણેક વર્ષ વહી ગયાં છે. વીરપુરમાંથી એક વરઘોડો ચડ્યો છે. ઢોલનગારાં વાગે છે ને વાજતેગાજતે તે જંગલમાં આવી પહોંચ્યો છે. પશુપંખી અપરિચિત અવાજથી નાસી જાય છે. નલિનીના શૃંગ ઉપર એ અવાજ સંભળાય છે. એના શ્રવણમાં એ કાંઇક કહે છે. અવાજ ઘોર ગંભીર છતાં નલિનીને તે મૃદુ લાગે છે. શબ્દ વગરની ભાષામાં એ કંઇક બોલતો જણાય છે. નલિની એનો મર્મ સમજે છે.

શૈલ ઉપર અવાજ શાંત થયો. નલિનીના પિતાએ પોતાની ગરીબ ઝુંપડીમાંથી નીકળી રણવીરનો, તેના પિતાનો તથા રણુરના સઘળા જાનૈયાનો સત્કાર કર્યો.

નલિની રણવીરની થઇ. રણવીર નલિનીનો થયો.

છેવટે વૃદ્ધની વિદાયગીરી લઇ સૌ નલિની સાથે પાછાં વળ્યાં.

વીરપુર આવ્યું. કન્યા લઇ વરઘોડો ગામમાં ફર્યો. પ્રસન્ન મને પતિપત્ની મહેલમાં પ્રવેશ્યાં અને ઇષ્ટદેવને પગે લાગવા ગયાં.

પાટલા મૂકી આસન રચ્યાં હતાં; ઉપર મૃગચર્મ પાથર્યાં હતાં.

દેવને નમન કરવા નલિનીએ પાટલા ઉપર પગ મૂક્યો ને ચર્મ જોયું. કપાળ ઉપરની પરિચિત રેખાઓ જોઇ. 'આ તો મારા બાપુડાનું જ ચર્મ! અને ત્યાં તો પેટ ઉપર વાગેલા તીરનું છિદ્ર જોયું. દડદડતું લોહી નજર આગળ ખડું થયું. તેને તમ્મર આવ્યાં. તેણે મૃગના ઘાતકને ઓળખ્યો. એ જ પોતાનો પતિ?! તે દિવસે મૃતવિયોગનો આઘાત થયો હતો; આજે પ્રત્યાઘાત થયો!

તે દિવસે ફેંકાએલું તીર પગ પાસેનાં છિદ્રમાંથી આજ નલિનીના અંતરમાં સોંસરૂં ભોંકાયું હોય એમ લાગ્યું. એ જમીન ઉપર ઢળી પડી. શૂન્ય થઈ—શબવત્ થઇ! શબ થઇ!!

અહા! નંદનવનમાં બાળ કુરંગ સાથે પેલી કોણ દેવી રમે છે!

# બાપડો બિલ્લમદાસ બોડી ચકલી

સાંજના ૭ વાગ્યાનો શુમાર થયો હતો. શિયાળાનો દિવસ હોવાથી અત્યારે દિશાઓ વાનર મુખની શ્યામતા ધારણ કરતી હતી; પરંતુ સૂર્યદેવના અસ્તને થોડો જ સમય વીત્યો હોવાથી આકાશમાં હજી મર્કટ વદનની રક્તતા જણાતી હતી. બિલાડીનાં નયન સરખા તારા ધીમેધીમે દેખાવા લાગ્યા હતા અને મરેલી બકરીની શાંતિ જગતમાં છવરાઈ ગઈ હતી.

આ વખતે ત્રણ પુરુષો કાંકરીઆ તળાવ ફરતું ચક્કર લેતા હતા. આમાંનો એક આશરે બત્રીસ વર્ષનો જણાતો હતો. તેનું મુખ જરા લાકડશી લાડુના જેવું ગોળ અને શરીરનો બાંધો બેઠા ઘાટનો જણાતો હતો. જાણે બ્રહ્માએ તેને ઘડતાં મસ્તક અને હાથ ઉપર પોતાના હાથ મૂકી જરા દબાવી ન દીધો હોય!

બીજો પુરુષ આશરે ઓગણત્રીસ વર્ષનો હતો. તેના મુખ ઉપર હર્ષનો પ્રકાશ વ્યાપી ગયો હતો, કારણકે થોડાક દિવસ પહેલાં જ એણે એલએલ. બી.ની પરીક્ષા પાસ કરી હતી.

ત્રીજો આશરે છવીસેક વર્ષનો હતો. એનામાં કાંઈ ખાસ જાણવા જેવું ન હતું. ફરતાં ફરતાં કંઇક વાતચીત ચાલતી હતી.

'મિ. લીંબોળીદાસ!' બીજાએ પહેલાને સંબોધી કહ્યું: 'તમારે તો નિરાંત છે, તમારા પિતાશ્રી સારી પેઠે દ્રવ્ય મૂકી ગયા છે એટલે. પણ અમારા જેવાને તો મહા સંતાપ થયો છે.

લીંબોળીદાસ: 'હા, પણ હવે તમે પાસ થયા છો એટલે તમારે શી

ફિકર છે? કેમ, પછી શું કરવાનો વિચાર રાખ્યો?

કશનલાલ કચૂકા (ત્રીજો પુરુષ): 'કેમ વળી, હવે સનદ લઇને વકીલાત જ તો; બીજું શું કરવાના છે? કેમ મિ. બોડી ચકલી!'

બિલ્લમદાસ બોડી ચકલી: 'જુઓ, હમણાં એક પચાસની જગ્યા જ્યુડિશિયલ ખાતામાં ખાલી પડી છે તેને માટે ત્રણ દિવસ ઉપર મેં અરજી કરી હતી. આજે સવારે એનો જવાબ આવી ગયો છે કે 'આવતી કાલે તમારે મળવું.' એટલે આપણે તો નિરાંત થઈ ગઈ છે.'

લીંબોળીદાસ: 'ઓહો! તમે તો બહુ નસીબદાર જણાઓ છો! નોકરી ઝપાટામાં મળી. નહિ તો જ્યુડિશિયલ ખાતામાં મહા મુસીબતે જગ્યા મળે છે.'

બોડી ચકલી: 'એ તો ઇશ્વિરને કરવું તે વળી મળી ગઇ. પચાસ-માં હું select પસંદ થયો. હવે તો ત્રણ વરસ પછી જરૂર મુનસફમાં પેસી જવાના. આપણે જરા મીઠાબોલા છીએ એટલે ઉપરીને માખણ લગાવી ઘુસી જઇશું. મને તો આટલી યે આશા નહોતી. એલએલ. બી.ઓને બહુબહુ તો પાંત્રીસેક આપે છે. પણ કોણ જાણે કેમ, એકદમ મારૂં પચાસમાં selection થઈ ગયું. મુનસફમાં ગયા પછી પગાર સપાટામાં વધે છે. અને જો આવડત હશે તો પછી આસિ. જજનો ચાન્સ પણ આવી જાય.'

કચૂકા: 'હશે, પણ જરા બને તો મારૂં કરજો. મેં પણ અરજી કરી હતી.'

બોડી ચકલી: 'અરે એ વાસ્તે તમે બેફિકર રહો. હું ત્યાં ગયો કે તરત જ તમારે ત્યાં જવાબ આવ્યો જ સમજવો. એ તો જરા ઊંધુંચત્તું સમજાવી સારી લાગવગ ચગાવતા થઇશું. નસીબ છે ભાઇ. જાગે છે ત્યારે કેવું જાગે છે! અને નહિ તો રોવડાવે

ત્યારે ખરેખર રોવડાવે! મને ઘણી નવાઇ લાગે છે કે આટલો સહેલાઇથી હું ચૂંટાઇ ગયો! નહિ તો આ નોકરી માટે કોણ જાણે કેટલાઓએ અરજી કરી હતી. આપણે તો નાહીને જ બેઠા'તા; પણ વળી મળી ગઇ. હું તો આજ ભદ્રકાળીને નારીએળ વધેરી આવ્યો; અને જુઓ; કોઇને કહેશો નહિ, આજે ખુશાલીમાં સવા રૂપિયાની બરફી પણ વહેંચી છે. તમારે ઘેર મોકલાવી છે, હોં. ઘણું કરીને પરમ દિવસે ચાર્જ સોંપાશે એમ લાગે છે. કાલે મને બધી હકીકત પૂછશે ને જરા મારૂં કામ જોશે. આપણે બધી રીતે તેઓને સંતોષ આપીએ એવા છીએ, એટલે કંઇ એ વાતમાં ડર જેવું નથી. કાલે સવારમાં ઊઠી, જલદી નાહીધોઈ સેવા કરી જમી લઇશ અને સાડા દસેક થશે એટલે ઊપડીશ. ત્યાં જો હેડ કલાર્ક નહિ આવ્યા હોય તો જરા આમતેમ ગપ્પાં મારીશું. ચાર્જ લીધા પછી એકબે દિવસ તો જરા આકરૂં લાગશે, પણ ટેવાઈ જઇશું એટલે પછી કંઇ નહિ. સાલું દરેક ધંધામાં એવું હોય છે. આપણે એ સંબંધી કાંઇ જાણતા નથી હોતા ત્યાં સુધી એ બહુ લાગે છે, પણ પછી જ્યાં ટેવાઇ ગયા એટલે સહેલું સટ. તમને તો અનુભવ હશેસ્તો.'

લીંબોળીદાસ: 'હાસ્તો; પણ ઘણી વખત એનાથી ઊલટું યે બને છે. પણ ચાલો હવે પાછા વળીએ. હજી અરધું યે ચક્કર નથી થયું અને કદાચ મોડું થઇ જશે.'

તરત જ તેઓ પાછા ફર્યા અને રાયપુર ચોકી આગળથી છૂટા પડ્યા.

આશરે દસ વાગ્યા હતા. મિસિસ બોડી ચકલીએ આજે શુકન કરાવવા કંસાર કર્યો હતો; જમવામાં દહીં પણ પીરસ્યું હતું. દસ ને પાંચેક મિનિટ થતાંમાંતો કપડાં પહેરી બિલ્લમદાસ

તૈયાર થઈ ગયા હતા. બહાર નીકળતી વખતે મિસિસે ચાંલ્લો કર્યો અને દેવને પગે લાગી શુકન જોઇ તે કોર્ટ તરફ વળ્યા.

બરાબર સાડા દસ વાગ્યે ભાઇ ઑફિસે પહોંચી ગયા. અરધો કલાક વીત્યો હશે એટલામાં હેડ કલાર્કે ઑફિસમાં બોલાવ્યા અને ખુરશીમાં બેસાડી સવાલો પૂછવા માંડ્યા.

'તમારૂં નામ બિસ્લમદાસ બોડી ચકલી ?'

'હા જી.'

'મોકલાવેલી અરજી તમે જાતે લખી હતી ?'

'હા જી, મેં મારી જાતે જ; મારા પોતાના હાથના અક્ષર છે.'

'એમ કે ?'

બિલ્લમદાસઃ (હસીને) 'હા જી.'

'ત્યારે જુઓ, મિ. બોડી ચકલી, આ અક્ષર એક forge કરેલી (ખોટી સહી) નિશાનીને મળતા આવે છે. એ નિશાનીને લીધે કોર્ટને નુકસાન થયું છે. એટલે મારે તમને જણાવાનું કે જ્યાં સુધી એ હસ્તાક્ષર સંબંધી નીવેડો નથી આવ્યો ત્યાં સુધી તમારે બસો-બસોના બે જામીન આપવા પડશે. જુઓ આ સિપાઈ તમારી સાથે આવે છે. તમે જામીન લઇને આવો, નહિ તો કદાચ કોર્ટની કસ્ટડીમાં રહેવું પડશે.

બિસ્લમદાસઃ (મનમાં) 'ઓય મારા બા ...પ! મારી નાખ્યા સ્તો! (જરા વિચાર કરી મોટેથી) હમણાં જ જામીન લાવું, સાહેબ?'

હેડ કલાર્કઃ 'હા જી, આ સિપાઈ સાથે આવે છે. સિપાઇ! આમની સાથે જા. જો બરાબર સંભાળ રાખજે.'

હવે કોને જામીન લાવું? કચૂકા ને લીંબોળીને કહું તો?... એ બીચારા મારા ખરા દોસ્ત છે. ઓ ભગવાન મને બચાવજે. આમ અનેક તર્ક વિતર્ક કરતા મિ. બોડી ચકલી સિપાઈ સાથે

પહેલાં કચૂકાને ઘેર ગયા. મનમાં તો ફાળ પડી ગઈ હતી કે હવે કોણ જાણે શું યે થશે? અક્ષર તો મારા જ હતા ને આ શું?

સારે નસીબે મિ. કચૂકા ઘેર હતા. ચકલી જોડે સિપાઇ જોઇ તે ઘણા નવાઇ પામ્યા: 'કેમ બોડી ચકલી, આ શું?'

બોડી ચકલી: (ગરીબડું મોં કરી) 'જરાક મારા જામીન થશો? Forge કરવાનો આરોપ કદાચ મારા ઉપર આવે એમ છે.'

'હા હા ચલો, એમાં ગભરાઓ છો શું?'

'પણ જરા મિ. લીંબોળાને બોલાવતા આવો ને? બે જણાની જરૂર છે.'

કોર્ટમાં જઇ બંને જણા જામીન થયા અને તેમણે સહીઓ કરી આપી એટલે બિચારા બોડી ચકલીનો જીવ ઠેકાણે આવ્યો. જોકે અરધી ફિકર તો હજી બાકી રહી હતી. બિચારાનો કંસાર અને બરફી સોંસરાં નીકળી ગયાં એ નફામાં!

# કુંજવેલી

એની ભ્રૂકુટી વચ્ચે એક તલ હતો. આંખમાંથી અમી ઝરતું. અધર ગુલાબની લચી પડેલી પાંદડી જેવો દીપતો. મુખ જાણે વિકસેલું કમળનું ફૂલ.

કુંજવેલીને જોવા સૌ તલસતાં. એના મુખદર્શને સર્વ શાંત-રસ ચાખતાં. કુંજવેલીએ બાલ્યાવસ્થા વટાવી હતી. કળી મટી પુષ્પ રૂપે એ વિકસતી હતી. જાણે શિશિર મટી વસંત ઊઘડતી ન હોય!

અંગ કરતાં યે એના ઉરની કોમળતા અધિક હતી. કઠોર શબ્દે એ વીલાઇ જતી. વર્ષાની વાદળી શી ગ્લાન બની જતી. ઝરમર ઝરમર એની કીકી પીગળી જતી.

કુંજવેલીનો પિતા ગરીબ હતો. નિર્ધનતાને લીધે એ કુમળી લાગણીવાળો થઇ ગયો હતો. નાનું સરખું દુઃખ પણ એને પુત્રીની માફક મોટું પહાડ લાગતું.

ઇન્દુમુખ સરકારી ખાતામાં નોકર હતા. માત્ર વીસ રૂપિયાના માસિક પગારમાં ઘરનું તમામ ખર્ચ જેમતેમ નિભાવતા હતા.

એ વર્ષ ઉપર જ પત્ની મૃત્યુ પામી હતી. એક નાનું બાળક, બે પુત્રો અને કુંજવેલી એટલાં એનાં સંતાન હતાં.

કુંજવેલી જ ઘરની આશા હતી. પિતાના ઉરનો વિશ્રામ હતી.

'પણ હવે કરૂં શું! કાંઇ સૂઝ પડતી નથી!' પોતાના ઘરના એક ઓરડામાં ઇન્દુમુખ લવતા હતા. 'તારી વય વધતી જાય છે તેમ મારા હૃદયમાં અગ્નિ વધારે ને વધારે ભડભડતો જાય

છે. જ્ઞાતિથી શું આ લાભ! અને છતાં યે મારાથી જ્ઞાતિની બહાર જઇ શકાવાનું નથી. ઘર વેચીને મારે કુંજને પરણાવવી જ પડશે. છોકરી કુંવારી કેમ રખાશે? ઓ હરિ! કાંઈ રસ્તો સુઝાડજે.' એની આંખમાંથી ચાર આંસુ સરી ગયાં.

એટલામાં ઓરડાનું બારણું ઊઘડ્યું. નાતના ગોર અંદર દાખલ થયા.

'ઇન્દુભાઇ, દસ હજારથી ઓછે કોઇ હા કહેતું નથી. શ્યામચંદ્રને ઘેરથી વીસ હજાર માગ્યા. કમળકાન્તે અઢાર અને વિમળરાયે બાર માગ્યા. જ્યારે દીવાપતિએ દસ હજારે હા કહી છે. તમે કહો તેમ કરૂં.'

'રવિશંકરભાઇ, મને કાલે મળજો. આ સંબંધી પૂરો વિચાર કરીને કાલે કહીશ.'

'સારૂં' કહી રવિશંકર મહારાજ ચાલ્યા ગયા.

ઇન્દુમુખે બારણું બંધ કર્યું. 'કુંજવેલી, તારૂં જે થાય તે ખરૂં; પણ હું તો આ સંકટમાંથી બચું છું. કીકુને સંભાળજે. બસ આ સિવાય મારે બીજો કોઇ માર્ગ નથી.' એમ કહી કબાટમાંથી પિસ્તોલ કાઢી. એવામાં બારણું ખખડ્યું. તેણે એકદમ પિસ્તોલ પાછી મૂકી દીધી.

ત્યાં કુંજવેલીએ પ્રવેશ કર્યો.

'મોટાભાઇ, શું બોલતા હતા? હું બારણા આગળ ઊભી રહી બધું સાંભળતી હતી. મોટાભાઇ, અમારા આધાર તમે છો એ ભૂલી ન જશો.'

'બહેન, અન્ય કોઇ રસ્તો નથી.'

'પણ એ રસ્તો ભૂલભરેલો નથી? તમે કદાચ આપઘાત કરશો, પણ તેથી કાંઇ મારૂં લગ્ન થઈ જશે? એ તો બાકી જ

રહેવાનું. દિલગીર ન થશો. હું મારાથી બનતી મદદ તમને કરીશ. તમે સાચવજો.' કહી બારણું અટકાવી કુંજ ચાલી ગઈ.

'કુંજ સાચું કહે છે. મારા જવાથી સંકટ કોઈ રીતે ઓછું થવાનું નથી. માત્ર હું છૂટીશ. પણ હું પ્રાણત્યાગ કોને ખાતર કરૂં છું. એને વાસ્તે કે મારે માટે? મારે જ વાસ્તે. ત્યારે હું સ્વાર્થી નહિ? નિષ્ઠુર નહિ? મારાં બાળકોનો હું સંહારક નહિ? ના ના; એ પગલું તો હું કદી નહિ જ ભરૂં.

પવનની ઊર્મિથી પાંદડું પાંદડાને અથડાય છે; સરિતાની ઊર્મિ ઊર્મિને ભેટે છે.

તટ ઉપર દીવાપતિ હાથમાં સોટી હલાવતો ફરે છે. સામેથી બે નાનાં ભાડુંઓ સાથે કુંજવેલી પ્રવેશે છે. બંનેની આંખો એક થઈ. દીવાપતિએ તરત નજર ખસેડી લીધી. કુંજ તો હજી જોઈ જ રહી હતી.

'દીવાપતિ, મારે તમારૂં કામ છે; જરા પેલી બાજુ આવશો?'

'શા માટે નહિ, ચાલો.'

ચારે જણ રેતીના એકાન્ત ઢગલા ઉપર બેઠાં.

'દીવાપતિ, તે દિવસે તમે મને શું કહેતા હતા? શું એ સાચું કહેતા હતા?'

'ત્યારે શું જૂઠું? વચન આપી હું ફરી જાઉં એવો નથી.'

'તો કાલે રવિશંકર આવ્યા તે વખતે તો તમારે ઘેરથી દસ હજારની માગણી કરી હતી. તમે સાચું જ કહો છો કે...' બોલતાં તે શરમાઇ ગઈ.

'ખરેખર, હું તને જ પરણીશ. પણ એ દસ હજાર તો આપવા જ પડશે.'

'પણ દીવાપતિ! મારા પિતાની સ્થિતિ તમે નથી જાણતા?

અમને પૂરૂં ખાવા પહેરવા પણ નથી મળતું, તો દસ હજાર રૂપયા ક્યાંથી અપાય? તમે એ લેવાની ના ન કહી શકો?'

'ના ના, એ તો કદી પણ નહિ બની શકે. એક તો નાતનો રિવાજ પડી ગયો છે અને બીજું, તેમ કરવાથી અમારા કુળની કીર્તિ પણ હલકી થાય. એને માટે જ મારા પિતા સ્પષ્ટ ના કહે છે. તેમ મારા મનમાંથી પણ કુળનું અભિમાન ખસતું નથી. વળી મેં અભ્યાસ સારો કરેલો એટલે મારે માગવાનો હક્ક પણ છે.'

'પણ અભ્યાસનો આ ઉપયોગ કરશો? મારા પર તમે રૂપિયા માટે પ્રીતિ રાખો છો? મારા પિતાની તમારે દયા ખાવી જોઇએ. અમે ગરીબ છીએ તો તમારા જેવા ધનવાનોએ ઊલટી અમને મદદ કરવી જોઇએ. અભ્યાસનો ઉપયોગ તમે તો અવળો કરવા માંડ્યો. દીવાપતિ! મારા પિતા છાનામાના રડે છે, અને તે જોઈ મારૂં હૃદય સળગી જાય છે. કોણ જાણે શું એ કરી નાખે! કદાચ મારા પિતા આપઘાત પણ કરી બેસે!'

'પણ હું જ એમાં હું નિરૂપાય છું. પ્રથમ તો મારા પિતાને સમજાવવા જોઇએ અને પછી મને.'

'ત્યારે તમારા પિતાને મળું? એ મારી ઉપર કાંઈ દયા કરશે?'

'ના ના, જો જો એવું કરતાં. કદાચ મને ઠપકો મળશે?'

'વારૂ, તો નહિ જાઉં; પણ તમે એમને કહેશો?'

'પણ મારૂં મન જ એ પ્રમાણે કરવાને હા કહેતું નથી.'

'તો અમે પૈસા ક્યાંથી લાવીએ? ચાર હજારનું ઘર છે અને એકાદ હજારના દાગીના છે. બધું વેચીએ તો પાંચ હજાર પરાણે મળે. તો ય પાંચ હજાર બાકી રહે.' કુંજ દીન બની બોલતી હતી. તેની આંખમાં ઝળઝળિયાં ભરાઇ આવ્યાં હતાં.

'એ તો તમારે જોવાનું છે. લ્યો પેલા ચતુર્મુખ મને બોલાવે

છે. વળી પછી મળજો—વિચાર કરીને.'

'નહિ જ અને દીવાપતિ? તમારે પગે પડું છું. બીજું કોઈ મારું નથી.'

સાંજના ચાર વાગ્યા હતા. ઇંદુમુખ કચેરીમાં ગયા હતા. ફીકુ અને બચુ ઘરની બહાર રમતાં હતાં.

ઘરની પછીતે છૂટી જમીન હતી અને એને ફરતી ભીંત ભરી લીધી હતી. નહાવાધોવા માટે તે ભાગનો ઉપયોગ થતો.

અત્યારે કુંજવેલી ત્યાં હતી. કાંઇક કામમાં ગૂંથાએલી હતી. તેણે બાવળનાં પાંચસાત લાકડાં ગોઠવ્યાં. ઘાસતેલમાં તરબોળ કરી છાંટયું. પછી એક જૂનું ઓઢણું શરીરે વીંટયું ને લાકડાં ઉપર બેઠી.

તેની આંખો ચમકતી હતી. અશ્રુપ્રવાહથી ગાલ નીતરતા હતા.

'મોટા ભાઇ, સહાય કરવાનો રસ્તો મને આજે જડયો છે. તમે આપઘાત કરત તેથી કાંઈ મારી સ્થિતિ સુધરત નહિ; પણ હું મરીશ તો તમને જરૂર સુખ મળશે.'

હું જઇશ તો આપણી જ્ઞાતિના વરવેપારીઓને કંઇક શિખામણ મળશે અને મારા સરખી બીજી બાળાઓ ભવિષ્યમાં સુખ જોશે; મને માફ કરજો. પણ તમારા અને મારી અન્ય બહેનોના સુખને ખાતર મેં આ કર્યું છે એ વિચાર લાવશો તો મારા આ કૃત્યની યથાર્થતા તમને સમજાશે.'

કાગળના એક કકડા ઉપર એણે આ લખ્યું ને તે દૂર ફેંકી દીધો.

દીવાસળી સળગાવી અને...

કુંજવેલીનો સૂક્ષ્મ દેહ હજી પૃથ્વી ઉપર ભમ્યા કરે છે.

હાય રે હિંદુ સમાજ!

# પાપ ખરું ?

રણુંજનો હું પોસ્ટમાસ્તર છું. મને પાંત્રીસ રૂપિયા અને મારા પટાવાળાની તથા ટપાલની મફત નોકરી એટલું મળે છે. રણુંજની અંદર સારામાં સારૂં ને ઊંચામાં ઊંચું ઘર હોય તો એ મારૂં જ. ગામ નાનું છે. આજુબાજુ કોટ બંધાએલો નથી, પણ રચના એવી છે કે કોટની જરૂર જ ન પડે. ઘર હારબંધ બાંધેલાં હોવાથી દેખાવ કોટ જેવો જ લાગે છે. મારી સાથે મારી અર્ધાંગના સિવાય બીજો કોઈ સાથી નથી; અને એ સાથી અન્યની ન્યૂનતા ક્યાંયે પૂરે તેમ નથી.

ત્યાં કણબીની, શ્રાવકની કે કોઈ નાગર ક્ષત્રિયની વસ્તી નથી. વળી મુંબાઇના ભાટીઆ ને સુરતના લહેરી કાયસ્થો પણ ત્યાં નથી. જો કોઈ કેળવાએલ હોય તો એક હું, બીજા ત્યાંની કચેરીના એકણે ગાયકવાડી અમલદાર અને ગામની ઍંગ્લો વર્નાક્યુલર નિશાળનો હેડ માસ્તર.

પરંતુ રણુંજ એ ગામ છે, શહેર નથી. ગામડાંની મજા ત્યાં છે, શહેરની કૃત્રિમતા નથી. ગામડાના ગાંધીઓ ને ખેડૂતો મારા પ્રસંગમાં વારંવાર આવતા અને તેઓ એમ જ માનતા કે માસ્તર બહુ સારા છે અને આપણા ઉપર બહુ ઉપકાર કરે છે. કારણ શું, તમે જાણો છો ? મારાં વખાણ નથી, કરતો પણ જણાવું છું કે બીજા પોસ્ટ માસ્તરની પેઠે હું મિજાજ નથી કરતો. એમની પેઠે હું 'જા હમણાં, મોડો આવજે; સાળા રોંચા ક્યાંથી આવે

છે! ચાલ, બહાર ઊભો રહે!' વગેરે ઉદ્ધત શબ્દો નથી વાપરતો.

મારી સ્ત્રીનું નામ કોકિલા. એ બીચારી અમદાવાદની. શહેરમાં ઊછરેલી, ચીપીચીપીને બોલતાં શીખેલી. એને ગામડીઅણ સાહેલીઓ ક્યાંથી ગમે ? છતાં બીજો સહવાસ કોનો લાવે ? વિદુષીઓ અહીં ક્યાંથી લાવે ?

ગામની બહાર એક વિશાળ તળાવ છે અને તેના આ કાંઠા ઉપર સાંજે ઢોરોને ભેગાં કરવાનું એક ખુલ્લું મોટું મેદાન છે. આજુબાજુ આમલી ને લીમડાનાં ઝાડ છે અને સામે કિનારે મહાદેવનું એક મંદિર છે.

સાંજે કામથી પરવારી હું તથા કોકિલા મહાદેવનાં દર્શન કરવા જઇએ છીએ. એ બહાને ફરાય અને ચિત્તને જરા આનંદ થાય. ગામડામાં સંધ્યાકાળે તળાવના કિનારા ઉપર ફરવાનો એક અવર્ણનીય આનંદ છે. ગાયોભેંસો બકરાં ઢોર એકઠાં થઇ એક બાજુ આનંદ કરતાં હોય બીજી બાજુ ઝાડીઓની વચમાં પંખીના કલ્લોલ સાંભળતો સૂર્ય વિરામતો હોય. સમી સાંજની આવી સુંદર શોભા ચોકોર પથરાઇ ગઇ હોય એવે વખતે એકાદ શિવાલય પાસે ફરવું એ દૃષ્ટિને અતિ રમણીય અને ચિતને પ્રફુલ્લ કરનારૂં હોય છે.

એવી એક મનોહર સંધ્યાકાળે હું તથા કોકિલા ફરવા નીકળ્યાં હતાં. કોકિલા મારી સાથે ત્રણ વર્ષથી રહેતી હતી. મને પાકી ખાતરી છે કે એ મને સંપૂર્ણ ચાહે છે. અન્ય તરફ એનું ચિત્ત કદી પણ ખેંચાતું નથી. એને મારો સહવાસ ઘણો ગમે છે. નીચે ઑફિસમાં હું કામ કરતો હોઉં ત્યાંથી ચ્હા પીવા કે ચેવડો ખાવા વગેરે બહાનાં કાઢી મને ઉપર બોલાવે. આટલો બધો તેને મારી તરફ ભાવ. અને એમ પણ ખરૂં કે એ મને અનન્ય ભક્તિથી મનમાં ચાહે, પારકા તરફ દૃષ્ટિ તો શું પણ બીજા સંબંધી વિચાર સરખો યે ન

કરે એવા અવ્યભિચારી ભાવનામય પત્નીવ્રતનો હું લોભી છું.

ફરતાં ફરતાં અમે શિવાલયના દ્વાર પાસે આવી પહોંચ્યા. મહાદેવની આરતી થવાની તૈયારી હતી એટલે ગામનાં કેટલાંક માણસો ત્યાં ભરાએલાં હતાં. એ જ ટોળામાં અમારે ત્યાંની હાઇસ્કૂલનો એક ગ્રૅન્જ્યુએટ હેડ માસ્તર પણ ત્યાં ઊભો હતો. માસ્તર લગભગ ચોવીસ વર્ષની વયનો હતો. આંખે ચશ્મા પહેરેલાં, કપાળમાં લાલ કંકુનો ચાંલ્લો કરેલો અને શરીરે ગૌરવર્ણનો. શિવાલયની ઘીની જ્યોતિમાં એનું રૂપ અતિ સુંદર અને આકર્ષક લાગતું.

ઘંટડીનો અવાજ થયો. આરતી શરૂ થઇ. કોકિલા અને હું જોડાજોડ મહાદેવની સામાં ઊભાં હતાં, અને માસ્તર અમારી સામી બાજુએ ઊભો હતો. ઓચિંતી એની નજર કોકિલા ઉપર પડી અને પળવાર તેની સામે એ જોઇ રહ્યો. કોકિલા શું કરે છે તે જોવા મેં તેના સામું જોયું. અલબત્ત, એની નજર સ્વાભાવિક માસ્તર ઉપર પડી. પણ તરત જ ક્ષણ પણ દૃષ્ટિ ટકાવી રાખ્યા સિવાય એણે મહાદેવની મૂર્તિ—તેનાં દિવ્ય દર્શન તરફ દૃષ્ટિ સ્થિર કરી. ત્યાર પછી, કોણ જાણે પાંચદસ વખત માસ્તરે કોકિલા તરફ—તેની રમ્ય આકૃતિ તરફ નજર નાખી; પણ તે ફોગટ. કોકિલા એ જાણતી હતી છતાં તેની સામે પણ જોયું નહિ. આથી મારા હૃદયમાં અવનવો ઊભરો ચડ્યો. પર પુરુષના સૌન્દર્યને નીરખવા માત્રમાં શું એ પાપ માને છે ? આવું તો મેં કેટલી યે વાર પર સ્ત્રી તરફ જોયું હશે. હું એના કરતાં પવિત્રતામાં હલકો પડ્યો ? પ્રીતિની ઊર્મિઓ ફરીફરીને મારા હૃદયમાં આવવા લાગી અને કોકિલાનો હાથ વહાલથી પકડી મેં આસ્તેથી દબાવ્યો. કોકિલા સુશિક્ષિત હતી. શિક્ષણ એણે આચરણમાં ઉતાર્યું હતું, તેની આજ પરીક્ષા થઈ. પાછા

ફરતાં રસ્તામાં પણ એ જ વિચાર મારા મનમાં ઘૂમરાયા કરે. જેટલી મને ચારિત્ર્યમાં એ ચડિયાતી લાગી તેટલો હું જીવન-કલહમાં તેનાથી પાછળ લાગ્યો. આવી સ્ત્રી શું મારે લાયક છે? અને મારામાં શું કોઇ જાતનું દૈવત નથી તે હું એક સાધારણ ગામનો પોસ્ટમાસ્તર થઈ સંતોષ માનું છું—સંતોષ માનવો પડ્યો છે?

રાત્રે અમે જમવા બેઠાં તે વખતે મેં જાણીજોઇને વાત છેડી.

'કોકિલા! આજે પેલા માસ્તરે તમારા સામું જોયું ત્યારે તમે નજર કેમ પાછી ખેંચી લીધી? તમે તેના સામું જોયું હોત તો મને કાંઈ ખોટું ન લાગત.'

એના ચારિત્ર્ય ઉપર જાણે હું આરોપ મૂકતો હોઉં એવો એણે દેખાવ કર્યો. મારી સામે કાંઇક શોકથી એણે જોયું અને પછી એટલું જ બોલી કે 'આજે કહ્યું છે તો ઠીક છે, પણ હવેથી મને કદી આવા શબ્દો ન કહેશો. તમે મારા પતિ છો એટલે તો શું કરૂં, પણ બીજું કોઇ હોત તો એની સાથે જીવનભર બોલત નહિ!'

'કોકિલા, ખોટું ન લગાડતાં. પણ આજે તમારૂં એ વર્તન જોઈ મને ઘણી નવાઇ લાગી. નજરે પણ કોઇને જોવું નહિ એ નિયમ બધી સ્ત્રીઓ ભાગ્યે જ પાળતી હશે. તમારી ચાલચલગત પર કોઇ જાતનો ડાઘ નથી લગાડતો, પણ ચાલો, આજ તમારા વિચાર જણાવો કે નજરે માત્ર જોવાથી શું પાપ? શું ખૂબસૂરત ચીજને જોવાનો દરેક માણસને હક્ક નથી?'

કોકિલા હસી. 'મારા તરફથી તમને શું જાણવાનું મળશે? તમારા જેટલું કાંઇ હું નથી ભણી. તમે કહો છો કે સૌન્દર્ય જોવાનો દરેકને હક્ક નહિ? વાત તો ખરી. ગુલાબ જોઇએ, મોગરો જોઇએ, સંધ્યાકાળનું આકાશ નીરખીએ અને શા માટે પરપુરુષ સામી દૃષ્ટિ ન કરીએ? મારો જવાબ તો એ છે કે એ

ગુલાબ, એ મોગરો અને એ આકાશ જોઇએ છીએ તે ઉપર આપણે વિચાર ચલાવતાં નથી, પણ કદાચ હું એ માસ્તર સામું જોઉં અને તે જ ક્ષણે એ મને જુએ તો મારે વાસ્તે એ શું ધારે? એણે મારા તરફ જોયું તો મેં એને વાસ્તે કેવો અભિપ્રાય બાંધ્યો? ગુલાબ કે મોગરો કાંઇ આમ અભિપ્રાય બાંધતાં નથી—આપણી કિંમત કરતાં નથી; અને માસ્તરમાં એવું જોવાનું જ શું છે?'

'કેમ? એ મારાથી સુન્દર છે!'

'તો શું તમે એમ માનો છો કે તમે દેખાવડા છો એટલા વાસ્તે જ તમે મને પ્રિય છો. ધારો કે તમે, ન કરે નારાયણ ને માંદા પડો, શરીર એકદમ સુકાઇ જાય, તમારાથી ખવાય નહિ, નવાય નહિ, કપડાં પણ બદલી શકો નહિ, તો શું તમે એમ માનો છો કે હું તમને ચાહું જ નહિ? આજે તમને જે હેત અને ઉમળકાથી બોલાવું છું તે હેત અને ઉમળકા ઊડી જાય? શું તમારી ચાકરી યે હું ન કરૂં? એમ તો એ માસ્તર કરતાં ખૂબસૂરત ઘણા યે હશે, અને પૈસાદાર પણ પુષ્કળ મળે. શેરને માથે સવાશેર તો બધે હોય! એટલે શું હું તમને મૂકીને મોટામાં મોટા, સુંદરમાં સુંદર અને લક્ષ્મીસંપન્ન હોય તેની પાછળ ભટકીશ? જો એમ હોય તો તો આ સંસાર ચાલે જ નહિ. આપણો પ્રેમ તે તમારા પૈસાને કે તમારા દેખાવને લીધે નથી. આપણે બંને આટલો બધો વખત ભેગાં રહ્યાં, આપણા સ્વભાવ અનુકૂળ પડ્યા, મને તમે ગમ્યા, હું તમને ગમી. પછી બીજાની ઇચ્છા મને તો કદી પણ થઇ નથી. તમને હોય તો કોણ જાણે!'

જરા આવેશમાં બોલતાંબોલતાં એમ કહી એ હસી પડી અને મારી થાળીમાં શાક થઈ રહ્યું હતું તે મૂક્યું. આજે જાણે એ મારી શિક્ષક બની હોય એવું થયું હતું. મને થયું, આટલા ઉચ્ચ વિચાર

તે કરી શકે છે ! પ્રેમનું રહસ્ય એ બરોબર સમજે છે ! વાહ !

'કોકિલા, તારાં માબાપ તો આટલાં કેળવાએલાં નથી ને મેં તને કદી આવું જ્ઞાન આપ્યું નથી; તો આ ચારિત્ર્યની ભાવના તને કોણ બતાવી ગયું ?'

'શું માબાપ શામળાં કે લૂલાંલંગડાં છોકરાંને કેરી દેતાં હશે કેમ ? તમે પણ મને મારે ઘેર જ મોકલી દો કેમ ? જો હું કદાચને માંદી પડું તોપણ એટલું ખાતરીથી માનજો કે કોકિલા તે તમારી જ છે અને અન્યનું ધ્યાન મન કે વાણી કશાથી યે કરવાની નથી. જે છો તે તમે. મને આપણા આ જીવનથી સંતોષ છે. આપણે પૈસાદાર થઇશું, શોખ મારીશું તો તેની ના નથી, પણ તેથી કાંઈ આજથી હું તેટલા વાસ્તે તમને અળખામણા ગણવાની નથી. મને કાંઈ કામ કરવાને આળસ નથી, તેમ અણગમો યે નથી. હું તો તમારાથી પૂરેપૂરી સંતુષ્ટ છું. નહિ હોઉં ત્યારે તમને કહીશ.'

એક પારલૌકિક તેજનો તરંગ મારી આંખમાં--હૃદયમાં--આત્મામાં—છેક ઊંડો ચમકી ગયો: જે સ્નેહનું સામ્રાજ્ય હું શોધતો હતો તે મારે ત્યાં જ છે; કેમકે એક દૈવી ગુણવાન સ્નેહરાજ્ઞીએ મને પોતાનો પરમેશ્વર બનાવ્યો હતો.

# મોગરાનું ફૂલ

ઊગતા ઉનાળાનું એક પરોઢિયું પ્રગટ્યું. સૂર્યનારાયણે હજી તેજની ધારો નહોતી રેડી; પરંતુ પૃથ્વીની કોર નીચેથી ઝરી આવતા સુવર્ણરંગી રસથી જગત પ્રકાશમાન હતું. આજનો પ્રકાશ કંઇ ઓર જ હતો. સૂર્યનો સવારનો તડકો એટલે શીતળ. જાણે હિમના ઢાંકણામાંથી ગળાઇને ન આવતો હોય! ઉદયાચલના ઝરણમાંથી ડૂબકાં મારી ન પ્રસરતો હોય!

એક મનોહર વાડી હતી. વસંતરાજ શણગારી ગયા હતા. ઉષાએ ઉપર હિમ પાથર્યાં હતાં. સૂરજે તેને ધોઇ હતી. પાંદડાં લીલાં હતાં છતાં અત્યારે વધારે લીલાં દેખાતાં હતાં. ફૂલ સુગંધી છતાં આજ અવનવી સુગંધ ફોરતાં હતાં. વાડી રમણીય હતી પણ આજે તેની શોભા કોઇક વધારી ગયું હતું. આંબેઆંબે કોયલ બોલતી સરોવરમાં હંસ નહાતા, અને ફુવારા આગળ મોર સહેલગાહે રમવા આવ્યા હતા.

મોગરાની કુંજમાં રસવેલી ઊભીઊભી ફૂલ ચૂંટતી હતી. ચૂંટીને છાબડીમાં ભરતી હતી. શરીર એનું ગૌર હતું, પણ પાછળ આવેલી મોગરાનાં પાંદડાંની ઘટાને લીધે ગુલાબી લાગતું હતું: જાણે આજુબાજુનાં કોમળ કિરણ એના સુકોમળ અંગ ઉપર છવાઇ ન ગયાં હોય!

રસવેલી ચૌદ વર્ષની જ હતી. વાડી કરતાં એ જરા ઓછી

ખીલેલી હતી. મોગરાના ફૂલની અરધી ઊઘડેલી કળી જેવી એ લાગતી હતી. હજી તે મુગ્ધા હતી. એના અધર ઉપર યૌવને પૂરી છાપ નહોતી બેસાડી. પાસે આવતી વસંત એની આંખમાં ઊંડેઊંડે દેખાતી હતી. ભ્રમરની કમાન પર પુષ્પેષુએ હજી તીર નહોતું ચડાવ્યું. અને તેને લીધે એ નિર્દોષ લાગતી હતી.

બટમોગરાના છોડ ઉપર એક જ ફૂલ ખીલેલું હતું. બીજાં બધાં ય હજી વણવિકસ્યાં હતાં. જાણે નાનાસરખા ભૂરા આકાશમાં તારલા વચ્ચે ખીલેલો ચંદ્ર!

3104-1

રસવેલીએ દૂરથી તે જોયું: જોયું ને દોડી.

એ દોડી કેમ? અન્ય કોઇ ત્યાં હતું નહિ. કદાચ ફૂલ ખરી પડશે તેથી, કે કોઇ ચૂંટી લેશે તેથી? કોણ જાણે? ત્યારે તે દોડી કેમ? તે પોતે જ જાણતી ન હતી કે તે કેમ દોડી?

અધીરાઇ અને પુષ્પ પર અતિશય પ્રેમ એ જ એનું કારણ.

મોગરા પાસે જઇ તે અટકી. ચારપાંચ પાંદડાં અને બે કળીઓ સાથે તેણે ફૂલ ચૂંટયું. નીચેનાં નાનાં બે પાન એણે કાઢી નાખ્યાં અને જાણે અંબોડો જોઇ શકતી હોય તેમ નજર સ્થિર કરી એણે ત્યાં ખોસ્યું. હજી યે તે ઇન્દુ જેવું જ લાગતું હતું. માત્ર તારલા બે જ હતા. આકાશ શ્યામ રંગનું હતું.

એના હૃદયમાં આનંદ ઊભરાઇ જતો હતો. ફૂલ ખસી તો નથી ગયું તે જોવા એ વારંવાર અંબોડા પર હાથ લગાડી જોતી હતી.

ફૂલથી છલકાતી છાબડી એણે હાથ ઉપર ભેરવી ને આજુબાજુ નજર નાખતી તે ઘર તરફ વળી.

વાડીના દરવાજા આગળથી એક ઝરણું વહેતું હતું અને તેની ઉપર એક ભાંગેલોતૂટેલો પૂલ બાંધેલો હતો. ઢોર પાણીમાં પડી ન જાય તેટલા માટે બંને બાજુએ વાંકીચૂંકી વળીઓ જડી હતી.

ધીમે પગલે પૂલ ઉપરથી પસાર થતાં તે બંને બાજુએ જોતી હતી. કુદરત રસવેલીને તો રસવેલી કુદરતને વહાલી હતી. કુદરતે રસવેલીને પોતામય જ બનાવી દીધી હતી. અને એ કુદરતને અનિમેષ નયને ને પ્રફુલ્લ હૃદયે નીરખનાર શું કોઇ ભાગ્યવાન ત્યાં નહોતું?

ઝરણાના કાંઠા ઉપરની એક ભેખડ ઉપર રસેન્દુ પાણીમાં પગ બોળીને બેઠો હતો. ચંપલ બાજુ પર મૂક્યાં હતાં. ટોપી ઘાસ ઉપર પડી હતી. સૂર્ય જરા ઊંચે ચડયો હતો. આંખો ઉપર તડકો પણ હવે આવવા લાગ્યો એટલે તે ઊભો થયો. સવારનો શીતળ આસ્વાદ લીધો હતો તેથી દિલ ખુશ હતું. એ પણ ઘર તરફનો રસ્તો લેતો હતો.

પણ આ મોગરાની વાસ ક્યાંથી આવે છે? એ આસપાસ જોવા લાગ્યો. લીમડાનાં ઝાડ અને આકડાના છોડ સિવાય બીજું કાંઈ જણાતું નથી. ત્યારે એ વાસ ક્યાંથી આવી? સુગંધીસ્થાનને એ શોધવા લાગ્યો.

ધીમું ધીમું ગાતી રસવેલી ચાલી જાય છે. એના હાથમાં ફૂલછાબ છે. એના અંબોડામાં બટમોગરાનું ફૂલ મ્હેકી રહ્યું છે. એનાં અંગેઅંગમાંથી યૌવન ડોકિયાં કરે છે.

રસેન્દુએ એને પકડી પાડી. ચાર પગલાં પાછળ રહી એનું ગીત સાંભળવા લાગ્યો.

મોગરાનું ફૂલ લ્યો, મોગરાને ફૂલડે છે ફૂલમાળ;
મોગરાનું ફૂલ લ્યો, મોગરાને ફૂલડે સુગંધમાળ.
ઢળતી માધુરી શું સારી,
ગરી જતી કુસુમવાડી,
ઝરી જતી પ્રમોદ ઝારી,
ફાલીઆ અમીના ફાલ.—મોગરાનું૦

મોગરેથી ગંધ લ્યો,
રસિક કો સુગંધ લ્યો,
ભ્રમર કો સુગંધ લ્યો,
મોગરાને ફૂલડે સુગંધમાળ.—મોગરાનું૦

ઘડીમાં મોગરા તરફ, ઘડીમાં અંબોડા તરફ તો ઘડીમાં સુકોમળ કંઠવાળી તે ગાનાર તરફ રસેન્દુનું હૃદય પગલે પગલે ખેંચાતું હતું. ગીત આગળ ચાલ્યું:

મોગરાનું ફૂલ લ્યો, મોગરાને ફૂલ વારિ સાતર્યાં;
મોગરાનું ફૂલ લ્યો, મોગરાને ફૂલ હિમ પાથર્યાં.

ઝરતી શાંતિ શું સુંવાળી,
ઉડતી સીકરે ફૂવારી,
સરતી ધાર શું રૂપાળી,
છાંટીઆં જળ્યાં ઉનાળ.—મોગરાનું૦

મોગરેથી હિમ લ્યો,
તપ્ત કોઇ હિમ લ્યો,
વિરહી કોઈ હિમ લ્યો,
મોગરાને ફૂલ હિમ પાથર્યાં.—મોગરાનું૦

મોગરાનું ફૂલ લ્યો, મોગરાને ફૂલ પ્રકૃતિ ઊભી;
મોગરાનું ફૂલ લ્યો, મોગરાને ફૂલ લક્ષ્મી ઊતરી.

દિસતી જો શોભા અનેરી,
વનદેવે સર્જેતી વેરી,
દૃષ્ટિ જો, અનિયું રૂપેરી
પ્રોળીને કર્યાં ઉજ્જાળ.—મોગરાનું૦

મોગરેથી લક્ષ્મી લ્યો,
કવિ ઉર સુલક્ષ્મી લ્યો,
ચિત્રકાર લક્ષ્મી લ્યો,
મોગરાને ફૂલડે કળા ઊભી.—મોગરાનું૦

જેમ ગીત આગળ ચાલતું હતું તેમ રસેન્દુનું ચિત્ત સાગરની જેમ હીલોળે ચડતું હતું. પણ હિમને બદલે અગ્નિ વરસતો હતો. એ તો ફૂલ કરતાં ફૂલની પહેરનારી, ગીત કરતાં ગીતની ગાનારી —લક્ષ્મીસૌન્દર્યની દેવી—જોવાને તલસતો હતો.

એટલામાં રસવેલીએ પાછળ જોયું. રસેન્દુને દીઠો. એ ન હતો એનો પરિચિત કે મિત્ર, પણ શરમનો છાંયો ગાલ ઉપર ફરી ગયો. બાવીસ વર્ષના ઉછળતા યુવક પાસે હૃદયમાં કાંઇક ભય, કાંઈક શરમ અને કાંઇક જિજ્ઞાસા પ્રગટ થયાં.

'શું તે ગીત સાંભળતો હશે?'

નજર મળતાં રસેન્દુના દિલમાં વીજળીનો તણખો ઊડ્યો. 'બોલું કે ન બોલું? પૂછું કે ન પૂછું? એમ રસેન્દુનું ચિત્ત-મંથન થવા લાગ્યું. એને પણ વિવેકને લીધે—સદાચરણને લીધે—કાંઈક શરમ આવવા લાગી. પુરૂષમાં કાંઈ સ્ત્રીનો અંશ નથી?

આખરે દિલ ન રહ્યું. 'ગીત પૂરું કરોને?' એટલું બોલી જવાયું.

મુગ્ધાએ જરા સ્મિત કર્યું. વિકસેલા કમળમાં મોગરાની કળીઓની ખૂબસૂરતી ખીલી નીકળી. ચકોર આંખે આંખને ઓળખી. સુશીલ છે, મિત્ર છે એમ જણાતાં રસેન્દુના મુખ પરથી તેનું અંતર તે ચતુરાએ ઓળખી કાઢ્યું. જરા શરમથી નીચું જોઇ રહી.

લાગણીઓ શી રીતે જણાવું? ભાવમયને વસ્તુરૂપે શી રીતે બતાવું? ગાલ ઉપર ગુલાબી સુરખી આવી અને ગઇ.

હૃદય વધારે ધડક્યું. આંખોમાં તેજ ચમક્યું. પણ ચિત્તમાં શું થયું તેનું ભાન કાંઈ કરાવાશે ? જો યુવાન વાચક તાજી લાગણીથી, વૃદ્ધ જૂના સંસ્કારથી, અને બીનઅનુભવી કલ્પનાબળે સાથે જોડાઇ જશે તો એના સાત્ત્વિક ભાવની તરત જ એમને ખબર પડશે.

'મને ફૂલ બહુ ગમે છે;' રસેન્દુએ હિંમત કરી: 'અને તેમાં યે વળી બટમોગરાનું. ત્રણ ચાર દિવસ જ્યાં સુધી એ તાજું રહે ત્યાં સુધી તો હું એને મારી પાસે ને પાસે રાખી મૂકું.'

'તો લ્યો આ મારૂં ફૂલ. હું તમને આપું.' કહી રસવેલીએ અંબોડેથી ફૂલ કાઢ્યું અને રસેન્દુના હાથમાં મૂક્યું. ફૂલ આપતાં રસેન્દુના હાથને આંગળી અડકી. લેનાર આપનાર ઉભયના હાથ ધ્રૂજ્યા ને આંખોમાં ચડેલા લોહીના જોશને લીધે પાણી તરી આવ્યું.

'કેમ, તમને નથી ગમતું?'

'ગમે તો છે; પણ તમે લ્યો. ગમતી વસ્તુ આપે ત્યારે જ આપનારનું ઔદાર્ય.'

રસેન્દુ મજાક કરતાં ઉપકાર તળે દબાઈ ગયો અને ફૂલ કબૂલ રાખ્યું.

'પણ પેલું ગીત પૂરૂં કરોને?' ફૂલના દાનને લીધે હવે પરિચય વધ્યો જતો હતો. રસવેલી ફરી સ્મિત કરી ગઈ.

'હવે મારાથી નહિ ગવાય. મને તો શરમ આવે છે.'

ગાઓ કહેતાં ગાવાનું, અને તેમાં યે વળી એક ઉછરતી મુગ્ધા—એનાથી, એ બને ખરૂં?

ગામના ઝાંપા આગળથી બંને જણ છૂટાં પડ્યાં. રસવેલી રસેન્દુનો વિચાર કરતી હતી; રસેન્દુ રસવેલીનો વિચાર કરતો હતો. ઘેર જઇ રસેન્દુ બારી પાસે બેઠો. આગળ લાકડાનું સાદું એક જ મેજ પડ્યું હતું; તેની ઉપર તે બટમોગરાનું ફૂલ પડ્યું

હતું. એ વિચારમાં લીન થયો.

'તું શાનું બન્યું હોઇશ? તત્ત્વોનું? તો એ તત્ત્વો તારા જેટલાં સુંદર કેમ નથી? તત્ત્વોના સંમેલનનું? તો સંમેલન તારા જેવી સુગંધ પ્રસરાવે ખરાં? એ તત્ત્વોને કોઇપણ કાળે હું તારા જેવાં આનંદકારક બનાવી શકું ખરો? એ તત્ત્વોના આ ફેરફાર-માં શું કાંઇ વધારે નથી ઉમેરાયું? આ તારી પાંદડી કોણે ગૂંથી? સૌરભ કોણે રેડ્યો? દસ દિવસ પહેલાં ડાળ ઉપર કાંઇ ન હતું. પાંચ દિવસ પહેલાં નાનો દડો જ હતું, જરા પણ ગંધ ન હતી; અને આજ આટલું બધું ક્યાંથી ઉમેરાયું? પણ કાલ કરતાં આજ વધારે સુંદર કેમ લાગે છે? તું અમુક રાસાયણિક તત્ત્વોનું જ છે તો તે મુગ્ધાની છાપ તારા ઉપર ક્યાંથી બેઠી? શું જૂઠું જ છે કે એની છબી તારા ઉપર છે? તો હું જોઉં ક્યાંથી?'

કલ્પના વિકસતી હતી; કલ્પનામાંથી તત્ત્વજ્ઞાનના સવાલ પૂછાતા હતા; પણ જ્ઞાન તો રસવેલીનું જ થતું હતું!

નજરને ફૂલ રસવેલીના જેટલું જ વહાલું હતું. રસવેલીના અંબોડામાં એ બેસી આવ્યું હતું. રસવેલીએ આવીને કાંઇક વધારે કિંમતનું એનું હૃદય ઉઠાવી લીધું હતું.

એટલામાં એનો સહાધ્યાયી કમળકાન્ત આવ્યો. કલ્પનામાં ઊંઘતા રસેન્દુને એણે જગાડ્યો.

'કેમ ભાઈ! શા વિચાર કરો છો?' કહી સાથે જ ગાદી પર બેઠો.

'કાંઇ નહિ, સહેજ. આ ફૂલ કેવું સુંદર છે!' કહી રસેન્દુએ ફૂલ એના હાથમાં મૂક્યું.

કમળકાન્તને પણ એ બહુ ગમ્યું. એને પણ અંદર કાંઇ નવીન જણાવા લાગ્યું. ખીલેલું, શ્વેત દડા જેવું, સુગંધ ફેરતું તે નીચા ઘાટનું—ગામડાની કુદરત જેવી જ મેડીમાં એ મઘમઘતું

હતું. વૃત્તિઓ ઉપર ભૂરકી નાખી મૂર્છા લાવી દે એવો એનામાં પ્રભાવ હતો. પણ કમળકાન્તને એથી ય વધારે કાંઇક એમાં જણાયું. શું લાગ્યું તે કોઇ કહી શકશે?

એ ફૂલને યોગ્ય સ્થાન પોતાની દયિતાનો અંબોડો લાગ્યો. કલ્પના કરી કે એ ચકોરીને તે કેવું લાગશે? એને કેવી અનહદ ખુશી ઉપજશે? અને ત્યારે તે કેવા ઉમળકા સાથે પોતાને બોલાવશે? એના સ્મિતનું ચિત્ર એની આંખ આગળ ખડું થયું; એનું હર્ષભર્યું હૃદય એના હૃદયમાં મૂર્તિમાન થયું.

રસેન્દુ જો એ ફૂલ આપે તો સાંજે ફરવા આવે તે વખતે મારે હાથે જ ત્યાં ખોસું અને તેની કુમળી ગરદન ઉપર ચંદ્ર ઉગાડું એમ એને થઇ રહ્યું. રસેન્દુને આનો શો ખપ હશે? સૂંઘીને એ ફેંકી દેશે. પણ તારી પદ્માને કેટલો હર્ષ થશે! પણ એને ક્યાં ખબર હતી કે એ ફૂલ તો રસેન્દુ અને રસવેલીની સાંકળ હતી? અંદર રસવેલીની છબી હતી? ઉપર રસવેલીએ ગાએલી કવિતા કોતરેલી હતી? આસપાસ વાડીથી તે દરવાજા સુધીનો રસ્તો જણાતો હતો? જાદુગરનું એ માયાવી દર્પણ હતું!

'આ ફૂલ તારે શા કામનું છે? હું લઉં છું.' કહી કમળકાન્તે એ હાથમાં લીધું.

રસેન્દુથી કાંઇ પણ ન બોલાયું. વીતી ગએલી વાત પ્રથમ પ્રસંગ ઉપરથી કેમ કહેવાય? ઇચ્છા તો ન હતી, પણ લેવા દીધું. કેમકે રસવેલીએ પ્રથમ જ ઔદાર્યનો પાઠ શીખવાડ્યો હતો.

મોગરાનું ફૂલ લ્યો, મોગરાને ફૂલ જીંદગી ગૂંથી;
મોગરાનું ફૂલ લ્યો, મોગરાને પ્રીત કોતરી.

જન્મતાં કળી બનેલું
કળી મટી થયું ખીલેલું,

પત્ર પત્રમાં જડેલું,
દાખવે જનોના પાશ.—મોગરાનું૦

મોગરાનું ફૂલ લ્યો,
બાળુડાં, કો ફૂલ લ્યો,
યૌવના કો ફૂલ લ્યો.
મોગરાને ફૂલડે છે પ્રીતમાળ.

બીજે દિવસે ગાતીગાતી રસવેલી વાડી તરફ જાય છે. ગઇ કાલે બનેલા બનાવોની જગ્યાને આજ એ નવીનતાથી જુએ છે. 'અહીં એ મળ્યા હતા; અહીં મને પકડી પાડી હતી; આ ઠેકાણે ફૂલ આપ્યું હતું.' એમ પડેલા સંસ્કાર ઉકેલતી ઉકેલતી ત્યાં ઊભી રહે છે. પાછળ જુએ છે: 'એ આવ્યા તો નથી?'

યુવાની આવ્યા સિવાય પ્રેમનો આ પાઠ એને કોણ બતાવવા ગયું? વસંત આવ્યા પહેલાં મંજરીઓ કોણે વેરી? એની નિર્દોષ આંખમાં કપટાંજન કોણ આંજતું હશે?

પૂલ ઓળંગ્યો અને વાડીમાં ગઇ. 'પણ ઝાંપા પાસેની જૂઇની કુંજ આગળ આ કોણ ફૂલ ચૂંટે છે? પદ્મકળી! અને તેના અંબોડામાં આ ફૂલ ક્યાંથી? એ જ, બે કળીઓવાળું મેં એમને આપ્યું હતું એ જ. બાગમાં બીજે ક્યાંયે આવું ફૂલ ન હતું. શું એમણે એને આપવા વાસ્તે જ મારી પાસેથી માગી લીધું હશે?' નિરાશા ઉત્પન્ન થઈ. આંખ ભરાઇ. પદ્મકળીને એ ઓળખતી હતી. પોતાની સખી હતી. વાત કરવામાં ઈર્ષ્યા આવી છતાં ય જતાંજતાં 'લાવ જોઇએ, ખાતરી તો કરૂં' ધારી એની પાસે ગઈ.

'આ ફૂલ તને કોણે આપ્યું? કહે, સાચું કહે!'

પદ્મકળી કાંઇ બોલી નહિ, માત્ર હસી. કમળકાન્તનું નામ તો

આપે જ શાની ? ફૂલ ગમતું હશે તેથી પૂછતી હશે. ભલે લઇ જાય.

'લે, તારે જોઇએ છે ?' કહી પદ્મકળીએ પાછું એ રસવેલીના અંબોડામાં ખોસ્યું.

ગુસ્સો તો ઘણો ચડ્યો હતો, ફૂલ લેવા મરજી પણ ન હતી; પણ મોં ઉતરી ગએલું અને ફૂલ લેવાની નામરજી જો જણાઈ જાય તો પદ્મા શું ધારે? એટલે અંબોડામાં નાખવા તો દીધું, પણ ઝરણામાં ફેંકી દેવાનો વિચાર કર્યો. એના ચિત્તને આજે ગોઠ્યું નહિ. ફૂલ ચૂંટયાં ન ચૂંટયાં અને પદ્મકળીને એકલી જ મૂકી એ ચાલી ગઇ. મોઢું રાતુંચોળ થઇ ગયું હતું.

'જો આજે મળે તો કહું કે મારૂં ફૂલ મને પાછું આપો. કાલનો આખો દિવસ એમના વિચારમાં ગાળ્યો અને એનું પરિણામ આ જ કે?' એમ વિચાર કરતીકરતી એ ચાલવા માંડી. સામે વાટ જોઇ ઉભો રહેલો રસેન્દુ જોયો. એના સામે નજર પણ ન માંડી.

રસેન્દુ પાછળ જુએ છે તો અંબોડામાં કાલવાળું જ ફૂલ!

'આ શું? કમળકાન્તને આપેલું ફૂલ આની પાસે પાછું ક્યાંથી આવ્યું? ફૂલ તો એ જ. અને એ ચાલી કેમ ગઈ? જાણે આજ ઓળખતી જ નથી!'

જે લાગણી રસવેલીને થઈ હતી તેજ પાછી રસેન્દુને થઇ. શું કમળકાન્તે આટલા વાસ્તે જ મારી પાસેથી લીધું હતું? ત્યારે મારી સાથેના શરમાળ ભાવોએ મને ભ્રમણામાં જ નાખ્યો? પણ એનો શો વાંક કાઢું? મારી માફક કદાચ એ પણ ફસાયો હશે તો? અને એને શી ખબર કે હું પણ એનામાં ફસાયો છું? ઓ ફૂલ! આજ તારામાં હું શું જોઉં છું અને કાલે શું જોયું હતું? આજે જો તું મારા હાથમાં પડ્યું હોત તો તાજું ને તાજું છતાં કચડી નાખત. તારી કોમળતા હું ભૂલી ગયો છું!' ધિક્કાર

બતાવતો એ ઘેર ગયો.

હમેશ મુજબ કમળકાન્ત રસેન્દુને ઘેર આવ્યો. પણ રસેન્દુથી કાંઇ બોલાયું નહિ. મોઢા ઉપર શોક અને તિરસ્કારની છાપ કમળકાન્ત જોઈ શકતો હતો.

'કેમ રસેન્દુ! આજ તને શું થયું છે? કાલ તો કાંઇ નવીન જ આનંદમાં રમતો હતો.'

'કાંઈ નહિ; માત્ર આપણા ચંચળ મનનો મને વિચાર આવે છે.'

'શો વિચાર?'

'એ જ કે આપણે એકદમ ખેંચાઇ જઇએ છીએ અને પછી ઠગાઇએ છીએ—ભૂલ કરી છે એમ લાગે છે.' આટલું કહી, અટકીને વળી એ મનમાં વિચારવા લાગ્યો; 'પણ એ ક્યાં મને ચાહે છે? એ એવું ક્યાં કહી ગઇ હતી કે કબૂલી ગઈ હતી? મેં મારી મેળે જ ધાર્યું હતું. એ ચાહે કે ન ચાહે એમાં એનો શો વાંક?'

'કેમ ભાઈ! બોલતાં બોલતાં શાંત કેમ થઈ ગયા? હું કાંઈ સમજી શકતો નથી. જે હોય તે કહી દોને. કાંઈ કોઇની સાથે કડવો અનુભવ થયો છે?'

'તેં કાલે મારી પાસેથી લીધેલું ફૂલ કોને આપ્યું હતું?' અંતે ન રહેવાયું અને પૂછી જોયું.

'આપ્યું'તું, એક જણને. કેમ, તને કાંઇ ખબર પડી છે?' જરા સ્મિત સાથે કમળકાન્ત બોલ્યો.

રસેન્દુથી મિત્રની સાથે હસાતું ન હતું. એ હસતો હતો તે જોઇ એનું લોહી વધારે ઊકળતું હતું.

'મેં આજ એક છોકરીને અંબોડે તે જોયું.'

'કઇ છોકરી?'

'આપણા મણિધર વકીલની.'

'તું કદાચ ભૂલતો ન હોય. એ મણિધર વકીલની છોકરી નહિ હોય; શશિકાન્ત દાક્તરની હશે.'

'હું તને કાલે બતાવીશ. હું ભૂલતો નથી જ.'

કમળકાન્ત ગૂંચવાયોઃ ત્યારે પદ્માએ તો તેને નહિ આપ્યું હોય? કાલ જે હશે તે જણાશે. વિચાર કરતો એ ઘેર ગયો.

બીજા દિવસનું પ્રભાત પડ્યું છે. કમળકાન્તની વાટ જોતો રસેન્દુ બેઠો છે. સામેથી ઉતાવળે પગે આવતો એ જણાય છે. સૂર્યનું ઝાંખું કિરણ એના મુખ ઉપરથી પાછું ફરે છે, કારણકે નક્કી કરેલા વખત કરતાં મોડું થયું છે.

ઉતાવળે ઉતાવળે બંને જણ વાડી તરફ ગયા તો સામેથી રસવેલી અને પદ્મકળી વાતો કરતાં આવતાં હતાં. પદ્મકળીની નજર કમળકાન્ત ઉપર જ ઠરી. રસવેલી અને રસેન્દુ હજુ ધૂંધવાએલાં જ હતાં.

એકબીજાએ નજીક આવેલાં જાણી બંને જણાં ઊભાં રહ્યાં. પાસે આવતાં કંઇ પણ શરમ રાખ્યા વગર રસવેલીએ રસેન્દુને ને રસેન્દુએ રસવેલીને પૂછ્યુંઃ 'ફૂલ કોને આપ્યું હતું?'

'આ રહ્યો એ ફૂલનો લેનાર. બીજા કોઇને મેં આપ્યું હોય તો ઇશ્વર સાક્ષી.'

અત્યાર સુધી છાના રાખેલા ચારેના ભેદ જણાઇ ગયા. ભેદ હતો તે ખુલ્લો થઇ ગયો. ફૂલે તો આ ચાર હૃદય ગૂંથ્યાં હતાં —કાંઇ તોડ્યાં નહોતાં. રસવેલી અને રસેન્દુ એકમેકના હાથ પકડી રહ્યાં. શરમ આજે ચારે જણની દૂર થઇ ગઇ. સ્નેહી હોય, સમોવડીઆં હોય અને મળવાનો આવો આનંદજનક સમય

તથા એકાંત હોય પછી પરસ્પરના પડદા રહે ખરા?

ચાર જણ એક હારમાં ગુંથાઇ ફૂલ ઉપરથી જતાં હતાં સવિતા ચારે કમળને ખીલવતો હતો.

મોગરાનું ફૂલ લ્યો, મોગરાને ફૂલ આત્મ ઉઘાડ્યો;
મોગરાનું ફૂલ લ્યો, મોગરાને ફૂલ ઇશ ઉઘડ્યો.

પ્રસરતો ચોપાસ આત્મ,
તન્મય કરતો જો આત્મ,
વીંટળાય એક આત્મ,
અન્યની પડે ન ભાળ.—મોગરાનું૦

મોગરાનું ફૂલ લ્યો,
આત્મજ્ઞાન ફૂલ લ્યો!
જોગીડા કો ફૂલ લ્યો,
મોગરાને ફૂલડે છે વિશ્વમાળ!

રસવેલી ગાતી હતી.

# સાકરપીરસણ

આજકાલ સમાજ તરફ નજર નાખતાં કેટલીક વખત આપણને થાય છે કે હવે કંઈક નવીન ફેરફાર શરૂ થઇ ગએલો છે. એકવીસ વર્ષ પહેલાં આપણે અનુભવેલું હાલ જોવામાં નથી આવતું. અંદરની શુદ્ધિ કરતાં બહારનો ડોળ વધ્યો છે. કપડાં પહેરવામાં, રહેવામાં અને અનેક વ્યાપારોમાં સત્ય કરતાં ડોળ Hypocrisy–દંભ વધારે જોવામાં આવે છે.

આમાંનો ઘણો બહાર પડી આવેલો, વિદ્વાન વર્ગમાં વધારે પ્રચલિત, ગામડાંઓ કરતાં શહેરોમાં વધારે દૃષ્ટિગોચર થતો, તે 'સાકરપીરસણ' છે. મોઢેથી ખોટા આગ્રહ કરવા, મીઠું મીઠું બોલવું—કે જે આગ્રહ અથવા મિષ્ટ વચન હૃદયને રૂચતાં પણ ન હોય—તે. પરંતુ હવે મીઠું બોલનારના શત્રુઓ બહાર પડ્યા છે અને એમના શબ્દો એમના જ મોઢામાં પાછા નંખાવી એમની ખો ભુલાવનાર નીકળ્યા છે. અને એમ જ થવું પણ જોઇએ.

મારા એક મિત્રે આનો પ્રયોગ મને જણાવ્યો છે અને તેને હું એના જ શબ્દમાં નીચે ઉતારૂં છું:

મારા મામા રા. નીરદેરામ મુંબાઇમાં સેક્રેટેરીએટમાં નોકર છે. મહિને દોઢસો રૂપિયાનો પગાર મળે છે, પરંતુ મનના એવા મખ્ખીચૂસ છે કે કાંઈ કહેવાની વાત જ નહિ. બી. એ. સુધી અભ્યાસ કરેલો છે, છતાં પણ આવી સાંકડી બુદ્ધિ કેમ રહી

હશે એ કળી શકાતું નથી. પણ હાલની કેળવણી સ્વભાવને કાંઈ ફેરવી શકતી નથી.

એક દિવસે એ ઇસ્ટરના તહેવારોમાં અમદાવાદ આવ્યા. હું તે વખતે મૅટ્રિકનો અભ્યાસ કરતો હતો. મે વૅકેશન પડવાની તૈયારી હતી. મારાં માતાપિતાની જોડે વાતચિત કરીને પછી મારી પાસે આવ્યા અને મને સારૂં લગાડવાને, જાણે મારા પર ખૂબ વહાલ ઊભરાઇ જતું હોય તેમ 'હવે વખત મળે તો મુંબાઇ આવો; જોવા જેવું છે; આમ અમદાવાદમાં પડી રહ્યે શો અનુભવ મળશે? ભણવાનું તો રોજ છે;' એમ કહી ખૂબ આગ્રહ બતાવવા લાગ્યા.

હું તો એમને પહેલાંથી જ સારીરીતે ઓળખતો હતો. વારંવાર ઘરના સંબંધોમાં એમનું તથા મારાં મામીનું મન મેં બરોબર પારખેલું હતું. એમના મનમાં એમ જ કે હું ના કહીશ. અને પહેલાં તો મને ના કહેવાનો વિચાર પણ આવ્યો; પણ પછી 'લાવને આ વખતે તો ફારસ કરૂં' એમ વિચાર કરી મેં જવાબ દીધો:

'હા મોટામામા, મને પણ મુંબાઇ જોવાનું મન થાય છે. આ સાતમીથી રજાઓ પડવાની છે એટલે ત્યાં આવવા બની શકે ખરૂં.'

એમના પેટમાં તો ફાળ પડી! કેમકે એ જાણતા હતા કે એક તો હું જમવામાં જરા હળવદીઓ હતો અને વળી હાડકાંનો ભાંગેલો હતો.

'આવો ત્યારે.પણ જુઓ, ભણવાનું ન બગડે. પહેલું કામ એછે.'

'પણ આ મારૂં બીજું વર્ષ છે; અને આ ટર્મમાં તો મેં મહેનત પણ બહુ કરી છે. એટલે આ રજાઓ આનંદમાં કાઢવાનો મારો વિચાર છે.'

'તો આવો, તમને બધું ત્યાં બતાવું.'

પછી બીજી વાતો થઇ ને બે દિવસ રહી એ પાછા મુંબાઇ ગયા.

સાતમી મેએ રજાઓ પડવાની હતી. નવમીએ ઊપડવાનો મારો વિચાર હતો. દરરોજ હું મુંબાઈ જવામાં અને મોટા મામાને જ ઘેર ઊતરવામાં દૃઢ થવા લાગ્યો અને એક દિવસ તો આવા માણસોને મીઠું બોલવાનું ભુલાવી દઉં એમ મક્કમ વિચાર કર્યો. એમને કદાચ ખોટું તો લાગશે; પણ એ જ્યારે જાણશે કે મેં આ જાણીજોઈને કર્યું છે ત્યારે તેમના મનમાં લાગશે નહિ તો મનમાં ને મનમાં સલવાયા કરશે. વળી ગુનેગાર પોતે ઠરવાના હતા, હું નહિ; એટલે ખોટું કોના ઉપર લગાડશે?

સાતમી તારીખે એમનો કાગળ આવ્યો. જેવો કાગળ આવ્યો કે તરત જ મને લાગ્યું કે કંઈક બહાનું કાઢ્યું હશે. અને તેમ જ હતું. એમણે લખ્યું હતું કે 'તારાં મામીનું શરીર સારૂં નથી, એટલે એકાદ મહિના પછી અવાય તો સારૂં.' મારાં માતા-પિતાને મેં આ કાગળ બતાવ્યો જ નહિ; કદાચ મને ન જવા દે તો!

નવમીની સાંજે કાઠિયાવાડ એક્સપ્રેસમાં હું તો ઊપડ્યો. સ્ટેશન ઉપર મને કોણ લેવા આવે? ઠેકાણાની મને ખબર હતી, એટલે ગ્રાન્ટરોડથી વિક્ટોરીઆ કરી કલ્યાણ મોતીની ચાલ તરફ લઈ જવા કહ્યું. ચારપાંચ જણને પૂછીને એમની રૂમ શોધી કાઢી અને અંદર જઈ 'મોટામામા, છો કે?' કહી બૂમ પાડી. જોઉં છું તો મામી ગલગોલા જેવાં અને બારણાં પાછળ છુપાઈને કાંઈ કરતાં હતાં. મને જોતાં જ મોટામામાના પેટમાં ફ્રાસકો પડ્યો ને શાક સમારતા એકદમ ઊઠીને આવ્યા: 'કોણ ચતુર્મુખ!'

'હા મોટામામા.' કહી બૂટ કાઢી મેં રૂમમાં પેટી મૂકાવી. વિક્ટોરીઆવાળાને આઠ આના આપવાના હતા. મારી પાસે હતા તો ખરા, પણ મારે એમની પાસેથી કઢાવવા હતા એટલે

કહ્યું: 'મોટામામા ! છૂટા આઠ આના છે? આ વિકટોરીઆવાળાને આપવા છે. મારી પાસે પાંચની નોટ છે.'

ચા . . . લો; તેલ રેડવાનું મંડાણ થયું. એક ગજવું તપાસે ને બીજું તપાસે. આપણે તો ડાહ્યા થઈ ઊભા રહ્યા હતા. આખરે બિચારાને કાઢી આપવા પડ્યા.

થોડી વાર બેઠા પછી મને કહ્યું: 'મારો કાગળ મળ્યો'તોને?'

'ના ભઈ! શું લખ્યું હતું?'

કાગળ તો મળ્યો નથી અને એની મામીને તો એ જોઈ ગયો છે એમ જાણી બોલ્યા: 'મેં લખ્યું'તું કે રજાઓ પડે કે તરત જ આવજે, નહિ તો પછી બહુ રહેવાશે નહિ.'

ઠીક છે, હજી સાકર પીરસ્યે જાઓ! મેં મનમાં કહ્યું. મારી આઘીપાછી નજર થઈ એટલે મામી પણ પરસેવો લૂછતાં આવ્યાં.

'આવ્યા કે ચતુર્મુખભાઈ!'

'હા, મામી! છો તો મજામાં ને?'

'ઠીક છે. હમણાનું શરીર જરા સારું નથી રહેતું.' દસ વાગ્યા સુધી ગપ્પાં માર્યાં ત્યાં જમવાનો વખત થયો. ઑફિસનો વખત થએલો એટલે મોટામામાએ નાહી લીધું અને સંધ્યાપૂજા કરવા બેઠા. એમની પછી તરત જ હું પણ નાહ્યોધોયો અને પાંચ મિનિટની મારી સંધ્યા એટલે એમની પહેલો તૈયાર થઈ ગયો.

મામી બહુ દિવસથી મુંબાઈ રહેલાં એટલે બિચારાંને ખબર નહિ કે ચતુર્મુખભાઈ તો મથુરાના ચોબા છે. આઠ રોટલી મારી કરેલી અને પંદર સોળ એમના એ માટે બનાવી'તી. થોડોક કંસાર પણ કરેલો.

હું ખોટી થાઉં છું એમ જાણી સંધ્યા કરતાં મામા બોલ્યા: 'ચતુર્મુખ, બેસી જા; તારે પાછો ઉજાગરો છે.'

મેં કહ્યું: 'ના મામા! મારે ઉતાવળ નથી. હવે તમારે શી વાર છે?' મારી તો બેસવાની ઘણી યે મરજી હતી, પણ મેં વિવેક કર્યો.

'ના ના, મારે હજી અરધા કલાકની વાર થશે.'

'સારૂં ત્યારે.' મામીએ થાળી પીરસી ને હું જમવા બેઠો.

ધીમેધીમે મેં તો રોટલીઓ ખાલી કરવા માંડી. બિચારાં વિચારમાં પડ્યાં કે ખૂટશે કે શું? હું સમજતો હતો, પણ બહુ લાગે નહિ અને નિર્દોષ છું એમ જણાવવાને મેં કહ્યું.

'મામી, રસોઈ ક્યાંથી શીખી લાવ્યાં? રોટલીઓ તો ઊની ને ઊની જ મારા મામાને જમાડો છોને! અમારા ઘરની પેઠે તમારે ત્યાં નથી. અમારે ઘેર તો બધી સાથે જ કરી મૂકે. તમને આખો દહાડો કણક બાંધવાનો કંટાળો નથી આવતો?'

બાપડાંએ સામટી જ કરી હતી તો. ખોટું લાગે તેથી કંઈ બોલાયું નહિ. છાનાંમાનાં ઊઠ્યાં અને લોટ કાઢ્યો અને પાછી નવી કણક બાંધી. સામે માળા ફેરવતાં ફેરવતાં મોટામામાનું તો મોઢું જ ઊતરી ગયું હતું. કંઈ હરકત નહિ. મેં તો નિશ્ચય કર્યો હતો કે એમને મોઢે જ કહેવડાવું ત્યારે ખરો કે તું હવે ઘેર જા!

જમીને માથે ઝીણું ધોતિયું ઓઢી હું બહારના ખંડમાં સૂઈ ગયો. થોડી વાર પછી મામા મામી જમવા બેઠાં. શું ચાલે છે તે જોવા હું ધોતિયામાંથી નજર નાખતો હતો. બે જણ એક એકની સામે જુએ અને વારાફરતી મારી સામે જુએ કે હું હવે ઊંઘવાની તૈયારીમાં છું કે નહિ! મેં પાંચ મિનિટ રહી નસકોરાં બોલાવવાં માંડ્યાં. મારો ઇરાદો આવો ગડીઆવિદ્યા કરવાનો છે એવું એ કાંઈ જાણતાં ન હતાં; એટલે મને નિર્દોષ સમજી બે જણાં વાતો કરવા મંડ્યાં:

મામી: 'તમારો કાગળ તો પહોંચ્યો લાગતો નથી; અને

એણે તો આજ લોટ ખાલી કર્યો. લોટની જોડે ઘી જાય અને વઘારાનું શાકબાક ખાય એ તો નફાનું. ક્યાં સુધી રહેશે?' પહેલા દહાડાથી જ પગરણ મંડાયાં.

મોટા મામા: 'હશે હવે, જે થાય તે ખરૂં. કંઇ આવ્યો છે તે પાછો નહિ કઢાય.' હજી એમનામાં ધૈર્ય હતું અને એટલામાં ખૂટી ક્યાંથી જાય? મામીનો તો રોટલી વણીને અડદાલો નીકળી ગયો હતો એટલે મને કાઢવાને ઇચ્છે એમાં નવાઇ નહિ.

જમીને મામા ઑફિસમાં ગયા. ઊંઘ આવતી હતી એટલે હું લેટી ગયો હતો. આશરે ચારેક વાગે જાગ્યો. મામી બારણા પાસે બેઠાંબેઠાં દાળ વીણતાં હતાં. મોં ધોઇ કપડાં પહેરી મેં બહાર જવાની ઇચ્છા બતાવી. 'કેમ ચતુર્મુખભાઇ! ફરવા જવું છે? જરા થોડેક સુધી ફરી આવો. જોડેના કુંદનમણિ તમારી સાથે આવશે. પૈસા જોઇએ તો લેતા જજો.'

ચાલો, જોઇતું હતું અને વૈદ્યે કહ્યું. મુંબાઇનો ભોમીઓ મળ્યો અને ખરચવાને પૈસા લેવાને પણ આગ્રહ થયો. આપણે તો કપડાં પહેરવા માંડયાં. મામીએ કુંદનમણિને બોલાવ્યો અને મને આમતેમ ફેરવવા સૂચના આપી.

'છૂટા બે રૂપિયા આપોને, હોય તો!' મેં કહ્યું.

'મારી પાસે એટલા બધા તો નથી; ચારેક આના છે.' એમણે કહ્યું. ઓ . . હો . . હો . . હો! ચાર આના હતા, એમાં તો 'પૈસા જોઇએ તો લઈ જજો!' સારૂ! પીરસો સાકર; હું કરૂં છું તમને પાંશરાં. હું મનમાં બબડ્યો.

કુંદન આવ્યો. બંને જણા નીચે ઊતર્યા. મેં એક વિકટો-રીઆવાળાને બોલાવ્યો અને કુંદને કહ્યું તેમ મુંબાઇની એક બાજુ જોવાને નક્કી કરી. તે દિવસે રાજાબાઈ ટાવર અને

ઍપોલો તરફ ચલાવવા કહ્યું. સાંજના સાડાસાત સુધી ફર્યા, અને મને હવે લાગ્યું કે મોટામામા ઘેર આવ્યા હશે એટલે ઘર તરફ વળ્યા. ગાડીવાળાને ઊભો રાખી હું ઉપર ગયો. મામા પાછલી બારીએ ઊભા હતા.

'કેમ, ફરી આવ્યા?' એમણે પૂછ્યું.

'હા મોટામામા.'

'પછી તારી મામી પાસેથી લીધા હતાને, પૈસા? હું કહેતો ગયો હતો.'

'ના મોટામામા. લાવો, એ રૂપિયા છૂટા હોય તો આપો; નીચે વિક્ટોરીઆવાળો ઊભો છે તેને આપવાના છે.'

મોઢું ઢીલું ઢબ થઇ ગયું. જાણે થાક્યા હોય તેમ મહાપરાણે બારી આગળથી ખસ્યા. ધીમે ધીમે જઇ પેટી ઉઘાડી એ રૂપિયા કાઢ્યા અને મને આપ્યા.

બીજે દિવસે ફરવા ન ગયો. વળી ત્રીજે તથા ચોથે દિવસે ફરીને જોવાનું હતું તે જોયું. હજી મારો જવાનો વિચાર ન હતો, કારણકે મામી રોજ કહેતાં કે 'રહેજો ચતુર્મુખભાઇ! શી ઉતાવળ છે? તમારે ય ક્યાં અમારી પેઠે છોકરાં રડે છે?' હું સમજતો હતો કે આ બધા શબ્દોનો ભાવાર્થ 'જાઓ' એમ હતો. પણ આપણે તો તે કહે તેનો સીધો જ અર્થ કરતા. આમ ચાર પાંચ દિવસ રહ્યો તેમાં ખાધા ઉપરાંત દસબાર રૂપિયા થઈ ગયા હતા. હવે તો એમને બંનેને કંટાળો આવ્યો હતો, પણ મોઢેથી હજુ 'રહો રહો' કહેતાં જ હતાં. હું પણ કહેતો હતો કે ઘેરથી કાગળ આવ્યો છે તેમાં તમને ઘણું ઘણું કરીને ભાઇએ તથા મોટી બહેને બોલાવ્યા છે અને કહ્યું છે કે ઘર જેવું ગણી ત્યાં રહેજો; મામામામીને પજવીશ નહિ. હું કાંઇ અટચણ તો નથી

કરતોને, મામી?'

'નારે, અડચણ કેવી!'

આમ ૭ દિવસ થયા. હવે તો કોઈ રીતે મને કાઢવો જ હતો. મુંબાઈમાં દૂધ મોંઘું. સાંજે બે દિવસ આણ્યા પછી મારા વાલાએ બંધ જ કરી દીધું! આપણે તો બધા વગર ચાલે. આખરે મામાએ કહ્યું: 'કાલે સવારે મારે વાંદરે જવાનું છે. તમારે ક્યાં સુધી રજાઓ પહોંચે છે? મુંબાઇ તો રોજ છે. તમારે પછી ભણવાનું રખડે નહિ.'

મેં કહ્યું: 'ના મોટામામા, એને માટે તમે ફિકર રાખશો નહિ. રજાઓ પડી ને તરત જ આવ્યો છું એટલે મહિનો રહીશ તો યે કાંઇ વાંધા જેવું નથી.'

ઓય રે મારા બાપ! એક મહિનો! હું એક મહિનો રહું તો તો એમના ઘરનું બધું યે સીધું ખાલી! વાંદરે જવાની વાત કરી એટલે મેં પૂછ્યું: 'કેટલુંક છેટું છે?'

'છેટું તો નથી, પણ મારા એક ફ્રેન્ડને ત્યાં જવાનું છે, તે કદાચ રાત અમારે બંનેને ત્યાં રોકાઇ જવું પડે; તારે ત્યાં આવવું હોય તો કાંઇ અડચણ નથી.'

'એમ ને? ત્યારે તો હું આવીશ.' એમના મનમાં કે ના કહેશે; પણ આપણે ના કહીએ એવા નહોતા. એમને ત્યાં કંઇ ખાસ કામ નહોતું, પણ આવુંતેવું બહાનું કાઢે તો હું થાકીને જાઉં. પણ એમની યુક્તિ એમને જ નડી. મારૂં ભાડું આપવું પડ્યું. રાત-બાત કંઇ રહ્યા નહિ.અને બે કલાક પછી પાછા આવતાં રહ્યાં.

બીજે દિવસે રાત સુધી પછી કંઈ જાણવા જેવું બન્યું નહિ. ત્રીજે દિવસે સવારમાં મામા ઊઠીને કહે કે મારે કાલે પૂને જવું પડશે. અને મામી તરફ ફરી બોલ્યા, તારે આવ્યા વગર છુટકો

નથી. આપણે તો સાંભળતા હતા. હવે શું કરવું? એ જવાના તો નહોતા એની મને ખાતરી હતી; પણ એ જાય ને મારાથી કંઇ રહેવાય? મેં કહ્યું કે ત્યારે તો હું કાલે અમદાવાદ જઇશ. મનમાં તો હાશ થઈ. એ રાત્રે એમણે અને મેં તૈયારી કરવા માંડી અને બીજે દિવસે સવારમાં એ જવાના છે એમ કહ્યું. મેં કહ્યું કે હું પણ સવારે જ જઇશ.

સવાર થયું. એમણે મને જગાડ્યો. ચ્હા કરી પાયો, થોડું ખાવાનું બાંધી આપ્યું, અને ભાડું આપી, ગાડી બોલાવી મોકલવા તૈયારી કરી. પોતાની તથા મારી પેટીઓ નીચે ઉતરાવી. મને ખાતરી હતી કે એ પૂને નથી જવાના; કારણકે એમની જોડેનો માણસ ઓચિંતો એમને પૂછવા લાગ્યો હતો કે 'રજા લીધા વગર ક્યાં જાઓ છો?'

હું તો ગાડીમાં બેઠો અને સ્ટેશન તરફ પસાર થયો. 'આવજો, ફરી વખત મળે ત્યારે, ભૂલશો નહિ.' મોટામામા તથા મામી નિમંત્રણ આપતાં હતાં. સ્ટેશન પર જઇ મેં તો બીજા વિક્ટોરીઆવાળાને બોલાવ્યો અને મામાને ઘેર પાછો આવ્યો. જોઉં છું તો પેટીઓબેટીઓ ઉપર ચડાવી દીધી હતી. કપડાં બાંધ્યાં હતાં તે છોડી નાખી મામા પાછું હતું તેમ ગોઠવી દેતા હતા ને મામી રાંધવાની તૈયારી કરતાં હતાં. હું તો લાગલો ઉપર ચડ્યો અને 'મોટામામા, તમે આવજો કહ્યું એટલે હું તો ટ્રેઇન ચૂકી ગયો; તમે કેમ જવાનું બંધ રાખ્યું?'

એમનાં બંનેનાં મોઢાં એવાં તો ઝંખવાણાં પડી ગયાં કે કાંઇ કહેવાની વાત જ નહિ. એક તો જૂઠું બોલ્યા તે પકડાઇ ગયા, અને બીજું પાછો પાંચ્છેરીઓ આવીને ઊભો રહ્યો! ત્રણ મિનિટ તો કાંઇ બોલાયું જ નહિ. મજૂરે મારો સામાન પાછો ઉપર મૂક્યો.

કંટાળાની હદ આવી ગઈ હતી. અરધો કલાક કંઈ વિચાર કર્યાં કર્યો અને પછી બોલ્યા 'તારી મામીને આજે રાત્રે અમદાવાદ જવાનું આવ્યું છે, એટલે પૂને જવાનું માંડી વાળ્યું.'

મામીને અમદાવાદ મોકલી દેવાની આ ત્રીજી યુક્તિ હતી. હવે એમની સાથે મારે પણ જવું પડશે એમ લાગ્યું.

'તું તો ત્યારે હવે એની સાથે પાછો જઇશને? બૈરાંનાં, ભાઈ, બધાં સગાં છે; કોઇ ભાયડાનું નથી. સારૂં ભાઇ ત્યારે, તું યે જજે; આપણે એકલા કાચુંકોરૂં ખાઈ લઇશું.'

મેં કંઈ જવાબ ન દીધો. રાત્રે વળી ખરેખર મામીને મોક-લવાની તો સાચી જ તૈયારી હતી. સાલ્લાબાલ્લા બાંધ્યા; છોકરાં-ને વાસ્તે ખાવાનું પણ બાંધ્યું.

'મામા, હું તો ત્યારે હવે નહિ જાઉં. મારે હમણાં રજાઓ છે એટલે તમને મદદ કરીશ. જો આવી વખતે જાઉં તો મને ઘેર ઠપકો મળે. કહેશે ગરજ હતી તે રહ્યો અને અડચણ વખતે જતો રહ્યો. તમારા મનને પણ એવું આવે. મામીને ઓચિંતું કામ છે તો એમને જવા દો.'

એમના મનમાં તો હતું કે એના (મામીના) ગયા પછી આ વધારે રહી શકવાનો નથી. પણ આપણે બંદા પક્કા હતા.

રાત્રે મામી તો ખરેખર ગયાં જ અને હું રહ્યો. રોજ રાંધી કાઢું અને અચ્છી તરેહથી જમું અને જમાડું. આગ્રહ કરી-કરીને ઘી વધારે મૂકું. મને કહે કે 'તારે લેવું હોય તો લે, મને તો બહુ ઘી નથી ભાવતું.' ના ભાવતું હોય તો રહ્યું. પટ લઇને મારી થાળીમાં વાટકી ઊંધી પાડું. એમનો તો જીવ કપાઈ જાય! નશીબ એમનું; મોઢે બોલતાં વિચાર નથી આવતો! ચાર દિવસ આમ બીજા નીકળ્યા, પણ હું તો અચળ જ હતો.

હવે તો સીમા આવી ગઈ હતી. મખ્ખીચૂસ મામાને મેં આ આઠ દિવસમાં ત્રીસચાળીસના ખાડામાં ઉતારી દીધા હતા. આખરે એમણે ત્રણ દિવસની casual રજા માગી. જવાબ આવ્યો કે લાગલી મને ખબર આપી કે રાત્રે અમદાવાદ જવાનું છે.

તૈયારી કરી ને મારી સાથે એ પણ આવવા નીકળ્યા. બીજે દિવસે સવારે અમદાવાદ આવ્યા. બે દિવસ રહી ત્રીજે દિવસે મામીને લઇ એ ઉપડી ગયા. ત્યાર પછી મને કોઇ દિવસ એમણે ઘેર આવવાનો આગ્રહ કર્યો નથી; અને કોઇને પણ કર્યો હશે કે કેમ એ સવાલ છે. ખોજ ભૂલી ગયા છે!

વાચક! આવા ચતુર્મુખોની હવે બહુ જરૂર છે! તને તો ખબર હશે સ્તો!

# પૂર્ણવિરામનો પશ્ચાત્તાપ

પાત્રપરિચય

પૂર્ણવિરામ : ૧૯૧૪ની સાલના જૂન મહિનામાં લેવાએલી પરીક્ષામાં પસાર થએલો મુંબાઇ યુનિવર્સિટીનો ગ્રૅજ્યુએટ. નાટકનો નાયક.

અલ્પવિરામ : તેનો મિત્ર.

શવલંગી : પૂર્ણવિરામની પ્રેમાળ પત્ની.

ઘેલાભાઇ : સરકારી નિશાળના માસ્તર. પૂર્ણવિરામના 'લંગોટીઆ' અથવા 'લખોટીઆ' દોસ્ત, જમાનાના સાચા અનુભવી.

શંકરભાઈ : ચરોતરના કણબી અને અમદાવાદમાં પ્રૅક્ટિસ કરતા વકીલ.

ગાંડાભાઈ : મહિને મહિને ડહેલા બદલનારા ડાક્તર, મૂળ સુરત પાસેના ગામડાના, અમદાવાદમાં લાડવા ખાવા આવેલા; પણ પાછળથી ખીચડીનાં સાંસાં.

ખીમજી ભીમજી : અમદાવાદમાં ટોળાબંધ 'ઘોડચા' આવેલા અને ઘીતેલના ભાવ ચડાવી દેનારા કાઠિયાવાડીઓમાંના એક, સ્ટોરના વેપારી.

વ્રજભૂખણ : માખણ લગાવી ઘુસી ગએલા એક મુનસફ-પૂર્ણવિરામની ન્યાતના.

ઉપરાંત મગા પટેલ, ગુમાસ્તો, કમ્પાઉન્ડર, સિપાઇઓ.

## પ્રવેશ ૧ લો

સ્થળ • પૂર્ણવિરામનો ઓરડો

પૂર્ણવિરામ : (પ્રવેશ કરીને એકદમ ભાષણ કરે છે) ગોથાં ખાતાં ખાતાં મહા મહેનતે બી. એ. માં સપ્લીમેન્ટરીમાં નામ

આવ્યું. ચાલો, ખુશી થયા. ઘેર કંસાર કર્યો; ભાઇબંધ દોસ્ત-દારોને ઘેર બોલાવી ચ્હાપાણી આપ્યાં; બાધા રાખી હતી તે ડાકોર જઇ આવ્યો અને છોકરાંને ઘેર પરસાદ વહેંચ્યો. બીજાને ચાર દહાડા આનંદ થાય તો મને વળી આઠ દિવસ થયો. પણ હવે શું કરવું? પરીક્ષા તો પાસ કરી; પણ કાંઇ ખાવાપીવા વાસ્તે ગોઠવણ કરવી પડશેને?

અત્યારે વરસ થયાં છે પચ્ચીસ. અઢારમે વર્ષે ત્રીજી ટ્રાયલે મૅટ્રિક થયો. બે વર્ષ પ્રીવિયસમાં, બે વર્ષ ઇન્ટરમાં અને ત્રણ વર્ષ બી. એ. માં ગાળ્યાં. આ વખતે વળી દયાળુ યુનિવર્સિટીની વધારાની પરીક્ષામાં, ભગવાનને કરવું તે સેવક નીકળી ગયો. પણ હવે છોકરાં છે ઘેર ત્રણ અને હું તો હમણાં જ વિદ્યાર્થી મટી ગૃહસ્થમાં ખપવા લાગ્યો છું. મૅટ્રિક પછી ડોસાએ કહ્યું હતું કે ''લ્યા પૂરણીઆ નોકરી રહીજા, તો ચાર વર્ષે કંઇક ઊંચો આવીશ અને ઘર ચલાવવા જેટલું આવી મળશે.' પણ એથી કાંઈ બી. એ. કહેવાઇએ કે? કંઈ સભામેળાવડામાં માન પડે કે? એવી કચરાપટ્ટી નોકરી તો આપણે નહિ લેવાના.

બિચારા ડોસા! કહેતાં કહેતાં એ તો સિધાવી ગયા, પણ પૂરણભાઇને હવે માથે આવી પડી ત્યારે ખબર પડે છે કે એમનું કહેવું અક્ષરે અક્ષર ખરૂં હતું. બહુ બહુ વિચાર કરૂં છું, પણ શું કરવું એ સૂઝતું નથી.

[નીચે બેસે છે; એટલામાં એમનો મિત્ર અલ્પવિરામ આવે છે]

અલ્પવિરામ: કેમ પૂર્ણવિરામ! શા વિચારમાં? આજ તો કાંઇ રાંડેલી ડોશીની પેઠે કપાળે હાથ મૂકી બેઠો છે? પરિણામ જૂઠું નીકળ્યું કે શું?

પૂર્ણવિરામ: ના ભાઇ, પણ જૂઠા જેવું તો છે. કારણકે

સાચા પરિણામમાં અને જૂઠા પરિણામમાં ફેર શો છે?

અલ્પવિરામ: કેમ આજ કાંઇ મરડાટમાં બોલે છે? શવલંગી ભાભીએ આજ ખાવા આપ્યું લાગતું નથી.

પૂર્ણવિરામ: એક દહાડો એવું જ થવાનું છે. ખાવાનું હશે તો આપશે ને?

અલ્પવિરામ: તોયે? કાંઈ નોકરીબોકરીનું થતું નથી કે શું?

પૂર્ણવિરામ: હવે ભાઇ બરાબર સમજ્યો. શી નોકરી કરૂં તેની કાંઇ જ સૂઝ પડતી નથી. જ્યાં જોઉં છું ત્યાં કામ બહુ અને પગાર ઓછો. નોકરી યે શી કરૂં? તું ભાઈ જીતી ગયો તે ભણ્યો નહિ. અત્યારે પચાસ ઉપર પેદા કરતો થઇ ગયો છે. ઓછા મળે તો યે તારે શરમ શી?

અલ્પવિરામ: ના ભાઇ, આપણે તો કશું યે નહિ. રેલવેમાં પોર્ટરે રહીએ ને મ્યુનિસિપાલિટીમાં નાકેદારી યે કરીએ. ધંધામાં આપણને કાંઇ શરમ નહિ.

પૂર્ણવિરામ: પણ મારે શું કરવું? બી. એ. થયો એટલે હલકી નોકરી થાય નહિ. પગાર ઓછો મળે અને ટાપટીપ તો રાખવી પડે. આ બે શી રીતે બને? પાછી શવલંગી પાછળ પડી છે. કહે છે 'હવે તો છીટરી નહિ પહેરૂં. ગવન કે સાળુ લાવી આપો.' છોકરાને વાસ્તે ફરાક લાવશો તો પહેરાવીશ, નહિ તો ઉઘાડાં રાખીશ એ હા, પણ સળંગીઆ તો નહિ પહેરાવું; ને મોટા છોકરાને વાસ્તે કોટ પાટલુન' હવે તો, અલ્પવિરામ, તું કહે તેમ કરૂં.

અલ્પવિરામ: આ બાબતમાં એકબે જણની સલાહ લઇ જો; અને પછી જેમ ઠીક લાગે એમ કરજે.

પૂર્ણવિરામ: એમ જો ફાયદો થાય તો એમ કરૂં. ગમેતેમ,

પણ કંઈક રસ્તો સૂઝે તો ઠીક; નહિ તો મારે ઝેર ખાવું પડશે.

[બંને જણ જાય છે]

## પ્રવેશ ૨ જો

[સ્થળ - ઘેલાભાઇ માસ્તરનું ઘર]

[એક ગાદી ઉપર ઘેલાભાઇ 'ગુજરાતી પંચ'માં શેરના ભાવ વાંચતા બેઠા છે એટલામાં પૂર્ણવિરામ પ્રવેશ કરે છે.]

ઘેલાભાઇ : ઓ. હો.. હો. . હો! કોંગ્રેચ્યુલેશન્સ! આ વખતે પાસ થઇ થયા તે ઠીક થઈ ગયું; નહિ તો પછી નવા કોર્સમાં જરા મુશીબત પડત.

પૂર્ણવિરામ : હા કાકા, ઇશ્વરને કરવું'તું તે વળી નીકળી ગયો.

ઘેલાભાઈ: કેમ પછી શો વિચાર કર્યો? જોજે ભૂલેચૂકે યે માસ્તર બાસ્તરમાં અરજી કરતો!

પૂર્ણવિરામ : કાકાસાહેબ, હું અહીં એજ પૂછવા આવ્યો છું. જોકે પચ્ચીસ વરસ થઇ તો ગયાં છે, પણ એક વર્ષ ઓછું લખાવ્યું છે એટલે આ સરકારી નોકરીને માટે હજી છેલ્લું વર્ષ બાકી છે. કેમ કાકા, આપ આપની જ નોકરીને નિંદો છો?

ઘેલાભાઈ: એ અમારી નોકરીની વાત અમે જ જાણીએ. તમને laymenને ખબર ન પડે.

પૂર્ણવિરામ : તો યે?

ઘેલાભાઈ: આ એજ કે ઘેર હાંલ્લાં કુસ્તી કરશે અને બહાર મૂછે તાલ દઇને ફરવું પડશે. દાખલ થશો એટલે નવી સિસ્ટમ પ્રમાણે પચાસનો પગાર આવશે. પણ તેથી શું? ખરચ એટલું તો સ્હેજમાં થઇ જાય છે. પાંચસાત રૂપિયા ઘરના ભાડાના થાય છે. પાછું છોકરાંછૈયાં અને બૈરાનું ખર્ચ, વાર-તહેવારે નિશાળનાં સિપાઇસિપરાંને આપવું પડશે. વર્ષે વર્ષે

સાળું આસિસ્ટન્ટો બદલાય તે વારંવાર એમને માન આપવાની ટીપમાં ભરવું પડે. એટલે કંજુસાઇથી રહો તો યે આપણા જેવા છોકરાંવાળાને તો પચાસ સ્હેજમાં ઊપડી જાય. આગળ ઉપર પગાર વધે ત્યારે છોકરાંને પરણાવવાનું આવે. વળી મોટી મુશ્કેલી તો એ છે કે નિશાળમાં લાંબો વખત તમે ટકશો કે નહિ! આ ઑગસ્ટ સપ્ટેમ્બર આવશે એટલે ઇન્સ્પેકશન થશે અને તેમાં કાંઈ આડીઅવળી ભૂલ થઇ તો ડિસમિસ ! એમનો યે બીચારાનો શો વાંક કાઢીએ? થોકડે ને થોકડે બી. એ. થએલા અને થોકડે ને થોકડે માસ્તર રહેનારા. પછી બધાને ગોઠવવા ક્યાં? હા, જો હમણાં સરકાર એકએક શહેરમાં એક કરતાં વધારે નિશાળ કાઢતી હોય તો થોડાકે ગોઠવાય. પણ કોણ જાણે કેમ, એવું સરકાર કોઈ દહાડો કરતી જ નથી. જ્યારે સારી મૅનેજમેન્ટ સરકારની છે, માસ્તરો પણ સારા મળી આવે છે અને ભણનાર છોકરાઓની સંખ્યા પણ વધી છે ત્યારે બીજી હાઇસ્કૂલ આપણે ત્યાં સરકારની દેખરેખ નીચે કાઢવામાં આવે તો શું ખોટું?

પૂર્ણવિરામ: સાચી વાત છે.

ઘેલાભાઇ: કદાચ ઇન્સ્પેકશનમાંથી બચી જાઓ, તો પાછું તમારે સેકન્ડરી ટ્રેનિંગ કૉલેજમાં જવાનું આવે અને ત્યાંથી કદાચ પાછા આવવું પડે; એટલા જ માટે ત્યાં મુંબાઇમાં અહીં-ના મોકલેલા માસ્તરો લૉ ટર્મ ભરી દે છે. રખેને માસ્તરગીરી છોડવી પડે! અહીંથી નાલાયક ઠર્યા એટલે પછી સરકારી નોકરીને માટે તો આશા જ ખોટી. હમણાં વળી માર્ક સિસ્ટમ ની[illegible] આથી હેડમાસ્તરને જે ખુશી રાખશે એ જીતી જશે[illegible] માસ્તરોએ નિશાળમાં ટોપી ન પહેરવી, પણ કોઇ પ[illegible] હેડડ્રેસ પહેરીને આવવું અને ઇન્સ્પેકશન હોય ત્યારે તો બ[illegible]

એવો નિયમ થયો છે! સાલું વીસ વર્ષનો ગ્રૅજ્યુએટ હોય, પૂરી મોઢે મૂછ તો ઊગી ન હોય એવા પાઘડી પહેરીને લટકમટક કરતા આવે તે કેવું દેખાય! આપણે તે કયા સુતારકડિયાના છોકરા છીએ, તે ભાઇ પાઘડી પહેરશે તો જ રોજરોકડી આવી મળશે? મને તો સાલું કેટલીક વખત હસવું આવે છે!

પૂર્ણવિરામ: પણ હમણાં પેલો ગગુભાઇ દાખલ થયો તે તો બહુબહુ વખાણ કરતો હતો. માસ્તરના જેવી કોઇ પ્રામાણિક જિંદગી નહિ. શાંતિથી કોઇને જો life ગાળવી હોય તો એણે કાં તો માસ્તર અને હોશિયારી હોય તો પ્રોફેસર થવું. લખવાવાંચવાનો અવકાશ કેટલો મળે છે! કોઇનું સાચુંજૂઠું કરવાનું જ નહિ, flattery નહિ. બસ, સૌ સાના કામથી જ વાત.

ઘેલાભાઈ: ગગુ તે પેલા છગન દલસુખનો છોકરો ને? આ હમણાં જ દાખલ થયો. એ વળી એમ કહેતો હતો? પણ એને શી ખબર છે કે માસ્તરની નોકરી કેમ થાય છે? હું પણ જ્યારે દાખલ થયો ત્યારે એની પેઠે જ ધારતો હતો, પણ ટ્યુશન રાખીરાખીને મારી તો હુંશ નીકળી ગઇ છે! સવારમાં ઊઠી દાતણ-પાણી કરીને ગોરધન શેઠના છોકરાને ભણાવવા જાઉં છું; ત્યાંથી શંકરલાલ વકીલને ત્યાં. ઘેર આવું છું કે તરત નાહી પૂજાપાતરી અરધી કરી ન કરી ને ખાવા બેસું છું અને પછી નિશાળે. સાંજે મેમણના છોકરાને ટ્યુશન આપી બાગમાં ફરવા જાઉં છું. આમ પૂરું થાય છે. તમે તમારી મેળે જ વિચાર કરો ને? અને પ્રામાણિક ધંધો? વગસગ કેટલી કરવી પડે છે! શેઠશાહુકારનાં છોકરાં નાપાસ હોય તો પાસ કરી આપવાં પડે છે. ભાઇબંધ-દોસ્તદાર અને સગાંવહાલાંનાં છોકરાંને પાસ કરીએ તે તો જુદું. એમને તે એની શી ખબર પડે? હું જ્યારે પહેલો દાખલ

થયો ત્યારે મારે હેડમાસ્તરનું શાક લેવા જવું પડતું. કોઈ દહાડો મોડું થાય કે રજા લેવી હોય ત્યારે એ બધું કામમાં આવતું.

આજે રવિવાર છે તે બેઠો છું, પણ વાત પૈસા કમાવવાની. જો કોઈને કહીશ નહિ. ખરચ પૂરું કરવા લાગ આવ્યે શર બે શરનો વેપાર કરું છું અને ઈશ્વરની કૃપા છે તે ૨૦–૨૫ મળી રહે છે. પણ હમણાં આ પાછી લડાઈની મહોકાણ જાગી છે એટલે શરબજાર સરકારે બંધ કર્યું છે.

પૂર્ણવિરામ: શરનો વેપાર કરો છો?

ઘેલાભાઈ: ત્યારે તું જ વિચાર કરને કે ડાહ્યલાને પરણાવ્યો, મંગળીને પરણાવી તે બધું ક્યાંથી લાવીને?

પૂર્ણવિરામ: ત્યારે આપ શું કરવાની સલાહ આપો છો?

ઘેલાભાઈ: હું તો ધારું છું કે તું એલએલ. બી.માં જા અને પછી કાં તો નોકરી કે પ્રૅક્ટિસમાં દાખલ થઈ જજે.

પૂર્ણવિરામ: (થોડીક વાર શાન્ત રહી) જોઉં ત્યારે, માસ્તર તો નહિ જ. શંકરભાઈ વકીલને ત્યાં એ સંબંધી હકીકત પૂછી આવું. લ્યો રજા લઉં છું.

ઘેલાભાઈ: હા ભાઈ, આવજે. [પૂર્ણવિરામ જાય છે.]

## પ્રવેશ ત્રીજો

સ્થળ • શંકરભાઈ વકીલની ઑફિસ તરીકે વપરાતી ઘરની ઓરડી.

[વકીલ કેટલાક માણસો સાથે
વાતચીત કરતા પ્રવેશે છે.]

શંકરભાઈ: (અરધી શુદ્ધ અને અરધી પોતાની જાતભાષામાં) જુઓ મગાભાઈ, આ તમને છેલ્લું કહી દીધું. અધમણ ઘઉં અને પાંચશેર અથાણાનાં મરચાં આપી જાવ તો કેસ હાથમાં લઉં.

મગા પટેલ: સા'બ, એટલું બધું તો ના પોહાય. કેસ કાંઈ ભારે નથી. હું છગલાઈ વચીલને ત્યાં જ્યો'તો, તે અધમણ બાજરીએ હા પાડી'તી. પણ મીં કે આપણા શંકરભાઈ હારા સે તે ઈમની પાહે હેંડો.

વકીલ: હા, તમે આવ્યા તે ઠીક કીધું, પણ આથી ઓછે નહિ બને. ભલે તમારે છગલાઈને ત્યાં જવું હોય તો છગલાઈને ત્યાં જાવ.

મગા પટેલ: તાણે સા'બ તમારી મરજી.

[મગા પટેલ જવા માંડે છે. વકીલનો ગુમાસ્તો એને પાછો બોલાવે છે.]

ગુમાસ્તો: ત્યારે તમારે આપવું છે શું તે ઝટ કહી દોને.

મગા પટેલ: દહ શેર ઘઉં ને બશેર મરચાં મેલી જઉં. વધુ તો મીં ના પોહાય. આ ફેર ઘઉંનો પાકે સેતરમાં હારો ઊતર્યો નહિ.

ગુમાસ્તો: હશે પટેલ, એમનું યે રહેવા દો ને તમારું યે રહેવા દો. ચાલો, પંદર શેર ઘઉં અને પાંચ શેર મરચાં મેલી જજો. જાઓ તમારો કેસ નોંધાઈ ગયો.

મગા પટેલ: પણ . . .

ગુમાસ્તો: હવે પણ અને બણ. મેં બરાબર કર્યું છે.

મગા પટેલ: સાહેબ, કેસ જીતાડી આલજો પણ.

વકીલ: એની ફિકર રાખશો નહિ.

[પટેલ જાય છે અને પૂર્ણવિરામ દાખલ થાય છે.]

વકીલ: (હસતાંહસતાં) આવો પૂર્ણવિરામ. ઘણે દહાડે ભૂલા પડ્યા? સલાહ લેવા આવ્યા હશો તો ફી આપવી પડશે ફી.

પૂર્ણવિરામ; લેજોને સાહેબ. એલએલ. બી.માં ટર્મ ભરવા જવા વિચાર કરું છું. આપનો શો મત છે?

વકીલ : ત્યારે તો તમે અમારા પ્રતિસ્પર્ધી થવાના. ડાહ્યા હો તો એલએલ. બી. બેલેસ બી થવાનું રહેવા દો ને કાંઈક બીજું શોધો. હમણાં વકીલોની કાંઇ ખોટ નથી. દર વર્ષે બબ્બે ચચ્ચાર બબ્બે ચચ્ચાર શહેરમાં આવતા જ જાય છે. પહેલાં ત્રણચાર વર્ષ બૂટનું યે ખર્ચ ન નીકળે, તમને ખબર છે? અમે આઠઆઠ અને છ છ આનામાં નોટીસો લખી આપીએ છીએ. જે આવ્યા તે ખરા. જવા દઇએ તો બીજા લઈ જાય. હમણાં જ એક આવ્યો હતો તે પંદર શેર ઘઉંએ ઠરાવ્યો છે. એક વકીલે અધમણ બાજરીએ હા કહી હતી. પંદર શેરમાંથી પાંચ શેર ગુમાસ્તાના છે; કારણકે કેસ એ લઈ આવ્યો છે. અમારા ધંધામાં માલ નથી. એ તો બહાર જ પાટલૂન, કોટ અને પાઘડી પહેરીને નીકળીએ. ઘેર તો ફાટેલું થેપાડું પહેરી બેસવું પડે છે. (બૂટમાંથી મોજાં કાઢી) જુઓ, આ મોજાં ઘુંટીથી આગળ છે? બૂટમાં ઘસાઈઘસાઇને નીચલો ભાગ ફાટી ગયો છે તે મેં કાતરી કાઢીને ફક્ત આટલું બાંય જેટલું રહેવા દીધું છે! બૂટમાં શું છે તે કોઇ જોવા આવે છે? આ ખમીસ જુઓ; અને આ કોટ જુઓ. મારા બાપાનો છે તે કૉલર બદલાવી પહેરૂં છું. મારા જેવો ખુલ્લા હૃદયનો માણસ તમને નહિ મળે. કાંઈ મેડિકલમાં પડ્યા હોત તો યે ઠીક થાત. રેવન્યુ ખાતામાં અરજી કરો ને કોઇ દહાડો મામલતદારનો યે ચાન્સ આવે.

પૂર્ણવિરામ : અરે સાહેબ! એ ખાતાની હકીકત પૂછી આવ્યો છું. મારા જેવા બીજા ઘણા બીચારા વૈતરૂં ઘસડપટ્ટી અને ગદ્ધાવૈતરૂં કરે છે, અને આશામાં ને આશામાં બિચારા પેન્શન લેતા સુધી થોડે પગારે દહાડા કાઢે છે. ખરેખરો લાભ સરકારને કે થોડે પગારે ભણેલાગણેલા ગ્રૅજ્યુએટો મળે. મારે તો એ ગાંઓડીવાળા

ફેંટા બાંધી 'રાવસાહેબ' થવા જવું નથી.

શંકર: ત્યારે કરશો શું ?

પૂર્ણવિરામ: હું તો એલએલ. બી. વાસ્તે પૂછવા આવ્યો હતો, પણ તમારૂં કહેવું સાંભળી ઠંડોગાર થઈ ગયો છું.

વકીલ: તમે ગાંડાભાઇ દાક્તરને ઓળખો છો ? હમણાં એમને એક સારા કમ્પાઉન્ડરની જરૂર છે. તમને એમાં અનુભવ જલદી મળ્યાથી એકાદ વર્ષમાં તમારી સ્વતંત્ર પ્રૅક્ટિસ ચલાવી શકશો. આપણા વૈદ્યો ક્યાં M.B.B.S અને L.C.P.S. થયા હોય છે? અત્યારે તો બધા અનુભવને જ પૂછે છે.

પૂર્ણવિરામ: જો એ લાભકારી હોય તો રહી જ જાઉં. હમણાં કમ્પાઉન્ડર! એમાં શું ? મારે તો જરા યે ઓળખાણ નથી. તમે કાંઇ રેકમેન્ડ કરો તો ઠીક.

શંકરભાઇ: હા, લખી આપું ચિઠ્ઠી. એ પણ વકીલના જેવો જ ઇન્ડીપેન્ડેન્ટ ધંધો છે; અને વળી લોકોનું ભલું કરો તે જુદું. કેટલો પરોપકારી! જરા પેલું હોલ્ડર ખસેડોને!

[વકીલ ચિઠ્ઠી લખે છે.]

શંકરભાઇ: (પૂરી કર્યા પછી) જુઓ આમ લખ્યું છે.

'મિ. ગાંડાભાઈ, આ ચિઠ્ઠી લાવનાર ઑક્સ્ફર્ડ યુનિવર્સિટીના નવા ગ્રૅજ્યુએટ છે અને તમારે ત્યાં કમ્પાઉન્ડરની ખાલી પડેલી જગ્યાએ રહેવા ખુશી છે. જો કાંઈ હરકત ન હોય તો જરા એમને નોકરી ઉપર દાખલ કરી મારી ઉપર કૃપા કરશો'. લિ. શંકરભાઇના જેગોપાળ

કેમ બરાબર છે ને?

પૂર્ણવિરામ: તમારા લખવામાં ખામી હોય? લ્યો, રજા લઉં છું.

[ચિઠ્ઠી લઈ પૂર્ણવિરામ જાય છે. વકીલ એમના છોકરાની ચોરણી શોધવામાં ગૂંથાય છે.]

## પ્રવેશ ચોથો

સ્થળ: ગાંડાભાઈ દાક્તરનું ડહેલું.

[એક પાટલી ઉપર દાક્તર સાહેબ તથા તેમનો નીકળી જવા ઈચ્છતો કમ્પાઉન્ડર રંગબાજી ખેલતા બેઠા છે. પૂર્ણવિરામ પ્રવેશ કરે છે.]

પૂર્ણવિરામ: દાક્તર સાહેબ, આ શંકરભાઇ વકીલે મને ચિઠ્ઠી આપી છે.

દાક્તર: (ચિઠ્ઠી વાંચી) હા, આવો બેસો. શંકરભાઇ મારા પરમ સ્નેહી છે. અને એમની શિફારસથી તમે આવ્યા છો તો મારે તમને થોડા સવાલ પૂછવા પડશે.

પૂર્ણવિરામ: ઘણી ખુશીથી, સાહેબ.

દાકતર: તમને ચાનસ ખેલતાં આવડે છે?

પૂર્ણવિરામ: ચાનસ શું? પત્તાની રમત છે તે? ના સાહેબ. પણ એક વખત બતાવશો એટલે આવડી જશે. પણ એને અને આ નોકરીને શો સંબંધ છે?

દાક્તર: જુઓ, અમારો વખત ઘણી મુસ્કેલીથી પસાર થાય છે. અને આવું કાંઇક રમવાનું નથી હોતું તો પછી ડહેલું વહેલું બંધ કરવું પડે છે. ચાનસ અને રંગબાજી એ બે જણ રમી શકે છે એટલે તમને એ ગેઈમ સંબંધી પૂછું છું.

પૂર્ણવિરામ: એટલે? પ્રૅક્ટિસ બરાબર નથી ચાલતી?

દાકતર: હા એવું જ કાંઈક. તમે જાણો છો કે ખાડીઆની ગેટથી ચાઇલા તે મદનગોપાળની હવેલી ફરી સાંકડી શેરીમાં આવતાં દાકતર અને વૈદ્યનાં ઘર કેટલાં થાય છે તે? આપણા આખા શહેરમાં હકીમ, વૈદ્યશાસ્ત્રી અને એલ. એમ. ઍન્ડ એસ. જ ભરેલા છે. તમે શંકરભાઈના ઓળખીતા છો તેથી સાચું કહું

છું. આ ધંધો કાંઈ તમારે કામનો નથી. એ તો કોઈ મૅટ્રિક ફેઇલ હોય તો કામમાં આવે. તમારા જેવા ગ્રૅજ્યુએટને રાખું તો મને કેટલું નીચું લાગે!

પૂર્ણવિરામ: (મનમાં) 'ઓય મારા બાપ! દાક્તરે તો ખાસડાં જ મારવા માંડચાં. મારો વ્હાલો હુરતો જબરો છે તો! એમને રાખતાં શરમ આવે છે તો મને રહેતાં નથી આવતી? વકીલે મને બનાવ્યો તો નહિ હોય? (મોટેથી) સાહેબ, ત્યારે કાંઈ રસ્તો?

દાક્તર: તમારૂં વેપારમાં હેડ કેવુંક છે? ત્યાં ક્યાંક પેસી જાવને? હમણાં આ જમાનો વેપારનો છે. હમણાં અમદાવાદમાં મિલનો ઉદ્યોગ વધી ગએલો છે. કાંઈક સ્ટોરબોરમાં ઘુસી જાવ. એકાદ વર્ષમાં જામી જશો. હમણાં કોઇના ભાગમાં પડો અને પછીથી વળી આગવી દુકાન ખોલવી ઘટે તો ખોલી. હું ધારૂં છું કે તમારૂં સારૂં ચાલશે.

પૂર્ણવિરામ: (મનમાં) દાક્તરે યુક્તિ તો સારી બતાવી. ખરેખર, કોઇ શેઠીઆની વગ લગાડીએ તો મિલમાં સારૂં ચાલે. સૌથી સારી સલાહ મને તો આ લાગે છે. (મોટેથી) હા, હા, એ ઠીક બતાવ્યું દાક્તર સાહેબ; મને પણ ગમતું જ છે. વેપારમાં સારૂં હેડ ઠીક ચાલશે. મહેનત મારી અને પૈસા એના, એવી રીતે કોઈની સાથે જોડાવું. લ્યો દાક્તર સાહેબ, ઉપકાર થયો; રજા લઉં છું.

[પૂર્ણવિરામ જાય છે. દાક્તર રાણીનાં બે પાનાં લે છે.]

## પ્રવેશ પાંચમો

સ્થળ: ખીમજી ભીમજીની દુકાન.

[ખીમજી ઘરના દૂધનો હિસાબ કરતા બેઠા છે. પૂર્ણવિરામ દાખલ થાય છે.]

પૂર્ણવિરામ: ખીમજી ભીમજી આપ જ કે?

ખીમજી: હા જી; કાંઈ કામકાજ?

પૂર્ણવિરામ: આપસાહેબે ગુજરાતી પંચમાં એક સ્ટોરના કામ-કાજ વાસ્તે એક કારકુન જોઇએ છે એવી જાહેર ખબર આપી હતી?

ખીમજી: હા જી, આપને એ જગ્યા ઉપર રહેવા મનસુબો છે?

પૂર્ણવિરામ: આપ રાખો તો મારે પૂરેપૂરો વિચાર છે.

ખીમજી: પહેલાં આપે ક્યાં ચાકરી કરી હતી?

પૂર્ણવિરામ: સાહેબ, હું નોકરી નો'તો કરતો; ભણતો હતો. ગયે મહીને જ બી.એ. ની પરીક્ષા પાસ કરી છે.

ખીમજી: (ખડખડાટ હસીને) બી.એ. ની? તો સ્ટોરમાં કાં આવો? આ ચાકરી તમ બી.એ.થી નહિ થાય. હું તો સમજ્યો કે આપ કાંઇક વેપારી લાઇનના માણસ છો.

પૂર્ણવિરામ: ના સાહેબ, એવું તો નથી. પણ જો થોડા દહાડા કામે બાઝીશ તો બધું જલદીથી આવડી જશે.

ખીમજી: (ફરી હસીને) હા જુઓ. અંગ્રેજી ચોપડી ભણવા જેવું હોય તો પણ લ્યો હું તમને થોડાક સવાલ પૂછું છું. હું જાણું કે તમારા વિચાર કેવા છે?

પૂર્ણવિરામ: ઘણી ખુશીથી સાહેબ.

ખીમજી: તમે ખુશામત કરી શકો કાં?

પૂર્ણવિરામ: ખુશામત? કેવી જાતની?

ખીમજી: આ જુઓ. તમે મીલોમાં માલ ખપાવવા જશો ઈ વખતે તમારે સ્ટોરકીપરનાં ખોટાં જુઠ્ઠાં વખાણ કરવાં પડશે. તમે ત્યાં જશો તો પહેલાં તો એ તમારી સામું પણ નહિ જુએ. પછી તમારે ઇની નજર પડે ઇ વખતે સલામ કરવી પડશે અને પછી જોગ આવે તમારા માલની વાત કાઢવી પડશે. જો સામું ન ભાળે ને હાલ્યો જાય તો તમારે ઇની વાંહે વાંહે

ફરવું પડશે. ચોપડો લખતો હશે તો તો અડધો કલાક બેસી રહેવું પડશે. આ બધું કર્યા પછી તમને ઇ કદાચ ઉત્તર દેશે કે ચાર દહાડા રહીને આવજો. એ પ્રમાણે તમારે પાછું જવું પડશે. બોલો, આ બધું તમ ગ્રૅજ્યુએટથી થાશે?

પૂર્ણવિરામ: હું તો સાહેબ લાત મારીને ઊભો રહું. આવી ખોટી ખુશામત અને પરિણામ અપમાન! ના રે સાહેબ, એ આપણાથી કદાપિ નહિ થાય.

ખીમજી: વારુ; બીજું કહું. જુઓ, તમારે શેઠનાં સગાં-વહાલાં ફોડવાં પડશે. મૅનેજરને કાંઇક કમિશન આપવું પડશે. આ બધી ચોરી આવડશે?

પૂર્ણવિરામ: ના સાહેબ, આપણને તો પ્રામાણિક ધંધો પસંદ છે. આવું તો આપણાથી ના બને.

[જવાનો વિચાર થાય છે.]

ખીમજી: બેહો બેહો; ત્રીજું કહું. માલમાં ભેળસેળ કરવી પડશે. કોવરેમ મોંઘું થાય તો ઇને બદલે લુબ્રીકેટીંગ ઓઇલ તરીકે બીજા તેલની ભેળવણી કરવી પડશે. નમૂનો કાંઇક બતાવી, માલ કાંઇક દેવો પડશે. દસ દાગીનામાં એક ભાંગલો ઠબકારી દેવો પડશે. કહો, આ બાબતોમાં તમે અનુભવી થાશો?

પૂર્ણવિરામ: ના સાહેબ, માફ કરો. આ કામ મારું નથી. એ જૂઠ અને ચોરી આપણાથી તો નહિ થાય. શેઠ, રજા લઉં છું. આપનો સમય લીધો તે માફ કરજો.

ખીમજી: હા ભાઇ, આવજો. જો, માઠું ન લગાડશો. તમારા હારા વાસ્તે મેં તો કહ્યું છે.

પૂર્ણવિરામ: ના રે શેઠ, ખરી વાતમાં ખાર શો?

[જાય છે.]

## પ્રવેશ છઠ્ઠો

સ્થળ: વ્રજભૂખણ મુનસફનો બંગલો

[આરામચેર ઉપર વ્રજભૂખણ મુનસફ બેઠા છે; પૂર્ણવિરામ આવે છે.]

મુનસફ: (પૂર્ણવિરામને જોતાં) આવો, કેમ પાસ થઇ ગયા ને? સારૂં થયું.

પૂર્ણવિરામ: હા સાહેબ, ઇશ્વરકૃપાથી નીકળી તો ગયો. પણ ખરેખરી પરીક્ષા તો હવે આવી છે. શું કરવું એ સૂઝતું નથી. આપ કાંઇક . . .

મુનસફ: એ તો ભાઈ, સૌસૌની વૃત્તિની વાત છે. તમને જે ધંધો વધારે પસંદ હોય એમાં પડી જવું. મારી તો એ સલાહ છે.

પૂર્ણવિરામ: હા સાહેબ, સરકારી સ્કુલમાં માસ્તર રહેવા વિચાર . . .

મુનસફ: (વચમાં) એ સારૂં છે. Quiet life છે અને સમય પણ ઘણો મળે. વર્ષમાં ત્રણ ચાર મહીના તો ઘેર જ રહેવાનું.

પૂર્ણવિરામ: હા સાહેબ, પણ એક માસ્તરનો અભિપ્રાય આ સંબંધી લઇ આવ્યો હતો, પણ એમણે તો મને ઍજ્યુકેશનલ લાઇનમાં પડવાની સાફ ના કહી. પછી સાહેબ, એલએલ. બી.માં જવા વિચાર કર્યો.

મુનસફ: એ પણ સારૂં છે. ખાસ કરી judicial ખાતામાં દાખલ થઈ જાઓ તો આગળ સબજજનો ચાન્સ મળે ખરો.

પૂર્ણવિરામ: હા, પણ શંકરભાઇ પટેલ કરીને એક વકીલ મારા સ્નેહી છે એમને હકીકત પૂછવા ગયો હતો, તેમણે કહ્યું કે ભાઈ નોકરીએ ઘણા રહ્યા છે અને પ્રૅક્ટિસે ઘણા કરે છે.

મુનસફ: એક રીતે એમનું કહેવું ખરૂં છે. એ લાઈન

overcrowded થઈ ગઇ છે.

પૂર્ણવિરામ: હા જી. ઘણી જ overcrowded થઇ ગઇ છે. એમણે તો મને દાક્તરી લાઇન લેવાની સલાહ આપી.

મુનસફ: પ્રૅક્ટિસ ચાલે તો તો એમાં સારૂં મળે.

પૂર્ણવિરામ: હા જી. પણ એ સંબંધમાં સુરતના ગાંડાભાઇ દાક્તરને મળ્યો હતો. એમણે પોતાની સ્થિતિ બહુ હાસ્યરસથી કહી અને એ લાઇન ના લેવાની ખાસ ભલામણ કરી. એમણે તો મને વેપારમાં પડવાની ખાસ સૂચના આપી.

મુનસફ: હા. આ જમાનો તો વેપારનો છે. જો તમને ગમે તો મારી તો એ જ સલાહ છે.

પૂર્ણવિરામ: જી હા. પણ એમાં મારા જેવાનું કામ ચાલે એમ લાગતું નથી. હું એક સ્ટોરના વેપારીને મળી આવ્યો. એણે વેપારની બધી રીત બતાવી. આપણને તો એ ખુશામત અને ચોરી ઠીક ન લાગી.

મુનસફ: (હસીને) એ તો ખરૂંસ્તો. વેપારમાં માત્ર ખુશામત અને ચોરી રહેલી છે. તમારાથી એ ભાગ્યે જ થશે. પોસ્ટ ઑફિસનું કાંઈ નથી ઠીક પડતું?

પૂર્ણવિરામ: અરે પોસ્ટ, પોલીસ ને રેલવે એ તે કાંઇ નોકરી છે? મારા મુરબ્બીએ મને તો કહ્યું છે કે ભૂલેચૂકે પણ એ નોકરી લેવી નહિ.

[એટલામાં સિપાઇ ચિઠ્ઠી લઇને આવે છે. ચિઠ્ઠી વાંચીને મુનસફ બહાર જવાની તૈયારી કરે છે.]

મુનસફ: મળજો વળી ફરીથી. હમણાં તો મારે કલેક્ટર સાહેબને ત્યાં જવાનું આવ્યું છે.

પૂર્ણવિરામ: ઠીક ત્યારે, રજા લઉં છું.

## પ્રવેશ સાતમો

સ્થળ: પૂર્ણવિરામનો ઓરડો

[જાજમ ઉપર માથે હાથ મૂકી પૂર્ણવિરામ બેઠો છે અને એકાકી ભાષણ કરે છે.]

હવે સાલું શું કરવું? માસ્તર માસ્તર થવાની ના કહે છે, વકીલ વકીલ થવાની ના કહે છે ને દાક્તર દાક્તર થવાની; વે-પારીને વાસ્તે નાલાયક ઠર્યા, મીલમાં જાઉં કે સ્ટોરમાં રહું તો બીજે દહાડે કાઢી મૂકે. એ લોકનો ભરોસો શો? મુનસફ પાસે ગયો તો બધા યે ધંધા સારા કહે છે, અને પાછા બધા યે ખોટા કહ્યા. હવે કોઇ નોકરી રહી નથી. જ્યાં જઉં ત્યાં બધું crwded લાગે છે. હવે કાંઇક કરવું પડશે. કાંઇ સમજણ પડતી નથી. ભણ્યા પણ ગણ્યા નહિ; નહિ તો આ વખત ના આવત. બી.એ. ભણ્યા ન હોત તો યે સારૂં થાત, કે જ્યાં પડયા ત્યાં ખેમ ને કુશળ લાગત. હવે શું કરીશ?

[ઢીંચણ ઉપર માથું મૂકી ધ્રૂસ્કે ને ધ્રૂસ્કે રડે છે. શવલંગી એમને આ સ્થિતિમાં જોઈ જાય છે.]

# થૅંક્યૂ અને મેન્શન નૉટ પ્લીઝ

આજકાલ સ્ત્રીઓનો–ને ખાસ કરીને યુવાન સ્ત્રીઓનો—પ્રભાવ એવો તો વધી ગયો છે કે કંઇ કહેવાની વાત નહિ. મને નવાઇ લાગે છે કે suffragestની –સ્ત્રીહક્કની–હીલચાલ અને સાથેસાથે તોફાનમસ્તી આટલાં બધાં શું જોઇને વિલાયતના લોકો કરતા હશે? વગર માગ્યે રાજ્યની સત્તા એમના હાથમાં જ છે તો, જ્યારે સત્તા ચલાવ-નારા એમના તાબેદાર છે ત્યારે!

હમણાંહમણાંનાં બૈરાં પાછાં ભણવા શીખ્યાં એટલે બાકી જ ન રહ્યું. અરધું ભણે ન ભણે, પણ એટલામાં હોશિયારી તો એટલી બધી એ લોકોમાં આવે છે કે એમના બાપના યે બાપને ઉડાવે. તેમાં એકાદો જુવાન પુરુષ સપાટામાં આવી ગયો તો તો એ લોક હદ જ કરે છે.

આજકાલના યુવકો એમના ઝપાટામાં વધારે આવી જાય છે. એકાદ વખત કોઈ યુવતીની આડી નજર પોતા ઉપર પડતાં બીચારાનું કાળજું કોરાઈ જાય છે, આનંદથી ભરાઈ જાય છે, ગોળગોળ થઇ જાય છે. પછી ભલેને પેલીએ આંખે કાણો હોવાને લીધે મશ્કરી કરવા જોયું હોય! આમ મોહજાળમાં ફસાઇ પડતા ગરીબ જુવાનને પેલી ચતુરા કેવી રીતે બનાવે છે એ નીચે જણાવેલો બનાવ વાંચતાં જણાશે.

સાંજના ચાર વાગ્યાનો શુમાર હતો. ક્વીન્સરોડ ઉપર એક

પારસી યુવાન ઉતાવળે પગલે ચર્ની રોડથી મરીન લાઇન્સ તરફ જતો હતો. તેનો જાણવાલાયક ભાગ તેનું મુખારવિંદ હતું. ડાબી ભ્રમર ઉપર કોઇ દિવસ વાગેલું હોવાથી ત્યાં આડી લીટી રૂપે ચાઠું પડી ગયું હતું. આથી એક આંખ ઉપર બે ભ્રમર જેવું લાગતું હતું. નાક મધ્યમાં ન રહેતાં જમણી બાજુ ઢળી ગયું હતું અને તેના ઉપર એક મોટો ખીલ થયો હતો. ગાલ ઉપર મોટા મોટા ખાડા પડી ગએલા હતા. મૂછોને હોઠ ઉપરથી મૂંડાવી બે તરફ ઊંચા આંકડા વાળ્યા હતા. મોં જરા ઉઘાડું રહેતું હોવાથી ગોખલી જેવું લાગતું હતું.

આ ચંદ્રવદન (ચંદ્રમાં પણ વર્તુલ ઉપર કાળા ડાઘા ક્યાં નથી હોતા?) પુરુષે કૉલર ટાઇ વગેરે ચડાવી દીધાં હતાં. કોઇ સ્વરૂપવાન પુરુષને જે પોષાક શોભા આપે તે આનામાં હસવા જેવો દેખાતો હતો. ચર્નીરોડથી ગિરગામ જવાના રસ્તા ઉપર તે વળ્યો અને પાસેના એક બંગલામાં એણે પ્રવેશ કર્યો.

પાછળની બાજુ જઈ એક ઓરડાનું બટન દબાવ્યું. અંઢારેક વર્ષની એક પારસી યુવતીએ બારણું ઉઘાડ્યું ને યુવાન અંદર ગયો.

'અરે વા'રે બરજોર, કેતલે દહારે મલ્લ્યા? હું તો તમુને આજ લેતર લખવાની ઉતી. કહાં ગીયા'તા કહાં તમ્મે?'

પોતાને લેટર લખવાની હતી એ સાંભળી બરજોરથી તો હસીહસી જવાતું હતું.

'મેરાં, હું જરા કામમાં પરી ગયો'તો. મને તો લાગટું'ટું જ કે ટું જરૂર મારે વાસ્તે વાત જોતી હોસે. પણ સૂં કરૂં? કામ છોરીને આવી સકાય એમ નહિ ઉતું.'

મ્હેરાં: પન મારા મનને કેતલું થયું હોસે તેનો તમુને જરા પન ખિયાલ નહિ આયો? હવેથી કદી આવું નહિ કરતા.

બરજોર: લે, હવે મને માફ કર. એક રીતે તો હું નહિ આવ્યો તે ઘનું સારૂં કીધું. કારન કે તું મુને ચાહ્ય કે નહિ તેની ટપાસ કદી થઇ શકતે નહિ.

મ્હેરાં: પન તમારો પ્યાર ક્યાં બળ્યો છે. હું તો ન્હાતી ન્હાતી કદી મરી જવસ તો બી તમુંને ફિકર છે?

બરજોર: નહિ મ્હેરાં, એવું તું નહિ બોલ! હું તુંને કેટલું ચ્હાઉં છ તે મ્હારૂં કલેજું તુંને કહી આપશે. લે બોલ અને જો કે તારા સિવાય આ બરજોરને કોન અટચંટ વ્હાલ્લું છે!

મ્હેરાં: હું પન તમારી પરીક્સા કરૂં તો? જરા પેલું મારૂં રૂમાલ આય બાજુ લાઓની; હૅંક્યું—

બરજોર: મેન્શન નૉટ પ્લીઝ.

[બરજોરે બહાર મૂકવ્યો હતો
તે રૂમાલ મ્હેરબાનુને આપ્યો.]

મ્હેરાં: બોલો બરજોરજી, તમ્મારી પરીક્સા લઉં તો?

બરજોર: હો, પરીક્સા હું જરૂર પાસ કરસ. બોલ, સી પરીક્સા લેવસ.

મ્હેરાં: એ મને ફાવસે તે લઇસ. હું કહીસ તે બધું કરવું પડસે.

બરજોર: જરૂર હું સઘરૂં કરસ.

મ્હેરાં: પણ હલકામાં હલકું કામ તમ્મારે કરવાનું આવસે. જરા પેલાં મારાં મોજાં આમ ખસેડોને—હૅંક્યું.

બરજોર: મેન્શન નૉટ પ્લીઝ. (બૂટની અંદરથી મોજાં કાઢતાંકાઢતાં) ગમે તેવું હોસે તો પન હું કરસ. તું પરીક્સા લેય ને પછી જોવ.

મ્હેરાં: પન દીશીકલ્તમાં દીશીકલ્ત આવસે તો?

બરજોર: તું કહોસ તો હું વાલકેસરના પહેર ઉપારી લાવસ;

તું કહીસ તો હું દરીઆમાં પડસ; તું કહેસે તો હું રાજાબાઇ ટાવર પરકી ભુસ્કો મારસ. બસ મ્હેરાં? પછી બી તુંને પ્યારની સાચી નિસાની મલસે કે નહિ?

મ્હેરાં: લો જોવ, હું આજથી જ તમ્મારી પરીકસા લેવસ. પેલાં જરા મારાં બૂત લાઓની—આજે તમોને મારી સાથે ચોપાટી પર આવવાનું છે.

બરજોર: (જરા હસીને) તે હું જરૂર આવસ.

મ્હેરાં: પન જોવ, આજ મારો ઘોરાવાલો માંદો પર્યો છ. આજે જરા ડૉકકાર્ટમાં પાછલ તમે બેસજો.

બરજોર: ટે હું બેસસ. બીજું કોન કોન આવવાનું છે?

મ્હેરાં; બધાં ઘરનાં ને ઘરનાં જ છે. મારી સહી ગુલબાનુ ને મારો નાલ્લો ભાઇ રૂસ્ટમ.

ઘડીઆળમાં છ વાગ્યાનો શુમાર થયો એટલે ગુલબાનુ આવી. પેસતાં જ બરજોર નજરે પડયો અને પછી મ્હેરબાનુની તરફ જોયું. બંને જણાં આડું જોઇ હસ્યાં. કપડાં પ્હેરી રૂસ્તમ પણ આવ્યો. મ્હેરબાનુ તો તૈયાર થએલી જ હતી.

'બરજોર, આએ રૂસ્ટમને લઇને તમે જરા ડૉકકાર્ટ જોડોની. થૅંક્યૂ. સામાન તમુને રામો બતાવસે.

બરજોરે 'મેન્શન નૉટ' કહી રૂસ્તમને ઉચકી લીધો અને તબેલા આગળ જઇ ચાકરે બતાવ્યા પ્રમાણે ગાડી જોડી. મનમાં તો જરા જરા લાગતું હતું; પણ જો ના કહે તો પરીક્ષા પાસ કરી ન કહેવાય અને મ્હેરબાનુ પરણવાની છે તે તરત જ ના કહી દે. આ બીકથી બીચારો મ્હેરાં બતાવતી હતી તે પ્રમાણે કર્યે જતો હતો.

ગાડી જોડાતાં બંને સખીઓ આવી. બરજોર અને રૂસ્તમને પાછળ બેસાડયાં અને મ્હેરાં તથા ગુલબાનુ હસતાં હસતાં આગળ બેઠાં. મ્હેરાંએ એક હાથમાં લગામ લીધી અને બીજા હાથમાં ચાબુક લીધી અને ચોપાટી તરફ ઘોડો દોર્યો. ઝાંપા બહાર નીકળ્યાં એટલે માણસોની ભીડ આવવા લાગી. બરજોરને હવે જરા જરા શરમ લાગી, પણ હવે શો ઇલાજ?

અધૂરામાં પૂરું ગાડીનો બેલ હતો તેની સ્પ્રિંગ તૂટી ગઇ હતી, એટલે ચારપાંચ વખત માથાકૂટ કરી પણ વાગ્યો નહિ. આથી બાપડા બરજોરને આખે રસ્તે 'ચલોપ, ચલોપ! એ પોયરા, બાજુ ઉપર ચાલ!' વગેરે કરવું પડયું. કોઇ ઓળખીતું મળે તો તેની સામે જ ન જુએ. આમ કરતાં કરતાં સૅંડહર્સ્ટ બ્રિજ ઊતરી દરિયા ઉપર આવી ગાડી ઊભી રહી.

બંને સહીપણીઓ નીચે ઊતરી. રૂસ્તમને પણ ઉતાર્યો.

'જોવ બરજોરજી, ઘોડાની લગામ પકડી જરાવાર ઊભા રહેજો. હૅંક્યૂ. અમે જરા ફરી પાછાં આવીએ છ.'

'મેનશન નૉટ' કહી બરજોર નીચે ઊતર્યો અને ઘોડાની લગામ પકડી ચમરી ઉડાડતો ઊભો રહ્યો.

ચોપાટી ઉપર હજારો લોકોની ઠઠ જામી હતી. એમાંનાં ઘણાં બરજોરનાં ઓળખીતાં હતાં. એ તો બીચારો કપાળે ટોપી ઉતારી આડું જોતો હતો; પણ આ નવાઈ જેવો બનાવ જોઈ કોઈ પૂછ્યા વગર રહે?

'કાંય બરજોર? આય કોન્નું દૉકકાર્ત છે? આમ કોચમેનની માફક તું કાંય ઊભો છ?'

'દ્દૉકકાર્ત તો મારા સેઠનું છે. જરા ઘોડાવાળો એનો પોયરો કેઠે જતો રહ્યો છે ટે ખોલવા ગયલો છ. રાસ્કલ પાછો ઘોડો

છુટ્ટો મૂકીને જ ગયલો ને મારી અહીં નજર પરી તે મેં ટુર્ટી-ટુરટ આય પકરી લીધો.'

આમ જે આવે તેને જવાબ આપતો પણ ઓળખીતાઓ જોવા વાસ્તે દૂર જઈ ઊભા રહ્યા હતા. થોડીવાર ફરીને ત્રણે જણ પાછાં આવ્યાં. બરજોર પાછો ગાડી ઉપર ચડી ગયો અને આઘુંપાછું જોયા વગર ગાડી પાછી લીધી. મનમાં તો 'કહારે હવે ઘેર જવસ' એમ થઈ રહ્યું હતું!

સૅન્ડહર્સ્ટ રોડથી ચર્નીરોડ તરફ ગાડી વાળી. ક્વીન્સ રોડથી ચોપાટી ક્રૉસિંગ વચ્ચેના ભાગ ઉપર ડૉકકાર્ટ આવ્યું હતું એટલામાં ગ્રાન્ટરોડથી ચર્નીરોડ જતી લોકલ આવી. અવાજ થતાં ઘોડો ભડકયો. એને ઠેકાણે આણવાને મ્હેરાંએ ચાબુક મારી. તરત જ ઘોડો કૂદ્યો. ગાડીમાં બૂમાબૂમ અને ગભરાટ થઇ રહ્યાં. ઘોડાએ બેત્રણ વખત કૂદકા માર્યા અને પાછો પડવા માંડ્યો. એકબે માણસો દોડી આવ્યાં અને ઘોડાની લગામ પકડી ઊભો રાખ્યો. બરજોર નીચે ઊતર્યો અને બીતાં બીતાં ઘોડાને પોતે પકડ્યો; મ્હેરાંએ ઘણીયે માથાકૂટ કરી, પણ ઘોડો કેમે કર્યો આગળ જ ન ચાલે. આખરે બરજોરે લગામ પકડી અને પગે ચાલતાં દોરવા માંડ્યો. રસ્તામાં ઘણાં ઓળખીતાં મળે અને બરજોર બીચારો નીચું જોઈ ચાલવા માંડે. આખરે બંગલો આવ્યો ત્યારે બરજોરના જીવમાં જીવ આવ્યો. ઘોડો છોડી એ મ્હેરાં પાસે ગયો.

ગુલબાનુ: બરજોરજી, ઘોડાએ તો આજે ઘન્નું તોફાન કીધું. મુવો એમ એ હરરોજ તોફાન કરે છ. જો આજ તમે નહિ હોતે તો જરૂર અમુને કંઇ નુકસાન થતે. વી થૅંકયૂ હાર્ટીલી, બરજોરજી!

બરજોરનો બધો થાક ઊતરી ગયો. શરમ આવતી'તી તે પણ જતી રહી. મહેરબાનુ તો ન્હાય છે, પણ જોડે ગુલબાનુ

પણ ખુશ થઈ ગઇ એ જાણી એ તો મલકાઈ ગયો.

'ઓહ! મેન્શન નૉટ ગુલબાનુ! એ ટો મારી ફરજ છે કે ટમુને બંનેને મારે મદદ કરવી જોઇએ.

મ્હેર: જોવ બરજોરજી, આજ સાંજે 'ખુબસુરત બલા' જોવા જવું છ તે તમુને અમારે જરૂર લઈ જવા છ. તે સાંજે સારા આઠ હાય કે આવજો.

બરજોર: વારૂં, હું આવસ. લેઓ સાહેબજી. ગુલબાનુ હું જાઉં છ.' કહી એ ઘર તરફ વળ્યો. ઘેર જઇને જુએ તો ત્રણ-ચાર ફ્રેન્ડઝ વાટ જોતા બેસી રહેલા. તે બરજોરને જોતાં વાર જ—

'કાંય બરજોર, સોરાબજીને તાં આજ ચલોપ્ ચલોપ્ કાંય કરતો'તો?' એકે પૂછ્યું. બરજોર જવાબ દે તે પ્હેલાં તો એના બાવાજી આવ્યા: 'બરજોર, આજ કોન્નો ઘોડો પકરી ઉભો'ટો?

'બાવાજી, એ તો સોરાબજી સક્કરવાલાનો ઉટો.'

'તે એવણનો તું કોચમેન છું?'

'નહિ બાવાજી. આજે એવણનો કોચમેન આવેલો નહિં ઉટો ટે જરા મારે ઉભા રહેવું પડેલું.'

બાવાજીએ બરજોરને સારી રીતે ધમકાવ્યો અને થોડી વાર પછી મિત્રો પણ વેરાઈ ગયા.

'હવે શું કરવું? આય બાવાજી તો હપકો દેછ ને મ્હેરાંને વાયદો કીદ્ધો છ!'

જમ્યા પછી ફ્રેન્ડને ત્યાં વાંચવા જવાનું બહાનું કાઢી મ્હેરાંને ઘેર ગયો. મ્હેરબાનુ આજે કાંઇ નાટકમાં જવાની નહોતી, પણ બરજોરને ઘેર આવતો અટકાવવાને એણે યુક્તિ કરી હતી.

બરજોર કમ્પાઉન્ડમાં પેઠો. બંગલાનાં બારણાં બંને તરફથી બંધ હતાં. કઇ તરફથી જવું તેનો વિચાર કરતો હતો, એટલામાં

પાછળની બાજુથી મ્હેરાંનો મોટો ભાઈ દોરાબ અને રામો આવ્યા. બારણા આગળ એને ઊભેલો જોઈ દોરાબ તડુક્યોઃ

'કોન એ સાંકલ ઉઘાડે છ? કોઈ સોનેરી તોલીનો લાગે છ!'

'નહિ દોરાબજી, એ તો હું બરજોર છું.'

રામોઃ બરજોર કોણ આહે. પાગલ, ગંડીઆ ઇત્યે તૂ કરતોસ કાય?

રામાએ આટલું કહી બરડામાં મુક્કી લગાવી. દોરાબે બોચી ઝાલી માથા ઉપર બે ધપ્પા માર્યા અને ધક્કા મારી ઓટલેથી નીચે ઉતાર્યોઃ 'સાલ્લા ચોર! તું કોન્ને કહીને આય બંગલામાં દાખલ થિયો? ચાલ તુંને પોલીસમાં લઇ જાઉં છ.'

'અરે દોરાબજી, હું બરજોર છું.'

'ચૂપ રહે, બરજોર છું તો છો રહ્યો. તું બંગલામાં કાંય પેઠો?' ધક્કા મારી બંગલાની બહાર કાઢ્યો.

'ચલ જા; જો ફરી આય રસ્તા પર પગ દીધો છ તો જીવતો નહિ મુકસ. આ વખત તો જવા દઉં છું.'

આમ સારી રીતે કુંદીપાક આપી દોરાબે બરજોરજીને બંગલા બહાર કાઢ્યા. માથા ઉપર ધપ્પા ખાતાં ટોપી ત્યાં જ પડી ગઇ હતી, એટલે બરડો ચાંપતાચાંપતા બરજોરજી ઉઘાડે માથે જ ઘર તરફ વળ્યા.

અને મ્હેરાંને પરણવાના એમના સઘળા કોડ એળે ગયા.

# પ્રેમની પરીક્ષા

જ્યાં જુઓ ત્યાં શરદ જ શરદ. દેવાલયની બાજુમાં તળાવમાં યે શરદ. કાંઠે ઊગેલાં વૃક્ષોમાં યે શરદ. ઊડતી એક અનિલની લહરમાં પણ શરદ જ.

વર્ષનો આ ભાગ વસંતઋતુની સાથે તુલનામાં બેસે. શોભાને અનુભવનાર કહી ન શકે કે કોણ સુન્દરતર!

પારિજાતકના વૃક્ષ પરનાં ઘણાં ય ફૂલ આજ ઉતારી લેવામાં આવ્યાં છે. બાગ બીચારો સૂનો લાગે છે. બાગમાં બીજાં કેટલાં યે ફૂલ ઊગ્યાં હતાં, પણ શરદનો સ્નેહી તો પારિજાતક.

ચારુલેખાને પારિજાતક બહુ જ ગમે છે. એનું એક જ ફૂલ જોઈ એની દૃષ્ટિ આંખમાંથી ઊડી પડે છે.

આજે તેની જન્મતિથિ છે. પંદર શરદ એની કીકી ઉપર શમી ગઈ છે. આજે સોળમી છે. કાનમાં નાજુક પારિજાતકની કળીઓ ખોસી છે. ગળામાં જાડી માળ પહેરી છે. હાથે ગજરા બાંધ્યા છે. અંબોડાની આજુબાજુ વેણી ગૂંથી છે.

એ શોભા શી રીતે વર્ણવું? અંતરમાં રમી રહેલું ચિત્ર કેમ કરી આલેખું? યૌવનમાં પ્રવેશી હતી, રમતિયાળ હતી, ચંદ્રવદની હતી. આવી તો ઘણી યે લલનાઓ હોય છે. પણ ચારુલેખાને શી રીતે ઓળખાવું? ઈશ્વરે મુખના આકાર ઘણા યે ઘડ્યા, પણ મુખને શબ્દમાં ચીતરવાની શક્તિ મનુષ્યને ન આપી. ચિત્રકાર! આટલે દરજ્જે તું ચડે છે.

એક હાથમાં પૂજાની તાસક છે. બીજા હાથમાં રૂપાની ઝારી છે. દેવાલયમાં પૂજાર્થે એ જાય છે. પાછળ મૂઢ અનુચર હાથમાં ડાંગ રાખી પગલે પગલે ચાલ્યો આવે છે.

નહોતું ઉજ્જવળ કે સુન્દર. માત્ર જ્યાં પ્રવેશ કરો ત્યાં શાંતિ વર્ષતી. મલિનતા ગરી પડી પવિત્રતા ચડતી. ઘણા યે નાસ્તિક અહીં દેવદર્શન કરી શકતા. દેવાલયની આથી બીજી કયી હવા?

ગામની બહાર હતું. તેથી સમાજની કર્કશ નીતિ અનીતિ તેને નહોતી ચઢી. ગમે તો શાંતિને લીધે, ફૂલોના પરિમલને લીધે અથવા શંકરનો આવાસ હોવાને લીધે, પરંતુ અહીં શુદ્ધ, વિમલ વાતાવરણ છલાછલ ભરાઇ રહ્યું હતું.

એ વાતાવરણમાં ડૂબતી ચારુલેખા ચાલી જાય છે; પગથિયાં ચડે છે. ગર્ભદ્વારની અંદર પ્રવેશ કરવા જાય છે ત્યાં ॐ વાક્શ્લાઘે, પ્રસવશ્લાઘે . . . . . વગેરે રુદ્રાધ્યાયના મંત્રો કાને પડ્યા. બારણા આગળ અટકી મંત્રોને સાંભળવા લાગી. મંત્રોના ભણનારને નીરખવા લાગી. પુણ્ડરિક સરખો એક કુમાર શિવલિંગ તરફ દૃષ્ટિ કરી હાથની ઝારીમાંથી જળનો અભિષેક કર્યે જતો હતો; કાંઇક નવીન ઉત્સાહ, નવીન શુચિ, નવીન આનંદ અનુભવતો જતો હતો. શિવલિંગ ઉપર ગુલાબનો હાર પહેરાવ્યો હતો. ચંદનરેખ પાણી પડ્યાને લીધે અર્ધી ધોવાઈ ગઇ હતી. દૃષ્ટિ પડતાં મૂર્તિને પથ્થર માનનારો પીગળી જઇ ઈશ્વિર અનુભવી શકે એવું દર્શન હતું.

પણ આ શું? એની જલધારા દૂર કેમ પડે છે? એની દૃષ્ટિ લિંગ ઉપરથી ખસી ચારુલેખા તરફ કેમ ફરે છે? રુદ્રાધ્યાયના મંત્રોમાં ભૂલો કેમ થઈ જાય છે?

અને આ શું? ચારુલેખા પણ કમ્પે છે. એના કપોલ પર સુરખી ભરાઈ આવે છે. હૃદયમાં ધબકારો વધી જાય છે. છલાછલ



પણ આ શું? એની જલધારા દૂર કેમ પડે છે? એની દૃષ્ટિ લિંગ ઉપરથી ખસી ચારુલેખા તરફ કેમ ફરે છે? (પૃ. ૧૫૦)

(ચિત્રકાર • રવિશંકર રાવળ)

ભરેલું જળનું પ્યાલું ઢોળાઈ જાય છે?

મદનરિપુના મંદિરમાં મદનનો આવિર્ભાવ!

પણ એકાગ્ર ચિત્તના જપ વખતે આવા ભાવ અયોગ્ય નથી?

એનો ઉત્તર મારી પાસે પ્રગટ નથી. એ ભાવો પ્રગટ થયા અને ઓચિંતી ચારુના હાથમાંથી તાસક સરી ગઈ—અવંતસના હાથમાંથી ઝારી છૂટી જઈ જળાધારીમાં પડી.

બસ કર, કામદેવ! શિવ ઉપરનું તારું વેર વળ્યું. એમના પૂજકના હૃદયમાં, એમના મંદિરમાં તેં આવો કોલાહલ મચાવ્યો.

નીચું જોઈ, સત્વર પૂજા આટોપી અવંતસ ચાલ્યો ગયો. ચારુ તળાવમાંથી પાણી લાવી અને પૂજા આરંભી.

પણ આજ એનું ચિત્ત પૂજામાં નથી. એનું હૃદય હજુ ધડકતું મટ્યું નથી. એનો હાથ હજી કમ્પતો અટક્યો નથી.

'મારી આજ વર્ષગાંઠ છે. મહાદેવ પાસે શું માગું? શ્રદ્ધાથી સેવા તો થતી નથી. એ કોણ હતા? મેં એમને પહેલાં જોયા છે?'

આ એના મંત્રો હતા. પૂજા પૂરી કરી ચારુ ઘર તરફ વળી ગઈ.

ચારુએ તો હવે હમેશ પૂજા કરવા જવાનો નિયમ લીધો છે. કારણ અવંતસ રોજ એ જ મંદિરે આવે છે.

જેટલો કમ્પ પહેલાં થતો તેટલો હવે તેમને થતો નથી. ચારુ અવંતસના સામું જોઈ રહેતી. એની નજર બીજી તરફ હોય તે ઘડીએ અવંતસ પણ ચૂકતો ન હતો.

એકમેકની ઓળખાણ થઈ ગઇ. જાણે ઘણા કાળનાં સંબંધી હોય તેમ હૃદય હૃદયને જોડાઈ ગયું. જોકે હજી સુધી એક શબ્દ પણ બોલ્યાં નહોતાં, પરંતુ બંનેને ખાતરી હતી કે જ્યારે બોલીશું ત્યારે અમને શરમ નહિ આવે અને પરિચિત હોઇએ તેવું જ કાંઈક બોલી જવાશે.

તે દિવસ પછી આજ પચીસમો દિવસ છે. ચારુલેખાને ઘેર આજે એના મોટા ભાઈનું લગ્ન છે. કાને, હાથે, પગે શણગાર સજી ચારુલેખા પૂજા કરવા આવી છે. આજ પોતે પહેલી છે.

પૂજા કરીને જતાં માથા પરથી વસ્ત્ર ખસી ગયું, અને કાને પહેરેલા એરીંગમાં ભરાયું. કેમે કર્યું નીકળે નહિ. બારણા પાસે અવંતસ ઊભો હતો. તરત જ 'જરા આટલું કાઢશો?' પૂછ્યું. પાસે આવી અવંતસે કાનમાંથી વસ્ત્ર કાઢ્યું. થઈ રહ્યું. કુમારીના કાનને અડકાયું. મુગ્ધાના અંબોડાનો સ્પર્શ થઈ ગયો. એના કપોલની મૃદુ ધવલિના ઊપર દૃષ્ટિ ફરી ગઈ.

વિદ્યુતના પ્રવાહો હાથમાંથી, આંખમાંથી, સૌના સંકેતસ્થાન હૃદય તરફ વળી ગયા. માત્ર એક મોંએ પ્રવાહ અવંતસના અંતરમાંથી છૂટ્યો. શરીરમાં સંચર્યો. ઝણઝણાટ થયો. અવંતસને આ ખબર પાછળથી પડી. કારણકે પહેલાં તો એનું ભાન જ નહોતું.

'આજે મારા મોટા ભાઈનું લગ્ન છે. તમે આવશો? હું તમને આ મારી શબ્દની કંકોત્રી જ આપું છું. ચાલશે ને?'

અવંતસને કાંઈ સમજણ ન પડી કે શું બોલવું. એનું હૃદય તો હજી નિરવધાન હતું. માત્ર 'ચાલશેને?' એટલું જ સાંભળ્યું.

'શું ચાલશે?'

'મારા શબ્દોની કંકોત્રી. મારા મોટા ભાઇના લગ્નપ્રસંગમાં આવવા માટે.'

'કોના? પાદાબ્જના?'

'હા.'

'એમની કંકોત્રી તો મારી પાસે આવી છે. અમે બંને એક જ કૉલેજમાં અભ્યાસ કરીએ છીએ. તમે જાણો છો કે આપણે એક જ્ઞાતિના છીએ?'

'તો આવશો ને?'

'શા વાસ્તે નહિ?' કહી અવંતસ મંદિરમાં ગયો. ચારુ વિદાય થઇ.

આજ બંને જણ કોઈ નવીન જ હર્ષનો અનુભવ કરે છે. ચારુલેખા વારંવાર કાનના એરીંગને અડઅડ કરે છે. અવંતસ પોતાની આંગળીઓ વારંવાર હૃદય ઉપર મૂકે છે. 'આજ તો શરમના પડદા છેદાઇ ગયા.' 'ખચકાતાં ખચકાતાં પણ વાતચીત થઈ ગઇ.' પાદાબ્જની બહેન!' 'મોટા ભાઈની સાથે અભ્યાસ કરે છે?' આમ વિચારમાળા બંનેના હૃદયમાં ચાલે છે. દૂર થએલાં હોવા છતાં એક જ માણસ બંનેના હૃદયમાં ફેરવાય છે.

સંબંધ વધતો ગયો. શિવાલય એમનું સંકેતસ્થાન બન્યું. ચારુલેખાએ ને અવંતસે સાંજે ફરવા આવવાનું પણ ત્યાં જ રાખ્યું. ચારુની સાથે એક બેનપણી આવતી. એ વિઘ્નરૂપ ન બને એટલા માટે હૃદયની વાત એને કહી દીધી. મહાશ્વેતાને તરલિકા હતી જ ને!

પગથિયાં પર બેસી ચારુ ને અવંતસ વાતો કરતાં. બેનપણી આડીઅવળી ફર્યા કરતી.

'આજ કેમ ઉદાસ છો?' એક દિવસ સાંજે ચારુએ અવંતસને પૂછ્યું.

'કંઇ નહિ; અમસ્થો જ. હું ઉદાસ લાગું છું?'

'તમારા મોં પર આટલી શૂન્યતા જણાઈ આવે છે ને?'

'મને કાંઈ સમજણ પડતી નથી કે હું કેમ ઉદાસ છું. કદાચ પેલા ઝાડ ઉપરથી એક ડાળી તૂટી પાણીમાં પડી તે પછી મારા મનની અવસ્થા બદલાઈ ગઈ હશે.'

'ઓ.. હો! એમાં શું? ઝાડ ઉપરથી ડાળી પડે તેમાં ઉદાસ

થવાનું શાનું?'

'મને લાગણી બહુ જલદીથી થઇ જાય છે. આ ઉપરથી મને એમ વિચાર આવ્યો કે મારૂં કુટુંબ પણ એક વૃક્ષ છે. અમે એની જુદીજુદી ડાળીઓ છીએ. અમારામાંથી કોઇ આવી રીતે અકાળે છૂટું પડે તો અમને કેવું થાય? એવું આ બીચારા વૃક્ષને નહિ થયું હોય?'

'ઓહો! એટલા ઉપરથી તમને આટલા બધા વિચાર આવી ગયા? અને આટલી બધી લાગણી થઇ ગઈ?'

'ચારુલેખા! વિચાર કરો કે મારા કુટુંબમાંથી હું મરી જાઉં તો મારાં માતાપિતા, ભાઇઓ વગેરે કેટલું કલ્પાન્ત કરે! કેટલા દિવસ સુધી એમને મારો વિયોગ સાંભરે?' આમ બોલતાં બોલતાં તો અવંતસની આંખમાં આંસુ આવ્યાં. એ સાંભળી ચારુ તો એને બાઝી પડી: 'આવા તે વિચાર થતા હશે વળી?'

'અને એમાં આંસુ લાવવાનું શું કારણ? વારૂ, વારૂ, મારાં મોટાંભાભીને તમે જોયાં કે?' વાત પલટાવવા ચતુર ચારુએ કહ્યું.

'ના, હું તે દિવસે નહોતો આવ્યો. પણ હવે કોઇક દિવસ તમે મને બતાવજો. કેમ એમનામાં કાંઇ જોવાલાયક છે?'

'ના ના, પણ એમના વાળનો ચોટલો બહુ સરસ છે; એટલેકે બહુ મોટો વળે છે. જુઓ જુઓ; પેલું હંસનું જોડું કેવું તરે છે!'

નજર નાખી અવંતસ ખુશખુશ થઈ ગયો. 'કેવું નિર્દોષ જોડું, ચારુલેખા! આપણે વારંવાર એકમેકની સાથે બંધાઇએ છીએ, બોલી નાખીએ છીએ કે તમે મને વ્હાલાં છો અને મને તમે વ્હાલા છો. પણ જુઓ, આ બોલ્યા વગર પણ કેવાં હૃદયથી બંધાઇ ચૂક્યાં છે!'

'અને જુઓ! આ મોટી કપોતકી લડે છે કેમ? કપોતકીના

મોંમાં શું છે? આ વડનો ટેટો!' ચારુ બોલી.

એકદમ અવંતસનો ભાવ બદલાઈ ગયો. મોં પર પાછી ઉદાસી છવાઇ ગઇ. કંઈ બોલ્યો નહિ. શૂન્ય ચિત્તે એ જોઇ રહ્યો.

'કેમ કાંઇ બોલતા નથી? પાછું શું થયું?'

'ચારુ! આવાં જોડાં આપણા મનુષ્યોમાં કેટલાં બધાં છે કે જેમને આમ ટંટો ચાલ્યે જ જવાનો! વડના ટેટા વાસ્તે નહિ તો બીજાં કારણોને લઇને. પણ સ્ત્રી અને પુરુષ પરણીને દુઃખી જ ન થતાં હોય શું?'

'આવા વિચારો તમારે ન કરવા જોઇએ. હજી તો આપણે ઊછરતાં છીએ. આપણે સુખી કેમ થઇશું?' ચારુએ કહ્યું. પણ અવંતસે કાંઈ જવાબ દીધો નહિ.

થોડી વાર રહી બંને ઘર તરફ વિદાય થયાં.

'અવંતસ! પ્રિય અવંતસ! આજ જરા નિષ્ઠુર બનું છું. માફ કરજે; પણ જરૂરનું છે.' પોતાના ઓરડામાં હીંચકા પર ચારુલેખા વિચાર કરે છે: 'હમેશ કહેલા વખત કરતાં વહેલી જાઉં છું, છતાં એક પણ દિવસ એમ નથી પૂછતા કે આજ કયાંથી વહેલાં આવ્યાં? હું મારી મેળે કહું છું કે 'આવતી કાલે આવીશ, પણ એ નથી પૂછતા કે કાલે આવશો ને? અને મેં તો એમને કેટલી યે વખત પૂછ્યું છે!

આજે સાંજે ત્યાં જવાની જ નથી. જોઉં તો એ કાલે મને શું કહે છે? એકાદ દિવસ હું ન જાઉં ત્યાં જ એમને ખબર પડશે કે હું આવું છું તેનો શો અર્થ છે? મારા પર એ કેટલી પ્રીતિ રાખે છે તેનું માપ મારાથી લઈ શકાશે. નક્કી, આજ નથી જ જવું.'

એ પથ્થરની ઘંડેલી! આ પરીક્ષા કરવી તને કયાંથી સૂઝે

છે? તું અવંતસને વિયોગનો અનુભવ કરાવે છે, પણ તું પણ તે સાથે વિયોગ અનુભવતી નથી? અને એ તારાથી કેમ સહન થાય છે? તારી પ્રીતિમાં આટલી ન્યૂનતા નથી, પણ આપણી બુદ્ધિ આપણા પૂર્વકર્મને આધીન છે. લે ભોગવ એ કર્મનું ફળ.

હરરોજ મુજબ અવંતસ પાંચ વાગ્યાથી એ વૃક્ષ નીચે લાંબા પગ રાખી તળાવ પાસે બેઠો છે. સામેની ટેકરીનો હલતો પડછાયો જળમાં જુએ છે. નિશ્ચલ આ જળ ઉપાધિથી કેવું અનિશ્ચલ બને છે તેનો વિચાર કરે છે. ઓચિંતો ભણકાર થાય છે. 'ચારુ આવી?' એ પાછળ જુએ છે. ચારુ નથી.

'આજ કેમ ન આવી? સાડા પાંચ થવા આવ્યા. પાંચ વાગ્યાની તો એ અહીં આવેલી જ હોય છે. ઘણી વખત તો મારા પહેલાં આવે છે. કદાચ મોડું થયું હશે.'

વિચાર કરતો ઊભો થયો. તળાવને કિનારે ફરવા માંડ્યું. વારંવાર રસ્તા તરફ નજર નાખતો પણ કાંઈ જણાતું ન હતું.

'શું તબિયત બગડી હશે? પણ આજ સવારે પૂજા કરવા તો આવી હતી. ત્યારે તો કશું પણ થયું લાગતું નહોતું. કદાચ ઘેર કંઈક અડચણ આવી હશે. પણ ઘરનાં બધાં તો બોટાદ છે. માત્ર એનો મોટો ભાઇ પાદાબ્જ અહીં છે. અને એ તો હમણાં જ મિ. શાહની સાથે સાઇકલ પર ગયો... ઓ પેલી કુમુદા જાય. પૂછું એને કે 'આજ એકલી કેમ?'

ઉતાવળે પગલે આગળ જતી કુમુદાને ઊભી રાખી: 'આજ એકલાં કેમ? ચારુલેખા નથી આવ્યાં?'

'ના; આજે એમણે ના કહી છે.'

'શરીર તો સારૂં છે ને? કંઇ ખાસ અડચણ તો નથી ને?'

'કશું નથી. હું ગઇ તે વખતે કંઇક ચોપડી વાંચતાં હતાં.

કશું થયું નથી.'

'તમને કશું કહ્યું નથી?'

'ના, માત્ર એટલું જ કે આજ હું નહિ આવું.'

'વારુ.' કહી અવંતસ પાછો વળ્યો.

'ત્યારે તો કંઇ મારા સંબંધનું જ કારણ હોવું જોઇએ. નહિ તો કદી એ મને કહેવડાવ્યા વિના રહે જ નહિ. ભલું એનાથી આજ કોઇ પણ કારણ વગર આમ બેસી રહેવાયું! હું એક ઘડી પણ છૂટો રહું છું તો 'ચારુ ચારુ' થયા કરે છે; અને આજ કાંઇ પણ કારણ વગર મને મળવાને વખતે એકલી ઘેર બેસી રહી શકી! મારા કરતાં એક ચોપડી વધારે ગમી? અને 'આજ હું ફલાણા કારણથી નહિ આવું' એટલું યે કુમુદાની સાથે ન કહેવડાવ્યું? હું ધારતો નથી કે મેં કોઇ રીતે એને દિલગીર કરી હોય. આમ એક દિવસ તું મને છોડી દઇ શકી તો તું મને વધારે દિવસ કેમ નહિ તરછોડે? મેં ભૂલ કરી.'

વિચાર કરતાં મોં પર ઉદાસી વધી. 'મેં ખરેખર ભૂલ જ કરી. મારે મનને જ્યાં જાય ત્યાં જવા દેવું ન જોઇએ. એટલો પણ સંયમ મારાથી ન રખાયો?' કાનપર એક ચીમટી દીધી: 'અવંતસ! મૂર્ખ! મૂઢ કેમ થઇ જવાયું? આમ એક આંખના પલકારામાં વશ થઇ ગયો તો આગળ ઉપર તારું શું થશે?' પણ આગળ જતાં ખંચાયો. 'એમાં થઈ શું ગયું? પણ આખરે તેનો બદલો આમ અવગણના જ ચારુ?'

'પ્રિય!—પ્રિય કહું? મને અધિકાર છે? શા માટે નહિ? મિત્ર પ્રિય, સદાને વાસ્તે તો તું કેમ પ્રિય નહિ? કદાચ લગ્ન મારી સાથે ન થાય: તું બીજાની સાથે પરણે તેથી શું? તું મને પ્રિય થતી અટકીશ? ભલે; હું તને પ્રિય ન હોઉં, ભલે તું મારી સાથે

બોલે નહિ, મારી સામું જુએ નહિ: પણ તેથી મને પ્રિય થતી અટકીશ? મારૂં હૃદય તે કાંઈ તારૂં અથવા સમાજનું નથી. મારી ઇન્દ્રિયોના દોષને લીધે બીજા કરતાં હું વસ્તુઓ અવળી રીતે અનુભવું અને તે જોતો અટકીશ? પ્રિય ચારુ! આજ તને આ શું સૂઝયું? હું તારા વિના કેટલો દુ:ખી છું એનો સાચો ચિતાર તને કોણ આપશે? આટલું પણ હૃદય ખોલવાનું સ્થાન તે મારૂં નહિ?' આંખમાં પાણી ભરાયું. કપાળ પર હાથ મૂકયો. કાંઠા પર ભોંય બેસી ગયો.

સંધ્યા હવે ધીમેધીમે પડતી હતી. શિયાળો બેઠેલો હોવાથી કંઇક ટાઢ પણ વધવા માંડી અને આછો શીળો પવન જરા જરા વધવા માંડ્યો. તળાવ પર ફરતા લોકો હવે દેખાતા બંધ થયા. શિવાલયમાં આરતીનો સમય થયો. નગારૂં અને ઘંટ વાગવા માંડ્યાં. શાંતિમાં શોરબકોર થઈ રહ્યો. વાડીનો માળી પણ દર્શન કરવા દોડ્યો. અવંતસને તેની દરકાર નહોતી.

'શું થાય છે મને? શું, પડું? મારાં માતપિતા દુ:ખી થશે. પણ એમનું દુ:ખ મારે કયાં જોવું છે? એ ચાર દિવસ રોઇ શાંત રહેશે. ચારુને તો ભય જ નથી, એટલે એમનો તો ભય જ નથી. આટલી નિશાની મૂકતો જાઉં: મારી ટોપી અને લાકડી. ટોપી કાઢી લાકડી ખોસીને, તેની પર ભરવી. પાણીમાં ધીમેધીમે આગળ વધ્યો. ઢીંચણ સુધી, કેડ સુધી, ગળા સુધી એમ પાણી વચ્ચે જવા માંડયું. એક પણ દુ:ખનો શબ્દ બોલ્યા વગર ઊંડા પાણી તરફ ડૂબકી મારી. અવંતસ અદૃશ્ય થયો.

'કાલે શું થયું હશે? મને બોલાવવા મોકલી નહિ. કુમુદા મળી જ હશે તો.' સવારમાં વહેલી જાગીને ચારુ વિચાર કરતી હતી. એવામાં ઓચિતું બારણું ખખડ્યું ને 'પાદાબ્જભાઇ!' કહી કોઇએ

ખૂમ મારી. પાદાબ્જ મેડી પર સૂતો હતો. ચારુલેખા અને એક બ્રાહ્મણ ડોશી નીચે સૂતાં હતાં. ફાનસ લઈ ડોશીએ બારણું ઉઘાડ્યું: 'કોણ છે?'

'એ તો હું દિનેશ. પાદાબ્જભાઇને કહેજો કે નવીનશંકરનો અવંતસ કાલે તળાવમાં ડૂબી ગુજરી ગયો. કહીએ, સ્મશાન આવવાનું છે. જલદી જગાડીને મોકલજો.' કહી નાતનો છોકરો ચાલ્યો ગયો.

ફાનસ લઇ ડોશી ઉપર ગઈ ને પાદાબ્જને જગાડ્યો.

'ચારુ! અવંતસ ડૂબી મર્યો; જાણ્યું કે ચારુ!' પણ ચારુ બોલતી નથી. ડોશીએ પાસે જઈ જોયું તો ચારુની આંખમાંથી આંસુ પડી ગાલ ભીનો થયો હતો. પણ ચારુ બોલતી નથી. હમણાં જાગતી હતી અને એટલામાં મૂંગી ક્યાંથી થઇ? ચારુ! ચારુ! કહી ડોશીએ ને પાદાબ્જે ઘણી યે બૂમો પાડી. માત્ર શ્વાસના ચલન સિવાય કંઇ સમજાતું નથી. બંને જણ દિગ્મૂઢ થયાં. એટલામાં મુખ ઉઘાડી 'ઓ પ્રિય અવંતસ! ઓ વહાલા અવંતસ! મેં ભૂલ કરી!' કહ્યું અને પાછી અટકી ગઇ. મુખ નીચું નમાવી દીધું.

**સાવચેત રહેજો ઓ કુમારિકાઓ! તમારા પ્રિયતમની પ્રીતિની પરીક્ષા લેતા પહેલાં તેની પ્રકૃતિની પહેલી લેજો.**

# જ્યોતિરેખા

[સમાજના રીતરિવાજોએ આપણું કેટલું અનિષ્ટ કર્યું છે, જ્ઞાતિબંધન દૂર કરતાં પહેલાં જ્ઞાતિના નિરુપયોગી રિવાજો દૂર કરવા કેટલા બધા અગત્યના છે અને એક નાની સરખી બાબત કેટલું ગંભીર પરિણામ લાવે છે તે આ વાર્તા વાંચવાથી સમજાશે.

સુધારા કરવામાં એક મત કરતાં વધુ મતની જરૂર છે 'હું પહેલ કરીશ તો બીજો પછી કરશે' એમ ધારી કદાચ એકાદ જણ અમુક અનિષ્ટ ગણાતો રિવાજ પોતાને ઘેરથી દૂર કરે છે તો પરિણામ કેટલીક વખત એ આવે છે કે એ પ્રથમ સુધારક પોતાની જાતને અગર કુટુંબને નુકસાન કરે છે. એ સુધારો નુકસાનમાં પરિણામ પામતો જોઇ બીજા લોકો તેથી બીએ છે અને કાઢી નાખવા ધારેલો રિવાજ ઊલટો દૃઢતર થાય છે. આવું જ રા. સન્મુખરાયને બન્યું હતું.]

સન્મુખરાય કલેક્ટરની ઑફિસમાં નોકર હતા. તેમનો પગાર અને પદવી તો સાધારણ હતાં, પરંતુ વડીલોપાર્જિત મિલ્કત હોવાને લીધે એમનું કુટુંબ પૈસાદાર ગણાતું.

એમની પુત્રી જ્યોતિરેખાને એમણે હમણાં જ પરણાવી હતી. એના શરીર પરથી હજી પાનેતર ઊતર્યું નહોતું. જમવા આવતા પતિને છૂપીછૂપી બારીની તડમાંથી જોતી હજી તે અટકી ન હતી. અને એકલી છતાં યે પોતાનાથી હજી શરમાતી એ રહી ન હતી.

'મારે એમને કદાચ બોલાવવા પડે તો શું કહીને બોલાવવા? "વહાલા" તો એકલા મન સાથે બોલતા હોઇએ ત્યારે કહેવાય. "પ્રાણનાથ" કહેતાં તો શરમ આવે છે. નામ દઇને બોલાવાય

નહિ. અને વરને તે વળી "એ" કહીને બોલાવાતું હશે? પણ એ મને શું કહીને બોલાવશે? એ જે કહેશે તેવી રીતનું હું કહીશ.' આમ એકલી એકલી શરીરમાં અને હૃદયમાં નવા પડેલા સંસ્કારને પ્રગટ કરતી હતી.

મધુમત્ત બી.એ. માં અભ્યાસ કરતો હતો. સારાંસારાં અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત સાહિત્યનાં પુસ્તકો અભ્યાસ તેમજ બહારના વિષયો તરીકે વાંચ્યા હોવાથી એનો સ્વભાવ શાંત અને સહનશીલ થયો હતો. ભવિષ્યમાં પત્નીને શું શીખવવું, માતા-પિતા સાથે મારે અને મારી જ્યોતિએ કેવી રીતે રહેવું, એની ગોઠવણો એણે કલ્પનામાં ક્યારની યે કરી રાખી હતી. અવિભક્ત કુટુંબ એક આશીર્વાદ છે, ઊછળતા લોહીની સ્વતંત્રતા પર એક અંકુશ છે વગેરે લાભો એની આગળ હમેશાં ખડા હતા. જ્યોતિને સહનશીલ થવાનું, માતા અથવા બહેનનાં મેણાં સાંખવાનું મારે ખાસ શીખવવું એ વિચાર કૉલેજમાં જતા ને યુવાવસ્થામાં સંચરતા એ પથિકને વારંવાર આવતા હતા.

મધુમત્ત અને જ્યોતિના લગ્નનો આજે પાંચમો દિવસ છે. જ્યોતિના લગ્નની સાથે જ તેના નાના ભાઈને જનોઈ દેવામાં આવ્યું હતું અને તે પ્રસંગનું આજે જમણ હતું. એમની નાતમાં એવો રિવાજ હતો કે માંગલિક પ્રસંગના જમણને દિવસે જમાઈઓને જમી રહ્યા પછી અમુક રૂપીઆ આપવા. કાઢી નાખવા ધારેલા રિવાજોમાં સન્મુખરાયને આ પહેલો જ અટપટો લાગ્યો.

'રૂપીઆ આપવા અને આપણે ઘેર તેવો જ પ્રસંગ આવે ત્યારે વેવાઈને ઘેરથી લેવા તેના કરતાં આ રિવાજ કાઢી નાખ્યો શો ખોટો? આપીએ તો યે ઓછા પડે; અને હરવખત ક્યાં યાદ રાખીએ કે ફલાણી છોકરી વખતે કેટલા આપ્યા હતા?

મારે છોકરીઓ રહી પાંચ; અને હું એમ આ વહેવાર કરતો રહું તો પાર ક્યારે આવે? માટે જમાઇને નહિ આવવું હોય તો નહિ આવે. સાંજે બે શબ્દો ઘેર જઈ કહી આવીશું.' આમ વિચાર કરી એમણે આ 'વેવાણું' ન કરવો એમ ગોઠવ્યું.

રાત્રે એવું જ બન્યું કે મધુમત્તને એનાં માબાપે ન જ મોકલ્યો. સન્મુખરાયે કેટલું યે સમજાવ્યું પણ એ એકના બે ન જ થયા. સન્મુખરાય તો પોતાના મતમાં દૃઢ જ હતા. 'આમાં કાંઇ નાતનો નિયમ ભાંગ્યો નથી કે જેથી નાત આમાં વાંધો લઈ શકે. સૌ સૌના ઘરના રિવાજ છે' આમ એમણે મધુ-મત્તને રૂપીઆ ન જ આપ્યા.

'આ જ રૂપીઆ હું તમને બીજે પ્રસંગે આપીશ. પણ આ રિવાજ મારે દૂર કરવો છે. તમે પણ સમજો છો ને, આવા નાના રિવાજોથી આપણાં લગ્ન ને જનોઇ કેટલાં મુશ્કેલ થઇ પડ્યાં છે? કંઈ ભૂલી જવાય તો લોકો નિંદા કરે. મારે ઘેર કોઈ બૈરૂં છે નહિ કે આ બધું યાદ રાખે. માટે આ વિચાર કરી સર્વે પધારો તો સારૂં' વગેરે વગેરે કહી સમજાવવા પ્રયત્ન કર્યો.

પત્નીના આગ્રહથી મધુમત્તના પિતાએ ના જ કહી અને 'ભૂલ કરો છો, આમાંથી પરિણામ વિપરીત આવશે' વગેરે ધમકીના શબ્દો કહ્યા.

સન્મુખરાય પણ કાંઈ ડગે તેવા ન હતા, એટલે મધુમત્ત વગર નાત જમી વિદાય થઇ અને તે સાથે લગ્નના પ્રસંગનો પણ અંત આવ્યો.

'તમે તો બહુ મસ્તીખોર છો, લ્યો. આમ પજવો છો તે મારી સાડી ચોળાઇ જશે અને ચાંલ્લો ભૂંસાઈ જશે. જરા

બસો. હું બદલીને આવું છું.' મધુમત્તના ખંડમાં અટક્યાણુ કરતા પતિને જૂઠા ક્રોધે જ્યોતિરેખા ઠપકો દેતી હતી. મધુમત્ત તેમતેમ વધારે વહાલ રેડતો હતો.

જ્યોતિરેખાને અહીં આવ્યે આજ દસમો દિવસ હતો. સગામાં જનોઈ હતું ત્યાંથી આવી હમણાં જ એ મધુમત્ત પાસે ઉપર ગઈ હતી અને કપડાં બદલવાની તૈયારી કરતી હતી એટલામાં—

'જ્યોતિરેખા! એટલામાં પાછાં ઉપર શું દોડ્યાં? અહીં દાળ બળી જશે તેનું કાંઇ છે? જરા પરવારીને ચડ્યાં હોત તો કંઇ હેત ઊણું ન થાત. આવો હેઠાં.' દાળ નહોતી ઓરી છતાં પજવવાને ખાતર મધુની મોટી બહેન તડૂકી.

એકદમ ઢીલાપડી ગએલા મધુમત્તના હાથમાંથી છૂટી થઇ ઊતરી ગએલા મુખ સાથે નીચે ઊતરી. સાડી બદલી ઓરડામાં નહાવા ગઈ એટલામાં કિશોરીગૌરી—જ્યોતિરેખાનાં સાસુ આવ્યાં. રસોડા તરફ નજર નાખી. લાકડાં સળગતાં અને આંધણ ઊકળતું હતું. ઘેર રહેલી છતાં કમળાએ દાળ ઓરી ન હતી. વહુ યે આવશે ત્યારે ઓરશે એમ કહી બધું જેમનું તેમ રહેવા દીધું હતું.

'કેમ હજી કાંઇ ઠેકાણું નથી?' કિશોરીગૌરીએ સાસુની રીતે ગંભીરતાથી મોટપણાથી ધીમે સાદે પૂછ્યું.

'ગયાં'તાં, ધણીને મળવા. ક્યારની કહું છું કે બહેન વઢશે, પણ ગણકારે છે કોણ? પેલો યે રોયો બાયલો થઈ ગયો છે. ભણવું નહિ ગણવું નહિ ને આ બાયડીની જોડે વાતો કરવા બેઠા.' કમળા પાછી ઘૂરકી.

નાહીને જ્યોતિરેખા બહાર આવી રસોડામાં રાંધવા પેઠી. કમળા આપલે કરવા ઊભી રહી. જોકે કાંઇપણ જોઇતું હોય તો ખસતી નહિ.

કમળા આશરે સત્તાવીસેક વર્ષની હતી. એનો વર એક સાધારણ કારકુનની નોકરી કરતો એટલે પોલકાં–સાડીનાં લાડ ક્યાંથી લડાવે? જ્યોતિ પૈસાદારની દીકરી, સારાં સારાં ઘરેણાં પહેરે, કિંમતી સાડીઓ પહેરે તે કાંઇ નણંદથી ખમાય! લાગ આવે ત્યારે બંને મા દીકરી જ્યોતિરેખાને સંભળાવવાને ચૂકતાં નહિ.

'જ્યોતિરેખા! આ વીંટી કેટલાની છે?' આંગળી ઉપરની નાગની હીરા જડેલી વીંટી જોઇ કમળા બોલી.

'પિસ્તાલીસ કે પચાસની છે; મને બરોબર ખબર નથી.'

'તે, બાપને વેવાણના રૂપીઆ આપવા તો મળતા નથી ને વીંટીઓ પટકાવીને શું જોઇને ફરો છો?'

જ્યોતિ કંઇ બોલી નહિ. માત્ર મનમાં જરા લાગ્યું હોય તેમ એના મોં ઉપરથી જણાયું.

જ્યારથી જ્યોતિરેખા મધુમત્તને ત્યાં આવી હતી ત્યારથી એને પિયર જવાનો સાસુ સસરાનો હુકમ ન હતો; કારણકે જૂનું વેર લેવાનો આ સિવાય બીજો એકે માર્ગ ન હતો,—ગાળો અને મહેણાં દીધા સિવાય. જો કદાચ કહ્યા વગર જશે તો પાછી પેસવા દેવામાં નહિ આવે એવી પણ ખાસ બીક આપી હતી.

શરૂઆતમાં છોકરીઓને સાસરે કેદખાનું હોય છે. પતિ પાસે તો રાત સિવાય બેસાય નહિ, એટલે સવારે પાણી ઊનું મૂકવાથી તે છેક સાંજે 'ઢાંકોઢુમો' કર્યાં સુધી સાસુનણંદના જ કબજામાં રહેવાનું. કમળા સાંજે સાસરે જઇ સવારે નાસી આવતી; કારણકે એને એક વિધવા નણંદ હતી, તેને જ રાંધવાનું અને બીજું ઘરનું કામકાજ સોંપી દીધેલું. સાસુસસરા હતા નહિ એટલે નણંદ ઉપર પોતે સારીરીતે રોફ ચલાવતી. એની નણંદનો પતિ નિર્ધન હતો એટલે પાછળ કશું મૂકેલું નહિ; એથી ગરીબ બીચારી

બહેનને આ ભાઈ અને ભાભી સિવાય કાંઇ વિશ્રામસ્થાન ન હતું.

'જુઓ, જ્યોતિ, આમ રડાતું હશે કે? આમ જુઓ, નહિ માનો મારૂં કહ્યું?' એક દિવસ રાતના પોતાના ખોળામાં માથું મૂકીને રડતી જ્યોતિરેખાને મધુમત્ત સાંત્વન આપતો હતો.

આંસુ લૂછી જ્યોતિ બોલી: 'મારા બાપે રીત ન કરી તેમાં મારો શો વાંક તે, તેઓ મને કહ્યા કરે છે?'

'મોટાં છે; કહે. મને કાંઇ ઓછું કહે છે—એમના ઘરનો છું તો પણ? હજી તો મહિનો યે પૂરો નથી થયો. આમ રડશો તો પાર નહિ આવે.'

'રોવું તે ન આવે?' કહી રડી પડી અને રડતાંરડતાં 'મારા નાના ભાઇને તાવ આવે છે અને બળીઆ નીકળ્યા છે પણ ઘેર જવાનું નહિ. કોણ એની ત્યાં સંભાળ લઈ શકે? મોટામાં મોટી હું.' એમ કહી ભાન ભૂલી જઇ ખોળામાં ધ્રૂસકો મૂક્યો.

'લો, બેઠાં થઈ જાઓ. હું પાણી લઈ આવું. મોં ધોઈ જરા પાણી પી લો. પછી બધી વાત કહો મારા ગયા પછી શું થયું હતું?'

ખોળામાંથી જ્યોતિનું માથું ઊંચું કરી તેણે પગ ખેંચી લીધો અને પાણી લેવા ઓરડી બહાર નીકળ્યો ત્યાં તો કિશોરીગૌરીને બારણાં આગળથી ધીમેધીમે દાદર તરફ જતાં જોયાં.

'હા, બા! પંપાળ તું તારે. પાણી લેવા આવ્યો છે? રોયો બાયલો! જરા યે શરમ આવે છે? રોઇ એમાં શું થઇ ગયું. કંઈ ફૂલ તો નથી ગરી જતાં ને?'

આમન્યા મૂકી છાનીમાની બારણા પાસે ઊભી રહી મધુમત્તની માતા મધુમત્ત અને જ્યોતિ વચ્ચે શું ચાલે છે તે સાંભળતી હતી.

ના કહેલી છતાં ભાઈ ઉપરના હેતને લીધે જ્યોતિરેખાથી

રહેવાયું નહિ. બીજે દિવસે સવારમાં 'બહેન, મારો ભાઈ બહુ માંદો છે, અને મારી બહેનો બીચારી નાની છે તે કોણ એને પાણી પાય એવું છે? તમે કહો તો હું જાઉં.' એમ દીન સ્વરે જ્યોતિએ પૂછ્યું.

'જાઓ, જવું હોય તો.' જવાબ મળ્યો.

કપડાં બદલી જ્યોતિ નીકળવા જાય છે એટલામાં—'છે મૂઇને લાજ? જા કહ્યું એટલે આ હીંડયાં. શા હેતે બાપને ઘેર જવાનું મન થાય છે? દીકરી ઉપર વહાલ ઊભરાઇ જાય છે તે મધુને કોઇ દહાડો જમવાનું યે કહેવાનું સાંભરતું નથી. લાજ વગરની જ છે. સસરાનું લાંછન તને ન અડે! નાત તો ચૂંટીને ખાઇ જાય છે. બેસ, નથી જવું.' બીચારી ઉત્સાહભેર તૈયાર થઇ ત્યાં સાસુએ પાછું મહેણું દઈ રોકી.

એનું તો શું ચાલે? કયો ઉપાય તેના અથવા મધુમત્તના હાથમાં હતો કે જેથી કિશોરીનો સ્વભાવ ફેરવે? મધુમત્ત કાંઇ આમન્યા મૂકી કહેવા જાય તો તેના ઉપર પસ્તાલ પડતી. અને મધુમત્તના પિતાનું તો ચાલે જ શું? 'બૈરાંની વાતમાં તમારે ન પડવું. જાઓ સીધાસીધા કચેરીમાં, નહિ તો જોવા જેવી થશે.' આ શબ્દો સાંભળી એ તો બીચારા 'ભોગ તમારા. લડો' કહી કંકાસનું મોં કાળું કહી રસ્તો પકડતા.

મધુમત્ત હજી અભ્યાસ કરતો હતો. સ્વતંત્ર આવક નહિ એટલે કેવી રીતે છૂટો પડીને પણ ઘર નભાવે? અભ્યાસ પૂરો થવા આવેલો તે છોડી પણ શી રીતે શકાય? વળી કુટુંબથી જુદા રહેવું એને અઘટિત લાગતું. માબાપે પાળ્યાં, પોષ્યાં, શિક્ષણ આપ્યું અને તેનો આપણે આવો બદલો આપવો? આટલી નાની વયમાં જુદું ઘર લે તો લોકો શું કહે? ભણેલાઓ સ્વતંત્ર

મિજાજના હોય છે, અંગ્રેજી કેળવણીવાળા સ્વાર્થસાધક હોય છે એવો આરોપ તેના ઉપર પણ ન આવે? ગમે તેમ કરી આ સહન કરવું એ જ નિશ્ચય હતો. ભાર મૂકતાં ફૂલ ફાટી તો નથી જતું પણ ઉપાડવા જતાં છુંદાઇ તો જરૂર જાય છે વગેરે વિચારોમાં તે દિવસો કાઢતો હતો.

એ વર્ષ પછી જ્યોતિરેખાને સીમંત આવ્યું. કદાચ આ વખતે સારી રીત કરી સન્મુખરાય વેવાઇને સંતોષ દેશે એમ લોકોને આશા હતી; પણ એક રિવાજ કાઢ્યો અને તેમ કરતાં આટલું સહન કર્યું તો વળી બીજાને પાછો રસ્તો આપી ભૂંસી નાખવો એ ઠીક નહિ એમ એમણે વિચાર નક્કી કરી રાખ્યો હતો.

સીમંતના સંસ્કાર થઇ ગયા. થોડા વખતમાં મધુમત્તના કુટુંબમાં એક બાળકની વૃદ્ધિ થઈ. જ્યોતિરેખાને ઉત્સાહ કે હર્ષ તો શાનો જ હોય? સારવાર તો સાસરે સાસુ અને નણંદ કરે એટલે અવસ્થાને જરૂરી પોષક તત્ત્વો મળ્યાં નહિ. જેમતેમ કરીને બીચારીએ દિવસ કહાડ્યા. શરીર તદ્દન દુર્બલ થઇ ગયું હતું. બાળક પણ માતા પાસેથી કાંઇ મળે તો પુષ્ટ થાય ને? મહિના પછી તેની સ્થિતિ બગડી ગઇ. વાત કરનાર બહેનપણી પણ ન મળે. અને મધુમત્તથી તો અવાય જ શાનું?

ક્ષયરોગ લાગુ પડ્યો. અસહાય સ્થિતિ થઈ ત્યારે સન્મુખરાયને ત્યાં મોકલવામાં આવી. મહિના પછી એ દેવલોક પામી. પરાણે જળવાએલું બાળક ત્રણ દિવસ રહી ગુજરી ગયું.

મધુમત્તે, નાતે અને સન્મુખરાયના કુટુંબે કલ્પાંત કર્યું.

'એમ કે? ત્યારે તમે શું કરશો? ડાહ્યા ડમરા થઇને નહાવા આવશો? માકણુ કરડ્યા ત્યારે દહાડે પથારીઓ જોવાનું ભાન ફૂટી ગયું હતું? ઊંઘજો બપોરે ઑફિસમાં. રોજ તો ચારે જગાડું છું અને આજે મોડા જગાડું છું તેમાં?' આટલું કહી સ્ત્રીએ તેનું ઓઢવાનું ગોદડું ખેંચી લીધું. શિયાળાનો દહાડો એટલે બીચારો ધોતિયું ઠીક કરતો ઝટ લઇને ઊભો થયો અને દીવો કરી હાથમાં કોડિયું લઈ નીચે ગયો. સ્ત્રી પાછી ઊંઘી ગઇ. પુરુષે પાણી ઊનું મૂક્યું, ચ્હા બનાવી, રસોડામાં પણ દેવતા પાડી આંધણ મૂક્યું અને રાત્રે ભૂલમાં રહી ગએલો પોતાની સ્ત્રીનો સાલ્લો ધોવા બેઠો. આશરે સાત સાડાસાત થયા એટલે સ્ત્રી ઊઠીઃ 'એઈ—પાણી કાઢજો. દાતણ અહીં મૂકી ગયા નથી ને? આવો—તમે ઉપર આવો ને!'

હું તો આ દેખાવ જોઇ ખૂબ વિસ્મય પામ્યો. આ કુંદા જેવું પોટલું શરીર વધારીને આ બીચારાનો અડદાલો કાઢે છે! આંધણ મૂક્યાથી તે વાસણ માંજતા સુધીનું કામ રખેને કરાવતી હોય! પણ કારણમાં બીજું કાંઈ ન હતું—માત્ર એની સ્ત્રી તરફનું અપૂર્વ માન! કારણકે હું મંદિરમાં ગયો તો ત્યાં પેલા ભાઇ નાહીને સામે પોતાની સ્ત્રીની છબી રાખી સ્તોત્ર બોલતા હતા! કોઇ આજકાલનો સાહિત્યઘેલો ભાષણમાં કહી ગયો હશે તે બીચારાએ ઠસાવી રાખેલું કે 'સ્ત્રી તો શક્તિરૂપ છે; માટે આપણે એને માન આપવું જોઇએ. સ્ત્રી એ તો લક્ષ્મી. જેના ઘરમાં બૈરી માન પામતી નથી તેના ઘરમાં હમેશાં ભૂતપિશાચોનો જ વાસ સમજવો.' અલબત્ત એવાં ભાષણોની અમુક સંજોગોમાં ઉપયોગિતા છે; પણ આવી સ્ત્રી આગળ તો અર્થનો અનર્થ હતો.

ત્યાંથી નીકળી હું એક બીજા ગામમાં ગયો. ત્યાં ગયો તે વખતે આઠેક વાગ્યા હતા. એક ઘરમાં જઇ જોઉં છું તો એક

સ્ત્રી નહાવા બેઠી હતી. પાંચસાત લોટા રેડ્યા એટલામાં ‘કમળી, કમળી! ક્યાં મરી ગઇ?’ એમ બૂમ પડી. ‘એ... આવી’ કહી ભીને સાલ્લે કમળા ઉપર દોડી. મેડા ઉપર પાંત્રીસેક વરસનો એક પુરુષ બેઠો હતો. ‘હજામ આવે તો મને બોલાવજે.’ ‘સારૂં’ કહી તે પાછી નીચે ઉતરી. નાહી લીધું અને અબોટિયું બદલી દેવ-મંદિરમાં પેઠી એટલામાં ‘કીકુભાઈ...ઈ ચાલજો’ એમ ગાંયજાની બૂમ પડી. લાગલી કમળા ઉઠી. ઉપર જઇ ‘દોલો આવ્યો છે’ કહ્યું. ‘જા બેસાડ, આવીએ છીએ; પાણીબાણી આપીને આવી કે એમ ને એમ?’

નીચે ઉતરી દોલાને પાણી આપ્યું, પાસે સાબુ મૂક્યો અને દાદર પાસે કીકુભાઇને પહેરવાનું પંચીઉં ઝાલી ઉભી રહી. પાંચેક મિનિટ પછી કીકુભાઇ ઉતર્યા. પંચીઉં પહેર્યું અને હજામત કરાવવા બેઠા. હવે કામ નહિ પડે એમ ધારી કમળા ફરીને નહાવા બેઠી. એટલામાં ફરી બૂમ પડી, અને પાસે જાય છે ત્યાં કીકુભાઇએ ધડ લઇને સાબુ કમળા તરફ ફેંક્યો: ‘જોતી નથી કે આ નહાવાનો ન હોય? આ તો તારો ધોવાનો સાબુ અહીં મૂકી ગઇ છે!’

‘પણ નહાવાના સાબુ થઇ રહ્યા છે. મેં પરમ દહાડે તમે બહાર જતા’તા ત્યારે કહ્યું હતું અને કાલે પણ યાદ આપ્યું હતું.’ કહી પગ આગળથી રગડતો ગોળો તેણે ઉપાડી લીધો.

‘જો આજે સાંજે પાછો સંભાર્યો નથી તો કમહાળે કમહાળે માર્યા વગર નહિ મૂકું. લાવ્ય આમ.’

સાબુ પાછો આપી આવી અને ‘મૂઉં નહાવું, એ નહાઇ લે ત્યાં સુધી ઉભી રહેવા દે’ કહી બારણા પાસે ટેકો દઇ ઉભી રહી.

કીકુભાઇ આજે વાતોએ ચડેલા. ગાંયજો હજામત કરતો અટકી રહી ફરિયાદ કરતો હતો.

'શાબ, ધંધો અમારો ખરાબ થતો ગયો. મુન્શીપાલ્ટીના ફાનસમાંથી અમને કાંક મળતું તે પણ ગયું. વરઘોડામાં મશાલો ધરતા તે બાર મહિનાનું તેલ ભેગું થતું. આ વલાયતી કીસન-લૈટથી હવે મશાલો તો કોઇ તમ જેવા અસલી મંગાવે તો, બાકી રામરામ. આ બે પૈસાનો ટકો કર્યો છે ત્યારથી ઉડતી કમાણી ઓછી થઇ, પહેલાં ઘણાં ઓછાં માણહ હાથે હજામત કરતાં; હવે જુઓ તો ઘેરેઘેર અસ્ત્રા; એટલે માંડ કોઇ ધારી રાખનાર અમારી કાહે આવે. અને તે ય મારા બેટા ધારીના ચ્હેરા કરી નાંખે છે; કેમકે આઠ દા'ડે બેહવું મટે એટલે ચટ લઇને અસ્ત્રો કાઢી પેછું ફેરવી હજામત કરી કાઢે. દોઢબે મહિને વાળ કપાવે અને બે આના માંગીએ ત્યારે જીવ પર આવે અને ગાળો દે કે "મરો સાલાઓ, તમે તે શું કરવા માંડ્યું છે? લૂંટનું જ ધન ખાવું છે? બે પૈસાના બે આના લેતાં તમને શરમ નથી આવતી?" કહો હવે, હમારી આગળ ઉપર શી ગતિ?'

કીકુ: જો મને હાથે હજામત આવડતી હોય તો હું ય પણ તમારા લોક પાસે ના બેસું.

દોલો: કેમ શાબ ?

કીકુ: મને બહુ દિવસથી મનમાં થયા કરતું'તું. લે આજ તને કહી દઉં છું. એક દિવસ સવારમાં જાગ્યો અને ઓચિંતો મારા મનમાં બોલવા લાગ્યો કે મ્યુનિસિપાલિટી મા! અમને તો તારો આધાર છે. લોકોમાં ચાલતા પ્લેગ, મરકી આદિ જીવલેણ ચેપી રોગોથી બચાવનારી તું જ અમારી વેરાઈ માતા—તું જ અમારા બળીઆ બાપની બૈયર છે. પણ તારી ફરજ આ બાળકો તરફ પૂરેપૂરી રીતે અદા કર. આ રોગોનાં કારણોની હવે તારા સેનીટરી (આરોગ્યરક્ષક) ખાતામાં તપાસ કરાવ અને આ મચ્છર તથા

ઉંદર જેવા જૂના રોગ ફેલાવનાર પ્રાણીઓનો જલદીથી નાશ કર; નહિ તો વિધવા ડોસીઓ, જવાનીઆઓ અને તાલ વગરના ડોસાઓના બાર વાગી જાય છે અને જશે. એક તરફથી કેટલા ઉંદર માર્યા તેના આંકડા મંડાય છે, બીજી તરફથી મચ્છરના દૂશ વાસ્તે સાવચેતી અપાય છે. પણ આ રોગપ્રવર્તક જંતુઓ—ટકા લેનારા વાળંદોથી બચાવ. એમનું કપડું, એમનો હાથ અને એમના સાબુ—પરભુ તોબા!

દોલો: ભઇશાબ, જવા દો. વધુ ના બોલો. અત્યારે તો મને જતા રહેવાનું મન થાય છે. મને બહુ માઠું લાગે છે. કરી દોલાએ ઊઠવાની તૈયારી કરવા માંડી.

ફીકુ: અરે મેર સાળા, અરધી હજામત બાકી મૂકી કયાં જાય છે? બેસ અહીં.

દોલો: ના ભઇશાબ, મને જવા દો. હવે મારાથી નો બેહાય. નાતનો કાયદો છે કે ગાંયજાની નિંદા કરે એની આગળથી ઊઠી જવું.

અને આટલું કહી દોલો તો ખરેખર ચાલવા મંડચો.

ફીકુભાઇએ ઘણું યે કહ્યું પણ માને શાનો? બેચાર ગાળો દીધી, કોથળી ખેંચી લીધી, મારવાની બીક બતાવી; પણ દોલો એકનો બે ન થયો. કોથળી મૂકીને એ તો જતો રહ્યો. ફીકુભાઇને ખૂબ ગુસ્સો ચડેલો હતો. અરધી હજામતે બીજા ગાંયજાને બોલાવવા યે શી રીતે જાય? આ તો મહાન આપત્તિ આવી પડી! એક ગાંયજાની ઉપર બીજો આવે નહિ. આખરે થાકીને ગાંયજાનો અસ્રો પોતે લઇ આવડી તેવી દાઢી મૂંડી કાઢી. આ દાઝ કમળા સિવાય બીજે કયાં કઢાય? પાણી કાઢીને મૂકયું હતું તેની અંદર આંગળી ઘાલી. 'આટલું બધું ટાઢું શું કોડવા કરી નાખ્યું?' કહી બે ગાળો દીધી જે અહીં લખવા જેવી નથી. પછી એણે ઊનું પાણી

ઉમેર્યું અને નહાવા બેઠા. મોઢે પાણી લાગતાં અસ્ત્રો કોક ઠેકાણે વાગી ગએલો ત્યાં બળતરા બળવા મંડી. આથી ગુસ્સાનો પાર રહ્યો નહિ અને 'હજી રાંધવાનું કેમ કાંઇ ઠેકાણું નથી?' કહી તે દિવસે કમળાને ગડદે ને ગડદે મારી. 'નબળો ધણી બૈરી ઉપર શૂરો.'

આ વળી પહેલાં કરતાં ઊલટું જોયું. અહીં ભાઇનો રોફ ભારે હતો. માણસના બંધારણમાં જ રહેલો પશુનો જે સ્વભાવ તે સમજાવવાને જ જાણે ઇશ્વરે કમળા ન આપી હોય તેમ કીકુ-ભાઈ એમનો ક્રોધ આહીં શાંત કરતા હતા.

ત્યાંથી નીકળી હું જોડેના જ ઘરમાં ગયો. ત્યાં રસોડા પાસે ધણીધણીઆણી બે લડાલડ કરતાં હતાં. એક થાળીમાં ખીચડી એકઠી કરેલી હતી અને બીજીમાં લોટ કાઢેલો હતો. સ્ત્રી ખીચડીની થાળી ખેંચે અને પુરુષ લોટની થાળી ખેંચે.

સ્ત્રીઃ પણ મને આજ ખીચડી ખાવાનું મન થયું છે.

પુરુષઃ ના, હું આજ રોટલી ખાઉં તો જ ખરો.

સ્ત્રીઃ જો તમારે રોટલી ખાવી હોય તો જાતે જ કરી લો; મને મારે ખીચડી કરવા દો. કંઇ તમે કહો તે જ થાય કે? મારૂં ધાર્યું હું કરવાની. તમારૂં તમે કરો. હું કાંઇ રોકું છું તમને, કે તમે મને રોકવા આવો છો?

પુરુષને સાચું લાગ્યું. એને ખીચડી ખાવી હોય તો એ ભલે ખીચડી કરે; શા માટે આપણે એની ઇચ્છા દબાવવી જોઇએ? એમ વિચાર કરી કહ્યુંઃ 'સારૂં, તું તારે ખીચડી કર; અને રોટલી ના કરીશ, થયું? હું મારી મેળે કરી લઇશ.'

'બસ ત્યારે, હું ખીચડી કરી રહું એટલે આવજો; તમને ચૂલો સોંપી દઇશ. જો ખીચડી ખાવી હોય તો મારા ભેગી વધારે ઓરૂં.'

પણ ભાઈ કાંઇ નીચા બાપના થાય તેવા ન હતા. 'ના

મારે આજ રોટલી જ ખાવી છે. માટે ખીચડી તારા એકલી જેટલી જ કર. પણ હું કાંઇ તારી ખીચડી પછી મારી રોટલી નહિ કરૂં. મને પહેલી કરવા દે.'

'ના, પહેલી શેની કરવા દઉં?'

'ત્યારે બીજો ચૂલો સળગાવ.'

'તમે સળગાવી લ્યો. મેં મારે વાસ્તે સળગાવ્યો છે. નહિ તો મારી પછી તમે કરજો.'

'ના રે, હું યે હમણાં સળગાવું છું તો!'

એમ કહી ચૂલો સળગાવ્યો અને બંને જણાં રાંધવા મંડયાં. પેલાએ રોટલી કરી ખાધી અને પેલી ખીચડી જમી.

આ ત્રીજું ફારસ હતું સરખા હકનું. જાણે કે સમાનતા ખાવામાં, પહેરવામાં, મેળાવડામાં બતાવવાની હોય તેમ એકએકના અહીં વાદ થતા હતા. પુરુષો ટેનીસ રમે તો સ્ત્રીઓ કેમ ન રમે? પુરુષો ક્રિકેટ ખેલવા જાય, લેગગાર્ડ્સ પહેરે તો સ્ત્રીઓએ શું ગુનો કર્યો? ગળામાં ટાઈ અગર બો પુરુષો પહેરે તો સ્ત્રીએ બીચારીએ શાં પાપ કર્યાં? સમાન હકની સમજણ બહાર પણ આ પ્રમાણે આ લોકોનો કારભાર શી રીતે ચાલતો હશે, તેની મને ખૂબ નવાઈ લાગી. કદાચ છોડી છોકરાનું લગ્ન આવે તો એક કહેશે કે મારે ફલાણે ઠેકાણે પરણાવવી છે અને બીજો કહેશે ના, મારે ત્યાં નહિ પણ બીજે ઠેકાણે કરવું છે; ત્યારે એક છોકરીને બે ઠેકાણે પરણાવશે કે શું? જોકે સારૂં હતું કે આ દંપતીને એક્કે બાળક હતું નહિ.

એમના ઘરની મેડી પર ગયો તો ત્યાં એક જ જાતનાં ખુરશી ટેબલ, દીવા વગેરે ખંડની બંને બાજુએ મૂકેલાં હતાં. એક ટેબલ પાસે ભાઈની છબી તો તેવા જ ટેબલ પાસે બાઈની પણ. ભીંત ઉપર એક

ઠેકાણે જાપાનીસ ચક તો તેવો જ સામે બીજી બાજુએ. દાદરા પણ બે બાજુએ. મને તો લાગ્યું કે ઉપર પણ સાથે જ આવતાં હશે કે? ખુરશીમાં પણ સાથે જ બેસતાં હશે કે? ખરેખરૂં ફારસ તો એ લોકોને સવારમાં પથારીમાંથી ઊઠતાં ને રાત્રે સૂવા જતાં થાય. પેલો કહેશે કે હું પહેલો નહિ ઊઠું અને પેલી કહે કે હું પહેલી નહિ ઊઠું. આખરે આઠ વાગે ત્યારે વન, ટુ અને થ્રી કહેતા બંને જણાં એકીવખતે ખડાં થઈ જાય. એટલું કંઇ ડહાપણ હતું કે પેલી નોકરી કરવા જવાની હઠ નહોતી લેતી અને પેલો સાલ્લો પહેરવાની હઠ નહોતો કરતો; કારણકે બંનેમાં લોકલજ્જાની બીક લાગતી હતી.

ત્યાંથી નીકળી આશરે ત્રણેક વાગ્યાના શુમારે દૂરના એક શહેરમાં હું જઈ પહોંચ્યો. એક ઘરના ચોકમાં ચારપાંચ સ્ત્રીઓ બેઠીબેઠી વાતો કરતી હતી. એક લાંબા પગ ઘાલી વચ્ચે બેઠી હતી; બીજી બે સામાસામી કથરોટમાં ઘઉં વીણતી હતી; ત્રીજી માથું ઓળતી હતી અને ચોથી ફાટી ગએલે સાલ્લે થીગડું દેતી હતી. એ લોકોમાં નીચે પ્રમાણે વાતચીત થતી હતી.

'બળ્યું, ગજરા ભાભી! બધાંને ઘેર હાંલ્લાં ખખડે પણ તમારે ઘેર કોઇ દહાડો ય અમે તો સાંભળ્યું નથી. રસિકભાઈ તમારી સામું કોઈ વખતે આંખ્ય કાઢીને બોલ્યા નથી કે તમે કોઇ દહાડો રસિકભાઇને ઊંચે સાદે કાંઇ કહ્યું નથી, એનું કારણ શું? કેમ તમે અંગ્રેજી ભણેલાં માટે?' સાલ્લો સીવતી હતી તેણે કહ્યું.

લાંબા પગ કરીને બેઠી હતી તે બોલી: 'સુંદરભાભી, અંગ્રેજી તો હમણાં ઘણાં યે ભણે છે; પણ અમારા ઘરની રીત જ જુદી છે.'

'તો યે; કહો તો ખરાં, અમે એ રીત અજમાવીએ.' કહી સુંદર જરા હસી.

'તમે બધાં એમ કરો તો તો સારૂં સ્તો. અમારા ઘરમાં કોઇ મોટું યે નહિ ને કોઇ નાનું યે નહિ. મારા કામમાં એ આડે ન આવે અને એમના કામમાં હું ન આવું. ઘરની હું રાજા અને એ પરધાન; અને બહારના એ રાજા ને હું પરધાન. જે ખાવાનું કરૂં તે એ ખાઈ લે. સારૂંનરસું કાંઇ બોલે નહિ. મરચાં ચૌટેથી ખરાબ લાવ્યા હોય તો હું એમને ના કહું કે કેમ ખરાબ લાવ્યા. જમવા બેસે કે તરત એમને ખબર પડે કે મરચાં ખરાબ આવી ગયાં છે. અને ચ્હા મોળી થઈ હોય તો યે એ પી જાય; પણ કહે નહિ કે ચ્હા મોળી થઇ છે; કારણકે એ જાણે કે હું પીશ એટલે મને મોળી લાગશે જ ને!'

'એ હારૂં; કામ વહેંચી લીધાં એ.' વીણતાં વીણતાં એકે કહ્યું: 'ત્યારે તમારા જમુનું લગન કરવાનું હોય ત્યારે શું વહેંચશો ?'

'લો કહું ? તમે હસશો; પણ જમુના લગનમાં મારે નહિ બોલવાનું ને કીકીના લગનમાં એમને નહિ બોલવાનું. ન્યાતજાતના વહેવારમાં એ વચ્ચે ના પડે. હું કોકને વધારે નોતરાં કહી આવી હોઉં તો કાંઇ એ મને ઠપકો ન દે અને કોક ઠેકાણે એક કરવાને બદલે એ ચારપાંચનો ચાંલ્લો કરી આવે તોપણ એમાં મારે નહિ બોલવાનું. ઘરનું વાળવાઝૂડવાનું કામ મારૂં; કદાચ એકાદ દહાડો રહી જાય તો મને ઠપકો ન દે. અને ઘીગોળ, આણવાનું, શાક લાવવાનું વગેરે ચૌટાનું કામ એમનું. જે શાક લાવે તે જ મારે કરવાનું. એમાં મારાથી એમ ન કહેવાય કે કાલે ગીલોડાં લાવજો. કદાચ કહું ને ધ્યાનમાં આવે તો લાવે પણ ખરા; પણ ન લાવે તો મને કંઈ એનું ખોટું ન લાગે. તમે તો ખડખડીને હસશો. પણ અમારે ઘેર પાટિયું છે એમાં મારૂં કામ કયું અને એમનું કયું એ અમે નક્કી કરી લખી રાખ્યું છે

અને કોઇએ કોઇના કામમાં પડવું નહિ એમ અમારા મહાદેવજી આગળ સોગન લીધા છે.'

આ પણ સંસાર ચલાવવાની ખરી યુક્તિ. હું તો બધે ભમ્યો પણ રસિકભાઇ અને આ ગજરા ભાભીની સાચી કળા કોઈ ઠેકાણે દીઠી નહિ. આમાં કોઇનો દરજ્જો મોટો યે નહિ ને નાનો યે નહિ, તેમ સરખા હક્ક પણ નહિ. કમીશ્નર અને સેશન્સ જજ જેવું: બંને સરખાં. સૌસૌના કામમાં. આમ વિચાર કરી રહ્યો હતો એટલામાં મને જગાડવામાં આવ્યો.

'કેમ જોયું બધે, કે અરધેથી પાછા આવ્યા?' મારા મિત્રે પૂછ્યું.

'ના બરોબર જોયું. કહી હું તો ખૂબ હસ્યો અને બધી જોએલી લીલા મારા મિત્રને કહી. એ પણ હસ્યો અને પાન ખાઈ અમે બહાર ફરવા ચાલ્યા.

# જમવાની વેળા

ખળ ખળ ખળ ખળ ખળ! એ શું સંભળાતું હતું? આહ! શું સૂરપાણેશ્વર આગળ નર્મદાજીનો મીઠો શબ્દ કે કોટેશ્વર આગળ શ્રી સરસ્વતી?

તમે બધા યે ભૂલ્યા. તે દિવસે એકાદશી હતી અને કંઈક ભજિયાં મારી નજરે પડ્યાં તેથી મારા મોંમાં સેરો ફૂટી હતી અને તેનો અવાજ તમને સંભળાયો હતો. તમે કહેશો કે મહારાજ! તમે અંગ્રેજી ભણ્યા પણ તમારી અગિયારશો ના ગઈ. પણ મારા સુધરેલા દોસ્તદાર! અંગ્રેજો પણ અપવાસ કરે છે અને તે દહાડે માંસ નથી ખાતા. વળી અગિયારશના ફાયદા હું તમને હાલની સાયન્સની રીતે પણ સાબિત કરી આપું તેમ છું; કારણકે તમને ખબર છે કે આપણા બધા જૂના તેમજ ધતીંગના રિવાજો સાયન્સથી સાબિત કરી શકાય છે.

તમારી કાસ્ટ સિસ્ટમને ડાર્વિનની થીઅરીથી તપાસો. Evolution of species (species એટલે અહીં ન્યાત અર્થ કરવો) કેટલી મહેનતે થઈ હશે? અને તેમાં ઊંચી નીચી (Broad) અને તેને મેળવવાથી ફાયદા અગર ગેરફાયદાનો વિચાર કરો એટલે કાસ્ટ સિસ્ટમનો ખુલાસો.

ભંગીના પડછાયામાં પણ ન આવવું અને આવ્યા તો નહાઈ નાખવું, આનો ખુલાસો તમને થીઓસોફીવાળા અથવા આજકાલના અમેરિકા–જર્મનીના ઑકલ્ટિસ્ટ આપશે. માણસને

દેખાય છે તે ઉપરાંત ઘણાં શરીર છે અને તે આ દેખાતા શરીરને વ્યાપીને પણ મોટી space રોકે છે.

કોઇનું પીધેલું પાણી ન પીવું, એમાં જર્મન થીઅરી લગાડો. આમ જે જે બાબતો હશે તેનો ખુલાસો આટલી બધીમાંથી ગમે તે થીઅરી કરી આપશે. તો પછી અગિયારશનો મહિમા સાબિત કરી આપવો એમાં તે શી મોટી વાત? નેચરોપથિસ્ટને પૂછો એટલે ઝટ ખુલાસો. સ્ટાર્વેશનથી દરદ મટાડી શકાય છે એ વાત ક્યાં અજાણી છે. પેટ ખાલી થાય અને મનમાં ખાઉં ખાઉં થાય તો પાણી પીને ભરવું; અને આનો ફાયદો શો તે જળોપચારથી દર્દ મટાડનાર ડૉ. કુન્હેને પૂછો. માટે એમ કેળવાએલો પણ બ્રાહ્મણ ને? એમ ખોટાં ખોટાં મહેણાં મારશો નહિ.

એકાદશી કરી છે અને પેટ તો ગોળી મટી ચગદાઇ ગએલા ત્રાજવા જેવું થઇ ગયું છે. દૂંદ ઉપર હાથ ફેરવતાં ઉશીકા જેવું લાગે; પણ અત્યારે જુઓ તો તમને દૂંટીની યે દયા આવે; કારણકે પહેલાં જે ખાડો હતો તે અત્યારે ઉપસી આવ્યો છે. એક જણ ફરાળનું કહી ગયું હતું, પણ સવારે એના ઘેર જઇ જોઉં છું તો સ્મશાનીઆ બેઠેલા. એની ડોસી ટપ લઇને મરી ગઇ હતી. બીજે પારણાનું નોતરૂં આવ્યું હતું અને દક્ષિણા પણ સારી મળવાની હતી. તમે કહેશો કે તમે નોકરી કરો છો, પૈસા લાવો છો, આટલા વિદ્વાન છો, અને એક પૈસા વાસ્તે હાથ શું ધરો છો? પણ ભાઇ! અમે બ્રાહ્મણ તે બ્રાહ્મણ. અમારા હક્કનો પૈસો અમે ન છોડીએ; પછી ભલે ગમે તેવો ધંધો કરતા હોઇએ. બારશનાં પારણાં કરવા વાંદરાપુરીથી નોતરૂં આવેલું, ભાડાના પૈસા પણ તે માણસ આપી ગયો હતો અને ઠેકાણું લખાવતો ગયો હતો. વાંદરાપુરી તે આ મુંબાઇની પાસેનું એમ હું સમજેલો, પણ તે

નહોતું. ત્યાં તો બોટમાં બેસી કલાક દરિયામાં જવાનું હતું.

બીજા દિવસની સવાર પડી. પેટ તો ખાડો જ બની ગએલું. ઉપર ધોતિયું રહે જ નહિ. કસીકસીને બાંધુ તો યે હેઠું! પછી મેં તો રસી બાંધી અંગરખું પહેર્યું અને સવારના આઠ વાગ્યા એટલે હું બોટમાં બેઠો. બોટ તો સપાટામાં ચાલી. પહેલું આવ્યું સુરત, પછી બસરા, ઍન્ટવર્પ, ગણેશખીંડ અને પછી ઉતાકામંડ. આમ પાંચપાંચ મિનિટે બધાં બંદરો ઉપર હું તો નજર નાખતો નાખતો જતો હતો. કલાકેકમાં વાંદરાપુરી આવી અને અમારી બોટ લાંગરી. કિનારા પાસે અમારી બોટના કપ્તાને દોરડું ફેંક્યું અને પછી બોટ ઘસડી. હું લોટો, પોતિયું, અબોટિયું વગેરે બાંધેલું પોટલું લઇ બોટમાંથી ઉતર્યો અને ચાર આના ભાડું આપેલું હતું તેમાંથી જ ત્રણ આના કપ્તાનને આપવા માંડ્યા અને કહ્યું, અમે તો બ્રાહ્મણ છીએ. તમારે લોકોએ તો અમને મફત લઇ જવા જોઇએ.

કપ્તાન કંઈ બોલ્યો નહિ, પણ બોટમાંથી વાંસડો લઇ આવ્યો. મને તો ફફડાટ થયો અને એક આનો નાખી લાગલી દોટ મૂકી.

ચાલતો ચાલતો પછી ગામની ભાગોળે જાઉં છું તો ત્યાં તો કોટ બાંધી દીધેલો. દરવાજા આગળ કાળાં કોટપાટલૂન અને કૉલર નેકટાઇ પહેરેલા પહેરેગીરો ઊભેલા. જેવો દરવાજામાં પેસું છું ત્યાં એક જણે મારી બોચી ઝાલી. મારા દેખાવ ઉપરથી જોઈ લીધું કે હું બ્રાહ્મણ છું. એમના દેખાવ ઉપરથી પણ મને લાગ્યું કે એ કાંઇ સાહેબ નહોતા.

'અબે બ્રાહ્મણ! ક્યાં જાય છે, કોટ પાટલૂન પહેર્યાં વગર? કોટ પાટલૂન પહેર, પછી જા.'

ઓય મારા બાપ! આ તો કામરૂદેશ જેવો કોટપાટલૂન દેશ.

મને તો લાગ્યું કે હું ગામ ભૂલ્યો હઈશ. તેથી કેકાણું લઇ મેં પહેરેગીરને બતાવ્યું. તેમાં લખેલું કે—

'જૉલીપ્રસાદ ઍલેક્ઝાન્ડરપ્રસાદ
પહેલી જ્યૉર્જગલી, વાંદરાપુરી.'

જોઇને એમણે કહ્યું કે હું એમને ઓળખું છું. પણ પાટલૂન પહેર્યા વગર ગામમાં જવાનો હુકમ નથી.

મારે તો આફ્રિકા જેવું થયું. દક્ષિણા કહેલી ૧૨૦ રૂપિયા, એટલે હું તો ગયો હતો. મન તો ઉદાસ થઈ ગયું. બોટવાળો યે જતો રહેલો અને બીજે કંઇ જવાનું ઠામ જ નહિ. હું તો દરવાજા પાસે જઇ ટૂંટિયું વાળી બેઠો અને આંખમાં પાણી લાવી રોવા બેઠો કે એ લોકોને દયા આવશે એટલે મને જવા દેશે. પણ એ તો મારી તરફ પૂંઠ જ કરી બેઠેલા. મારી સામે યે ન જુએ. મેં ઘાંટા પાડ્યા, ધ્રુસ્કા મૂક્યા પણ કંઈ નહિ. પછી મેં કહ્યું, લાવ ગાંધીજીનો સત્યાગ્રહ અજમાવું. ઊઠીને હું તો ઝટ દરવાજામાં પેઠો. મને કહે: 'ચલો, બહાર નીકળો.'

મેં કહ્યું: 'બસ, હમ તો જાયગા.' એટલે તો બે જણા મારી ડૂંટીમાં એમની સળગતી સીગાર ખોસવા આવ્યા. મેં વિચાર્યું: 'નાસ મારા બાપ! એ મૂવમેન્ટ તો અહીં નહિ ચાલે. જેલમાં નાખે તોતો નીરાંત; પણ અહીં તો આગ મૂકે તેવી કકડીને ભૂખ લાગેલી. ઘેર જવાને બોટ નહિ અને કલાક ખોટી થયો, રોયો છતાં કોઇને દયા પણ ન આવી એટલે મનમાં વિચાર કર્યો કે હવે કોટપાટલૂન પહેર્યા વગર બીજો છૂટકો જ નથી!

પછી આજીજી કરતો પહેલા પહેરેગીરની પાસે જઇને કહ્યું: હું 'પાટલૂનકોટ તો પહેરૂં, પણ મારી પાસે છે નહિ ને?'

'તો અમે તમને આપીશું. ગામની બહાર પાછા જાઓ એટલે

અમને પાછાં આપી દેજો.'

આમ આ લોકોએ મારૂં પણ મુકાવ્યું અને મેરીની કંપનીમાંથી ઉપાડી આણેલાં હોય એવાં કોટપાટલૂન મારી આગળ ધર્યાં. એકે મારૂં અંગરખું કાઢવામાં મદદ કરી અને બીજાએ મારૂં ધોતિયું કાઢવામાં. ખેંચાખેંચ કરીને મહા પરાણે મેં એમના જેવો પોશાક પરિધાન કર્યો અને પછી મને અંદર પેસવાની રજા આપી. અંદર જઇ જોઉં છું તો ગામમાં બસ બધા યે પાટલૂન કોટ પહેરનારા. એક જ જાતની ટાઇ ને એક જ જાતનો કોટ. ઓહો! લંકામાં જેમ રાક્ષસો જ વસે તેમ અહીં શું પાટલૂનકોટીઆ જ વસે? બધાં બૈરાં પણ મડમના જ વેશે. માત્ર મોં અને ભાષા ઉપરથી બધા હિંદુ લાગે. મને વિચાર થયો કે આવી આ પુરીમાં બ્રાહ્મણ ઉપર શ્રદ્ધા રાખનારૂં કોણ નીકળ્યું હશે? અને તે પણ સવા સો રૂપિયા દક્ષિણા આપીને! કોણ જાણે શું યે આગળ થવાનું હશે!

મેં તો હિંમત ભીડી જૉલીપ્રસાદનું ઘર શોધવા માંડ્યું. પૂછતાં પૂછતાં ઠેકાણું હાથ લાગ્યું. બારણું ઠોક્યું. એક નોકરે આવીને ઉઘાડ્યું અને હું ઘરમાં ગયો.

ઘર ઠીક શણગારેલું હતું. નીચેના ભાગમાં પાણીઆરૂં, રસોડું, દેવસેવા વગેરે આપણા જેવું જ; પણ બધે ખુરશી અને ટેબલ ઉપર દોરાથી ભરેલા રૂમાલ પાથર્યા હતા. ચોકમાં જાજમ પાથરી દીધેલી. આમ ઉપર ઉપર નજર નાખી ત્યાં નોકર મને મેડા ઉપર લઇ ગયો. જોઉં છું તો ખંડની અંદર એક પાંત્રીસ વર્ષનો જુવાન આરામ ખુરશી પર બેઠેલો હતો. મોટા સૂટરનાં બૂટ પહેરેલાં તેથી પગથિયા ઉપર ઠોકર ખાધી એટલે પેલાં માણસનું મારા તરફ ધ્યાન ખેંચાયું. જોઉં છું તો મૂછો નહિ ને દાઢી રાખેલી! કૉલર ટાઈ વગેરે મારા જેવું જ. મને લાગ્યું કે પહેલી વખત

આ લીલીપુટમાં આવ્યા છીએ તે કાંઇ પાછા જવાવાનું નથી: માટે દેશ તેવો વેશ કરી ભળી જવું, નહિ તો ભોગની દશા છે.

મેં એમને નમસ્કાર કર્યા એટલે એ ઊભો થયો અને મને સલામ ભરી અને માથું નમાવ્યું.

'આવ્યા, મહારાજ?' આમ એણે મને આવકાર આપ્યો એ ઉપરથી હું સમજ્યો કે આ જ પેલા જૉલીપ્રસાદ, જેમણે મને જમવાનું નિમંત્રણ આપેલું.

પોટલું મૂકી હું ખુરશી પર બેઠો. મેડામાં આજુબાજુ નજર નાખી તો સારી ચીનાઈ જાપાનીઝ ક્યુરિઓસ–બેશોની કંપનીની–ત્યાં શણગારેલી મૂકી દીધી હતી. કાળાં સફાઇદાર પૉલિશ કરેલાં, સીસમના દેખાતાં, પણ સાગનાં ટેબલો, કબાટો, રાઉન્ડ ટેબલો, આરામચેર, બુકકેસ વગેરે સુશોભિત દેખાય તેમ રચી દીધેલું હતું.

'મિનેશ્વા!' કરી જૉલીપ્રસાદે બૂમ પાડી, એટલે પાછળના મેડામાંથી મડમનો ડ્રેસ પહેરેલી એક યુવતી પ્રવેશી. એના મોં સામે જોઉં છું તો મોં ઉપર એક બુકાની જેવું પણ સફેદ રેશમી કપડું નાખ્યું હતું અને આંખ આગળ ઝીણી જાળી બુરખાની માફક રાખેલી. અમારા મેડામાં આવી ને એણે મારી સામે નજર કરી સલામ કરી માથું નીચું નમાવ્યું. હું તો આ જોતાં અચંબામાં અત્યંત ગરકાવ થઇ ગયો. આ તે અરેબીઅન નાઈટ્સની કોઇ બેગમ કે જ્યૉર્જ રાજાના વખતની પર્લ વ્હાઇટ!

એટલામાં એક બીજો પુરુષ પ્રવેશ્યો; તેવા જ ડ્રેસમાં અને તેવી જ રીતભાતથી. એક પંદર વર્ષનો તથા એક પાંચ વર્ષનો એમ બે છોકરા પાટલૂન કોટમાં જ ત્યાં આવ્યા. હું તો જાણે અજાણ્યા પ્રદેશમાં હોઉં, આણંદ મોગરીથી ઓચિંતો પારીસમાં ઊતરી પડ્યો

હોઉં અને જે લાગણી થાય એવી મને થઈ. મૂછો નહિ અને દાઢી શી? સલામ કરે છે ને વળી ડોકું નમાવે છે! મડમનો ડ્રેસ અને બુરખો? એટલામાં કોટપાટલૂન પહેરેલો તથા હાથમાં ચામડાની પેટી લીધેલો એક પુરુષ પ્રવેશ્યો. હું જોતો હતો કે જૉલીપ્રસાદ સિવાય કોઇ છોકરૂં કે બૈરૂં કે પેલો માણસ મારી સાથે તો શું પણ કોઇની સાથે બોલતું જ નહિ. મૂંગા થઇને સૌ બેસી જ રહેલાં.

મેં જૉલીપ્રસાદના સામું ઘણી યે વાર જોયું કે કૈંક કરતાં બીજી કાંઇ વાતો કરે છે કે જેથી બધા અંદર ભાગ લે! પણ જૉલીપ્રસાદ સામી હું નજર નાખું તો એ બારીની અંદરથી રસ્તા સામે જ જોવા મંડી જાય.

પેલો માણસ મારી સામે આવી ઊભો રહ્યો. કાઢી કાતર અને જિલેટનો રેઝર! ઓય મારા બાપ! મારી મૂછ ભૂછ લઈ લેશે કે શું?

અને ખરેખર તેમ જ થયું. તે મારી સાથે બોલ્યો નહિ, પણ ફટ દઇને પીછું કાઢી મારી મૂછ ઉપર ફેરવવા લાગ્યો.

'અરે! શું કરો છો આ? અરે!' કહી સફાળો હું તો ઝાડ થઈ ગયો. એટલે પેલા માણસે જૉલીપ્રસાદ સામે જોયું.

જૉલીપ્રસાદ મારી પાસે આવ્યા અને મને ધીમે સાદે કહ્યું: 'મહારાજ! તમે જ્ઞાની થઇને આમ શું કરો છો? તમને તે સમજાવવા પડતા હશે? અમારે અહીં મૂછો ન રખાય અને દાઢી રખાય એવો રિવાજ છે; અને કોઇ મૂછોવાળો માણસ જ્યાં સુધી અહીં હોય તો ત્યાં સુધી કોઇ પણ માણસ વાત ન કરી શકે કે બોલી ન શકે! તમે સમજી જાઓ.'

ઓય ગજબ! આશ્ચર્યથી મારા ડોળા તો બહાર નીકળી ગયા હોય તેમ થયું; છતાં ચિત્તને ઠેકાણે આણી મેં જૉલી-

પ્રસાદને પૂછ્યું: 'પણ મારે દાઢી નથી તેનું કેમ?'

એટલામાં પેલા હજામે તરત જ કોથળીમાંથી અરધા ધોળા અને અરધા કાળા વાળવાળી મારે લાયક એક દાઢી કાઢી અને મારી આગળ મૂકી.

હવે શું કરવું? સવા સો રૂપિયા દક્ષિણા! કે જતો રહું? મન ગૂંચવાવા લાગ્યું. એક વખત મનમાં એમ થયું કે મૂછો કઢાવી નાખું તેમાં શું થઈ ગયું? પણ ઘેર જઇએ તે વખતે કોઈ પૂછે તો? તો કહીશું કે સરાવા ગયો'તો. આ પાટલૂનીઓ પ્રદેશ કાંઇ નવી જ જાતનો છે, માટે જે થાય તે ખરૂં. અહીં કોણ જાણવાનું હતું. આમ કહી મેં મોં ધર્યું, અને છેલ્લો છેલ્લો મૂછ ઉપર હાથ ફેરવી લીધો એટલે પેલાએ પીછું ફેરવતાંક ને મૂછ સપાટામાં લઈ લીધી અને દાઢી ચોંટાડી.

બધાના જેવો હું દેખાયો કે તરત જ 'ઓલ્સો મહારાજ!' કહી પેલી સ્ત્રી મારા હાથમાં તાલી આપવા આવી.

'નમસ્કાર! મહારાજ!' કહી પેલો નાનો છોકરો મારી પાસે આવ્યો અને આમ એકાએક બધાંનાં મોં ખુલી ગયાં.

આ બધું જોઇને મને ઘણું જ કુતૂહલ થયું હતું કે આ શી નવાઇ? છતાં મનમાં દાબી રાખ્યું હતું પણ હવે ન રહેવાયું. મારી ખુરશીમાંથી ઊઠી જૉલીપ્રસાદ પાસે જવા ગયો. પણ જ્યાં ઊભો થાઉં છું ત્યાં ખુરશી પણ ઊંચી થઈ. બધાં હસી પડ્યાં અને હું પણ ઝંખવાણો પડી ગયો. ગભરાટમાં હું હાથાવાળી ખુરશીમાં બેઠેલો. શરીર અને નિતંબ ભારે એટલે ખુરશીમાં ભરાઇ ગએલો. ઊઠતાં ચોંટી જ જાયને? બધાની જોડે મેં પણ હસવા માંડ્યું અને હાથા ઉપર ભાર દીધો એટલે ચટ દઇને નીકળી પડાયું.

જૉલીપ્રસાદ પાસે બીજી ખુરશી લઈ બેઠો અને કહ્યું 'આપે

મને જમવાનું નોતરું દીધું તેથી બહુ ઉપકાર થયો. પણ આપ આપનું ઓળખાણ કરાવો તો ઘણું સારું. હું તો આમાંથી કોઇને પણ ઓળખતો નથી. આપના જેવા માણસો કોઇકોઈ વખત મેં મુંબાઈમાં જોએલા, પણ તો યે તમે તો કંઇક જુવાન લાગો છો!'

જૉલીપ્રસાદ જરા દાઢી પર હાથ ફેરવી હસ્યા અને પછી કહ્યું: 'લ્યો, તમારે જાણવું હોય તો હું બધું કહું. ઇ. સ. પૂર્વે કેટલાએક સૈકા ઉપર જંબુદ્વીપ કરીને બેટ હતો. બેટ વિશાળ અને ઘણાં લીલાંલીલાં ઝાડપાનવાળો. અંદર નીચીનીચી ટેકરીઓની હાર હતી, જ્યાંથી બારે માસ સ્વચ્છ મીઠું પાણી ઝર્યા કરતું હતું. આ બેટ ઉપર એક વાર વીસમા સૈકાની એક વાનરી આવી લાગી. એણે આ દ્વીપ જોયો અને તેના ઉપર એ અતિશય મોહ પામી. મનમાં વિચાર કર્યો કે આ જંબુદ્વીપને હું પરણું. અતિશય કામ તેને સતાવવા લાગ્યો અને આમ મનમાં સંકલ્પથી જ તેને ગર્ભ રહ્યો. નવ માસ પૂરા થયા ત્યારે એને આ વાનરપુરી નામની કન્યા થઈ અને એણે દરિયાની અંદર પોતાનું સ્થાન લીધું છે. પછી . . .'

'હં; પણ હું જરા પૂછું? આ વાનરપુરી હાલ પરણેલી છે કે 'કુંવારી?' મેં કહ્યું.

'હજી કુંવારી જ છે. કેમ, તમારે પરણવું છે?'

'ના સાહેબ, હું તો પૂછું છું કે એ બેટ પરણ્યો ગંધર્વ લગ્નથી, તો આ બેટી ભલી રહી છે. હં, પછી?'

'પછી વાનરપુરી દરિયામાં હતી, પણ આપણા હિંદુસ્તાનમાં કોઇને ખબર નહિ; તેથી ત્યાં કોઈ માણસનો વાસો થએલો નહિ. સિંદબાદ ખલાસી જે વખતે પોતાની મુસાફરીઓ કરતો હતો

તે વખતે તેણે આ પુરી જોએલી ખરી, એમ હાલ અહીંના લોકો કહે છે; કારણકે સિંદબાદનાં પગલાં હજી અહીંઆં છે, અને પેલા રૅાક પક્ષીના પણ પંજા અહીં પડેલા છે. પરંતુ સિંદબાદે તેની માહિતી કોઇને આપેલી નહિ.

ત્યાર પછી, આપણા હિંદુ વેપારીઓમાં તો, સત્યનારાયણની કથામાં જે આવે છે તે સાધુવાણીઓ અને તેનો જમાઈ જ્યારે કલાવતી પ્રસાદ ભૂલી ગઈ ત્યારે અદૃશ્ય થઇ ગયા હતા તે વખતે તેમનું વહાણુ અહીં જ અથડાયું હતું એમ લોકવાયકા છે; પરંતુ એમણે પણ આ ટાપુની કોઇને વાત કરેલી નહિ.

ઈ. સ. ૧૯૧૬માં મુંબાઇનો કોઇક ભાટીઓ વિલાયત જતાં એમડનના ત્રાસથી અહીં ભાગી આવેલો અને તેણે આ ભાગની માહિતી આપી. ત્યાર પછી ધારાપુરીમાં વસ્તી નહિ રાખવાનો ઠરાવ હોવાથી કેટલાક અહીં વાનરપુરીમાં આવ્યા. આ પ્રમાણે આ વાનરપુરીનો ઇતિહાસ છે.

હવે, જે લોકો અહીં આવ્યા તે લોકોએ વિચાર કર્યો કે હાલ હિંદુસ્તાનમાં મોટો ભેદ જણાય છે અને તે એ છે કે કેટલાક છેક પહેલી સદીનાં છે તો કેટલાક છેક બાવીસમી સદીના છે; અર્થાત્ હજી જૂના આચાર વિચારને પસંદ કરનારની સાથે છેક નવા વિચારના માણસો પણ થઈ ગયા છે. કોઇ દેશની ઉન્નતિ કરવી હોય તો આવા ભેદો નાબૂદ થઈ જવા જોઇએ. આમ બધાંને વિચાર આવવાથી એક દિવસે આ પુરીના ઉદર ઉપર અમે એક સભા ભરી અને ઠરાવ કર્યો કે આપણે કેટલુંક જૂનું અને કેટલુંક નવું ભેગું કરો અને બસ એક જ રીતભાત આખી પુરીમાં ચાલુ રાખો. અમારે ત્યાં પણ ઔદિચ્ય, ટોળકીઆ, મોદકીઆ, દૂધપાકીઆ, વગેરે ઘણા બ્રાહ્મણો, તેમ જ દશા, વીશા, ત્રીશા,

ચાળીશા, ઓસવાળ, પોરવાડ, ચોરનાર–વાણીઆ, તેમજ બ્રહ્મ, જીવ વગેરે ક્ષત્રીઓ, કડવા, મીઠા, લેવા, દેવા વગેરે પાટીદારો, ભંગી કોળી વગેરે શૂદ્રો, શીઆ, સુન્ની વગેરે મુસલમાનો, કોકણસ્થ, માકણસ્થ આદિ દક્ષિણી બ્રાહ્મણો એમ અનેક જાતો છે; પણ અમે બધા એક જ રહીએ છીએ. તમે જોશો કે આપણે ત્યાં પણ આજે મુસલમાનો વગેરે જમવા આવનાર છે.'

એ મારા હરિ! આ તો આર્યન બ્રધરહૂડમાં આવ્યા! હવે તો ભોગ જ મળી ગયા! આજે મૂછ તો ગઇ અને હવે વટલાવા વારો આવ્યો છે! હવે તો નહિ રહેવાય; માટે અહીંથી નાસી જવા દે! આમ વિચાર આવ્યો; પેટમાં ફાળ ઉપર ફાળો પડી; પણ શું કરવું? હમણાં ગુપચુપ બેસી રહેવું અને એમની વાત સાંભળવી એમ વિચાર કરી હું લાગણી છુપાવી વાત સાંભળવા લાગ્યો.

'હવે અમારા રીતરિવાજો જુઓ તો તેમાં પણ જૂના અને નવાનું મિશ્રણ. અમે નહાઇએ છીએ ખરા, પણ અબોટિયું નથી પહેરતા. અમે સંધ્યાપૂજા કરીએ છીએ, પણ સંસ્કૃતને બદલે અંગ્રેજીમાં મંત્રો બોલીએ છીએ. અમારે ત્યાં બધા દેવ છે, પણ એમનાં વસ્ત્રો કોટપાટલૂન વગેરે. દેવીઓને મડમના ડ્રેસ: સૂવાને વાસ્તે ઢોલીઓ નહિ, પણ લોખંડનો પલંગ, આરતી કરીએ પણ ઇલેકિટ્રક બેલથી. નૈવેદ્ય ધરાવીએ, પણ ટેબલ ઉપર.

હવે પરણવાનો રિવાજ જુઓ. બ્રાહ્મણોનું કામ કરનાર અમારા જેવા જ કોઈ આવે. મંગળફેરા ફરાવે, પણ નાની સરખી મોટરમાં સપ્તપદી બોલે, પણ અંગ્રેજી ભાષામાં. જમણવાર થાય પણ તે ઇવનિંગ પાર્ટી.

જો કદાપિ કોઈ ગુજરી જાય તો મોટર બસમાં શબને લઈ જઇએ અને અમે બધા પાછા મોટરમાં જઇએ. શબને બાળીએ

ખરા, પણ પછી ઉપર કબર કરીએ.'

મારા અંચબાનો દરિયો ભરતીએ જ ચઢ્યો હતો. 'ઓ હો! આવો અદ્‌ભુત દેશ તો મેં ક્યાંય ન દીઠો! હિંદુસ્તાનને ખરેખરૂં જરૂરનું છે કે બધું આમ નવું અને જૂનું એક કરી દેવું જાઇએ. વાહ રે જૉલીપ્રસાદ? તમારી ખુબીઓ!'

'હવે અમારાં નામ જુઓ. તેમાં પણ નવું અને જૂનું. મારૂં નામ જૉલીપ્રસાદ—જૉલી અને પ્રસાદ. મારી સ્ત્રીનું નામ મિનર્વાગૌરી. મારા છોકરાનું નામ હૅમલેટપ્રસાદ. આ માણસ આવ્યો હતો તે હજામતનો ધંધો કરે છે પણ તેથી જરા યે અમારાથી ઊતરતો નથી. બેસશું તે વખતે એ સાથે જ હશે.'

મારા પેટમાં બીજી ફાળ પડી! પણ હમણાં તો ચૂપ રહેવું જ ધાર્યું.

પછી અમારા પહેરવેશમાં પણ તેમજ. જુઓ આ દાઢી તે જૂના વખતના ઋષિમુનિની અને મૂછ નહિ તે આજકાલના સુધારાની. ડ્રેસમાં જુઓ તો કોટ પાટલૂન છે પણ જુઓ મોજાં અને બૂટ નથી.

અમારી સ્ત્રીઓ પહેરે મડમનો ડ્રેસ, પણ રાખવાની પડદા સિસ્ટમ. છૂટથી તમારી સાથે બોલે, વાતચીત કરે, હસે, રમે, પણ મોઢું ઉઘાડવાનું નહિ.

અમારે અહીં દેવનાં મોટાં દેવાલયો છે, પણ પૂજા અમારા ઘરની પેઠે. દર્શન કરવા અમે જઇએ, પણ હાથ નથી જોડતા: સલામ કરીએ અને ડોકું નમાવીએ. એથી જ અમે તમને ઉપર મુજબ આવકાર આપ્યો હતો.

જમવાની હજી વાર છે એટલે જરા આ વાત શરૂ કરી છે! કંઇ હરકત તો નથી ને?'

મને તો પેટમાં ખરેખરી લાગેલી, પણ એમની વાત સાંભળી એટલે ભૂખ મરી ગઈ. હવે તો મેં નક્કી જ કર્યું કે અહીં આપણે

નથી જમવું. ગોળની કાંકરી મોંમાં નાખી દઈશું. દક્ષિણા આપવી હોય તો આપે. મને લાગ્યું કે આ લોકોએ મને વટલાવવાનો જ વિચાર કર્યો છે. વટલાવે તો વટલાવે, પણ પાછું 'બૉમ્બે ક્રૉનિકલ'માં નામ આપે એટલે મને તો ન્યાત બહાર જ મૂકે. મૂઈ, મૂછ ગઈ તો ગઈ, પણ હવે અહીંથી કૈંક બહાનું કાઢી નાસી છૂટવું. નહિ તો નરકનું બારણું દેખવાનું છે; અને આવતો જન્મ કોણ જાણે ક્યાં યે મળશે!

'હં; પછી સાંભળો તો ખરા! આમ કેમ શૂન્ય ને મૂઢ થઈ ગયા? અમે વર્ષના બધા અપવાસો કરીએ, છીએ પણ ફરાળમાં એક ઈંડું ને દૂધ.'

ઈંડું ને દૂધ! ઈંડું ને દૂધ! ઓય મા'બા! તમારી અગિયારશે આવી જ હશે તો! હાય હાય! હવે હું ક્યાં જાઉં? અગિયારશને દહાડે ઈંડું ને દૂધ એ ફરાળ? હું તો મનમાં અતિશય પસ્તાવા લાગ્યો.

'અરે મહારાજ, સાંભળો તો ખરા.'

પણ મારું તો ચિત્ત ચોંટે નહિ. ઈંડું ને દૂધ ખાઈને અપવાસ કરનારાનું આ ગામ, અને તેમાં મને જમવાનું? મારે તો ગોળની કાંકરી યે નથી ખાવી અને સવા સો રૂપિયા દક્ષિણા યે નથી જોઈતી.

'એ મહારાજ સાંભળો તો ખરા!' એણે ફરી ચાલુ કર્યું: 'ગઈ કાલે અમે બધાં યે ઉપર મુજબ અગિયારશ કરી દીધેલી. બારસને દિવસે અમે બ્રાહ્મણને જમાડીએ છીએ. બારસને દિવસે પારણામાં અમે બકરાનું માંસ લઈએ છીએ.'

હવે મારાથી ન રહેવાયું. હું તો બેઠો હતો ત્યાંથી ઊભો થઈ ગયો અને કહ્યું: 'જૉલીપ્રસાદ! મને જવાની રજા આપો. મારે અહીં ભોજન નથી કરવું.' આમ કહી હું તો પગે લાગવા મંડ્યો અને

જવા મંડ્યો પણ દાદર બંધ! ભોગ મળ્યા. નક્કી, આ અધવચના જમાનાવાળાઓએ મને વટલાવવો જ ધાર્યો છે!

એટલામાં નીચેથી બૂમ પડી: 'જમવાની વખત થઇ છે. ટેબલ બિછાવ્યું છે, માટે સ્નાન કરવું હોય તો કરી લેજો.'

હવે મારો જીવ ઊડી ગયો. કોણ જાણે શા યે શુકનનો હું નીકળ્યો હોઇશ તે આજે આ જાત વટલાવવા દહાડો આવ્યો. દક્ષિણાના સવા સો રૂપિયાની લાલચે હું લોભાયો. હવે તો 'હે હરિ! તું કરે તે ખરૂં. તેં ગજેન્દ્રને મગરના પંજામાંથી છોડાવ્યો, તેં દ્રૌપદીનાં વસ્ત્ર પૂર્યાં, તેં માર્જારીનાં બચ્ચાંને ઉગાર્યાં, તો હે ગોવર્ધનધારી! આજ મારી રક્ષા કરજે; મને આ પાશમાંથી છોડાવજે; નહિ તો સાતસાત જનમ મારે રૌરવ નરકમાં જવું પડશે.' આમ મનમાં હું તો સ્તુતિ કરવા મંડ્યો. કૃષ્ણ ને વિષ્ણુની, મહાદેવની અને તેત્રીસ કોટિ દેવની મેં એકચિત્તે આરાધના કરવા માંડી.

જૉલીપ્રસાદે દાદર ઉઘાડ્યો અને મને કહ્યું કે 'તમે ચાલો, બેસી જાઓ. જો સ્નાન કરવું હોય તો કરી લો, અમે બેઠા છીએ.'

'ના સાહેબ, મારે તો જમવું નથી; મને જવા દો.'

'અરે કાંઇ ગાંડા થયા? બધા અમારા મહેમાનો આવી પહોંચ્યા અને હવે બીજો બ્રાહ્મણ અત્યારે ક્યાં શોધવા જઇએ?'

'ગમે તો મને ચપટી ખાંડ આપો અને રજા આપો. તમે જે ખોરાક ખાઓ છો તે મને તો ન ખપે.'

'અરે મહારાજ! આમ કૂપમંડુકની બુદ્ધિ રાખો છો તે પછી વિલાયત શી રીતે જઇ શકશો? થોડું જૂનું હવે મૂકી દો અને હિંદુસ્તાનનો કંઇક ઉદ્ધાર કરો. પછી હોમરૂલ શી રીતે મળવાનું છે?'

'ના પ્રભુ, મને જવા દો. એક કોળિયો યે મારા મોંમાં નહિ જાય! જ્યારે તમારી પુરીમાં બ્રાહ્મણ ક્ષત્રિય જેવા ભેદ જ નથી ત્યારે

અમને મુંબાઈથી બ્રાહ્મણ તરીકે જમવા શું કરવા બોલાવો છો?'

'મહારાજ! અમે એક બારશે બાવીસમી સદીનો સુધરેલો બ્રાહ્મણ બોલાવીએ છીએ તો બીજી બારશે આપના જેવા જૂના વિચારનો; અને એમ કરી અમે તો અમારો મધ્યમ વર્ગ જાળવી રાખીએ છીએ. હવે તમે ઝટ કરો. જુઓ, બધા ખોટી થાય છે. તમારાથી ભૂખ્યા તો જવાશે નહિ. અમને પાપ લાગે અને અમે નરકમાં પડીએ.'

આમ કહી એકબે જણ મને તો ઘસડવા મંડ્યા. હવે શું કરવું? કૈંક કળા કરીને મારે છટકવું તો ખરૂં; નહિ તો આજ બૂરી દશા થશે.

એટલામાં મારા બાપના બાપ, મારા રંકની લાજ રાખનાર મારા દીનાનાથે મને એક વિચાર સુઝાડ્યો. મેં જૉલીપ્રસાદને કહ્યું: 'ત્યારે, હું જમવા તો બેસું છું પણ મને સ્નાન કરી લેવા દો.'

'ખુશીથી, એને વાસ્તે કોઈ હરકત નથી. એટલી વાર ખોટી થઈશું.' આમ કહી નોકરને નહાવાનું પાણી આપવાની આજ્ઞા કરી.'

નોકરે ગરમ પાણી મૂક્યું એટલે હું નહાવાની ઓરડીમાં ગયો અને અંદરથી બારણાં બંધ કર્યાં. કોટપાટલૂન કાઢી નાખ્યાં અને ડીલ લૂછવાનો ટુવાલ મૂકેલો તેને કેડે બાંધ્યો. ખીસામાં હાથરૂમાલ હતો તેનો લંગોટ વાળ્યો અને પછી પાણીના બંબાના કોયલાનો ભૂકો કરી મેં આખે ડીલે ચોળ્યો. આમ દેખાવ કરી અને દોડવાને વાસ્તે બધું જોર એકઠું કરી મેં બારણું ઉઘાડ્યું. જેવો મને આ વેશમાં જોયો તેવાં જ બૈરાં તો લાગલાં ઓરડામાં પેસી ગયાં. જૉલીપ્રસાદ અને એમના મિત્રો પહેલાં તો ગભરાયા પણ પછી મારી પાસે આવ્યા. મેં રાખની મૂઠીઓ ભરી રાખેલી તે ઝટ એકબે જણની આંખ ઉપર ફેંકી. કપડાં બગડવાની

બીકથી કોઈ મને અટકી તો શાના શકે? એટલે હું તો લાગલો જ બારણા ભણી દોડ્યો; અને કૂતરૂં ઘણું યે ભસ્યું, પણ મેં તો પાછું વાળીને જોયું જ નહિ. દોડતોદોડતો દરવાજા આગળ ગયો તો પેલા દરવાનો પણ ગૂંચવાઇ ગયા અને અચંબામાં આભા જ બની ગયા. સાંજ પડવા આવેલી એટલે પેલી બોટ મને લેવાને વાસ્તે આવી ગઈ હતી. કુદકો મારી હું બોટમાં બેસી ગયો અને એવા ને એવા દેખાવે મુંબાઇ તરફ નાસી આવ્યો. બોટવાળાને રસ્તામાં મેં બધા સમાચાર કહ્યા અને ચારને બદલે આઠ આના આપવાનું નક્કી કર્યું. મુંબાઈ આવ્યો ત્યાં સિપાઇએ ઊભો રાખ્યો. પણ હવે ઝખ મારે છે. થોડી વાર ગેટે બેસીશું કે કેદમાં જઇશું, પણ એ જનમોજનમનું પાપ તો ગયું!

આમ વિચાર કરતો હું મુંબાઈ આવી પહોંચ્યો અને ખલાસીનો ફેંટો શરીરે ઓઢી શહેરમાં ગયો, જઇને જોઉં તો મહમદી મહાલમાં આગ લાગેલી! લોકોનો શોરબકોર ખૂબ થતો હતો. ....એટલામાં મારી આંખ ઊઘડી ગઈ.

# ગોવાલણી

તે ઘણી જ જુવાન હતી. કોઇને પંદર વર્ષની ઉમરે અધર પર ગુલાબ ફરકે છે. કોઇક તો સત્તર અઢાર વર્ષે આંખમાં ચમક ચમકાવે છે. એને સોળમી શરદે કંઠમાં કોયલ ટહૂકતી હતી. નિર્દોષતાએ હવે રજા લેવા માંડી હતી. નાનપણ હવે ખૂબસૂરતીને જગ્યા આપતું હતું. ઊઘડતી કળી હવે તસતસતી હતી.

નહોતી કેળવાએલી તો યે જબરી ચંચળ હતી. નહોતી શહેરની તો યે. શિષ્ટ લાગતી હતી. નહોતી ઉચ્ચ વર્ણની તો યે ગોરી હતી. આંખે આવીને ભ્રમર બેઠા હતા. કીકીમાં તીરની ધાર હતી. ગાલમાં ગુલાબ છવરાયાં હતાં.

માથા ઉપર પિત્તળની ઝળકતી તામડી મૂકી ભાગોળેથી ગામમાં પેસે ત્યારે જાણે લક્ષ્મી પ્રવેશી. 'દૂધ લેવું સે, દૂ . . . ધો' નો ટહૂકો શેરીએ શેરીએ સંભળાય અને દાતણ કરતું સૌકોઇ એની સામું જુએ. પુરુષોને શુભ શુકન થતાં. સ્ત્રીઓને ઇર્ષ્યા આવતી.

એ ગુજરાતની ગોવાલણી હતી. સવારના પહોરમાં પોતાને ગામડેથી નીકળતી. તાજાં દોહેલાં દૂધ ભરી અમારા ગામમાં આવતી. સૌકોઇને એનું દૂધ લેવાનું મન થાય. એનું 'દૂધ લેવું સે, દૂ...ધો' સાંભળતાં શેરીની સ્ત્રીઓ ઝટ પથારીમાંથી ઊભી થાય.

એ હમેશાં રાતો સાલ્લો—જાડો પણ સ્વચ્છ, નવો ને નવો સાચવી પહેરતી. એને પીળી પટ્ટીની કોર હતી અને કાળો પાલવ

હતો. હાથમાં દાંતનાં રૂપાની ચીપવાળાં ભારે 'બલૈઆં' પહેરતી. પગે જાડાં કલ્લાં ઘાલતી. નાકમાં નથની અને કાનમાં નખલી. આંગળીએ રૂપાનાં વેઢ. ગળામાં ટૂંપીઓ અને કીડીઆસર. આ એનાં આભૂષણો હતાં. માથે જરા ઘૂમટો તાણતી તેથી એના વાળ કેવા હશે તેની કોઇને ખબર ન હતી. એ ઓળતી હશે, સેંથીમાં કંકુ પૂરતી હશે, એ કલ્પના જ એની ખૂબસૂરતીમાં ઉમેરો કરી આપતી હતી.

હું એના આવવાને વખતે જ ઓટલા પર દાતણ કરવા બેસતો. સામેથી દેખાય ત્યારે નફ્ટ થઇ એકી ટશે એની સામે જોતો. એ બિચારી શરમાય, નજર નીચી ઢાળી દે, પણ બીજી નવેલીઓની માફક એની ચાલ નહોતી બદલાતી; ધ્રુજારો નહોતો છૂટતો. હાથ વાંકાચૂંકા નહોતા ઉછળતા. શાંત અને ગંભીર થઇ હમેશનો 'દૂધ લેવું સે, દૂ . . . ધો' નો રણકાર કર્યા કરતી.

મારી પત્નીને હું રોજ કહું કે 'આ ગોવાલણી પાસેથી તું દૂધ કેમ નથી લેતી? હમેશાં "બૂન! દૂધ લેવું સે" કહી એનું મોં દુ:ખી જાય છે અને તને તેની જરા પણ દરકાર નથી.'

કોણ જાણે શાથી, પણ જ્યારથી એને જોઇ હતી ત્યારથી મને દિલમાં કંઇક અજબ લાગણી થઈ આવી હતી. પરાણે પણ હું મારે ઘેર એનું દૂધ લેવડાવું. એને થોડી વાર મારે આંગણે બેસાડું. અને લાગ આણી મારી સામે જોવડાવું. આવી કોમલાંગના છતાં ભરવાડણ કેમ જન્મી! એના કોમળ જણાતા બદન ઉપર આવું જાડું વસ્ત્ર કેમ રહી શકતું હશે! ઇશ્વર પણ જોયા વગર જ જન્મ આપે છે ને?

તે દિવસે જ મને થયું કે હું ભરવાડ જન્મ્યો હોત તો ઠીક થાત! મને તળાવના કાંઠા પર ઊભા રહી વાંસળી વગાડતાં

આવડતી હોત તો સારૂં થાત. ડચકારતો ડચકારતો ગામને સીમાડે ઢોરની વચ્ચે ડાંગ પર શરીર ટેકવી, માથે મોટું ફાળીઉં બાંધી ગીત લલકારતો હોત તો ઘણું ગમત. એ ગામડાનું પણ કાનુડાનું જીવન હતું. ગાંડો બનાવનાર ગોવાલણી પણ રાધાની જાતવાળી!

વારંવાર એનું સૌંદર્ય જોવાથી મારા મન પર એની માઠી અસર થઈ. એની ગંભીર પણ કારી આંખ પર મારૂં દિલ લલચાયું. એની પાછળ હું શેરીમાં ભટકું ને એ પછી ક્યાં જાય છે તે જોઉં એમ હૃદય ગોઠવણ કરવા લાગ્યું.

એક દિવસ તો આઠ વાગ્યાનો જેવો ડંકો થયો તેવો જ હું ઉઠ્યો અને આડુંઅવળું જવાનું છોડી દઇ ગામને દરવાજે જઇ ઊભો રહ્યો. દૂધ વેચીને ઘેર જવા એ હમણાં જ આવશે ત્યારે અજાણ્યો થઇ એની પાછળ પાછળ જઇશ. લાગ આવશે કે તરત જ એને પૂછીશ કે તું કોણ છે? તારી આ આંખોમાં શું છે? તારી ગોવાલણીની જાતમાં આવી બેભાન કરે તેવી પરીઓ છે?

સવાલ ગોઠવતો હું દરવાજે જઈ ઊભો રહ્યો. એટલામાં બંને હાથમાં પૈસા ગણતી, ખાલી પડેલી દૂધની તામડીઓને માથે અદ્ધર રાખી સીધી ડોકે પણ નીચી નજરે ચાલતી ચાલતી એ દરવાજાની બહાર નીકળી. હું પાછળ પાછળ જવા લાગ્યો.

ગાડાંનો ચીલો પડ્યો હતો. ઊંચી ચઢાણવાળી જમીનમાંથી રસ્તો કાઢેલો હોવાથી આજુબાજુ માટીની ભીંતો જેવું થઇ ગયું હતું અને ઉપર કેર તથાં ચણોઠીનાં ઝાડ અને વેલા ઊગ્યા હતા. ચીલાની વચમાંની ધૂળ ઉરાડતી એ ઉતાવળે પગલે ચાલી જતી હતી. સામે સૂર્ય હોવાથી એક હાથ ઊંચો ધર્યો હતો અને બીજે હાથે તામડી પકડી હતી. એકાદ વખત ઓચિંતું પાછું જોવાથી મને એણે જોયો હતો, અને હું તેની જ પાછળ તો નથી

ચાલતો એમ વહેમાઈ હતી. એટલે એ ઘડીમાં ધીમે પગલે ચાલે તો ઘડીક ઉતાવળે પગલે; અને તે જ પ્રમાણે હું પણ મારી ચાલ બદલતો હતો. મને ખબર નહિ કે એ ઠગારી પોતાનો વહેમ ખરો છે કે ખોટો તે જાણવા માગે છે. અલબત, હું એની પવિત્રતાને કે એના ચારિત્ર્યને દૂષિત કરવા નહોતો માગતો. એના રૂપથી હું અંજાઇ ગયો હતો. મનથી હું ભ્રષ્ટ થઇ ચૂકયો હતો, છતાં હજી કાંઈક મગજશક્તિ ચાલતી હતી અને છેક બેશુદ્ધ બની ગમે તેવું વર્તન ચલાવું એટલે દરજ્જે પાગલ નહોતો બન્યો.

આ પ્રમાણે અમે અરધોએક માઇલ ચાલ્યાં હોઈશું ત્યાં એ અટકી ગઇ. ત્યાં વડના ઝાડની ઘટા હતી, અને તળે વટેમાર્ગુને બેસવાને માટે છાપરી બાંધી હતી. ઉપર કોયલ ટહૂકે; નીચે વાછડાં, બકરાં, ગાય ભેંસ આમતેમ ફરે. સ્થાન રમણીય હતું.

છાપરીની બહાર એણે તામડીઓ ઉતારી અને રસ્તાની બાજુ પરની હરિયાળી ઉપર એ 'હાશ, રામ' કહી ઊભા પગે–ગોવાલણીઓ બેસે તેમ–બેઠી.

મારી સ્થિતિ કફોડી થઈ. હું ચાલ્યો જાઉં કે ઊભો રહું? વાત કરવાનો વિચાર આવતાં જ દિલ ધડકવા લાગ્યું. મોં પર લોહી તરી આવ્યું. હિંમત કરી આટલે સુધી હું આવ્યો હતો, પણ આ ગોરી ગોવાલણીએ તાકાત લઇ લીધી હતી.

વિચાર કરી મેં એ જ રસ્તે ચાલવા માંડ્યું. એને વટાવીને બે પગલાં ગયો ત્યાં, 'સંદનભાઇ, ઇમ ક્યાં જાઓ સો!' એણે પૂછ્યું. મારે ત્યાં હરરોજ આવતી હોવાથી મને સારી રીતે ઓળખતી હતી. પણ આમ એકાએક મારી સાથે બોલવાનું શરૂ કરશે એનો ખ્યાલ ન હતો. શું ત્યારે હું એની જ પાછળ આવતો હતો તે એ સમજી ગઇ હશે? મારા સંબંધે એ કેવો

વિચાર રાખતી હશે? આમ કંઇકંઇ વિચારો મને આવવા
લાગ્યા. છતાં એના પ્રશ્નનો જવાબ તો આપવો જ જોઇએ. શો
આપવો ? હું તો ગભરાટમાં જ બોલી ઊઠ્યો: 'તારૂં ગામ જોવા.'
બોલ્યા પછી વિચાર આવ્યો કે આ હું શું બોલ્યો! એના
ગામને જોવાનું મારે શું પ્રયોજન! અને હવે જરૂર મારા મનની
નબળાઈ એ જાણી ગઈ હશે. કદાચ એની ઇચ્છા વિરૂદ્ધ હશે અને
કોઇને કહેશે કે 'સંદનભાઈ, મારૂં ગામ જોવા આવ્યા હતા' તો?
પણ એટલામાં એણે પૂછ્યું; 'તે ઈમાં શું જોવું સે? કાંય તમારા
ગામ જેવું નહિ. લ્યો આંમ આવો. જરા મારૂં દૂધ તો પીઓ." બાખડી
ભેંસનું સે. તમને હવાદ રહી જશે.'

મારી ગૂંચવણનો અંત આવ્યો. આવા મારા ચલણથી
એને કાંઇ અણગમતું નહોતું થયું, ઉલટી એ જ ચાહીને મને બોલાવે
છે, એટલે હલકો પડી જઇશ એવું કાંઈ નહોતું. જો ગુલાબ જ
બુલબુલને બોલાવે તો બુલબુલનો શો વાંક? જો નાગ જ મોરલી
પાસે આવીને બેસે તો વાદીનો શો વાંક? હવે જે થાય તે
જોવા દે અને મારી મુરાદનો જે ઘાટ ઘડાઇ આવે તે ઘડાવા દે.

'ના રે, એમ તારૂં દૂધ પીવાય? ઘેર કાલ આપી જજે.'
પીવાનું તો ઘણું યે મન હતું, પણ એમ પહેલે બોલે પી જઉં
ત્યારે તો અણઘડ જ લાગું ને?

'હવે ઘેર તો લેતા લેશો, પણ આંય તો પીઓ. ત્યાં કાંય
વડનો રૂપાળો સાંયડો હશે? પંશી આવાં ગોણાં ગાતાં હશે?
અને કાંય મારે હાથે દૂધ મળશે? ત્યાં તો મારાં ખૂન જાણસે
તો એક લેશે ને બે મેલશે.'

કોઈ એને કહે કે એ અભણ છે, તો એનો અર્થ એટલો જ
કે એને અક્ષરજ્ઞાન નથી. કોઈ એને કહે કે બોલતાં નથી

આવડતું, તો એનો અર્થ એ જ કે શહેરની ચાપચીપવાળી એની
બોલી નથી. કુદરતની વચમાં એ ઊછરતી હતી, કુદરતનો સ્વાદ
એ પિછાની શકતી હતી અને પોતાના ગ્રામ્ય પણ મધુર અવાજે
એનું ભાન મને કરાવી શકતી હતી. તેમાં આવા સમયે—આવા
એકાન્તમાં સરળ હૃદયે મનની બધી યે લાગણીઓ અસર થાય
તેમ જણાવી શકતી હતી. હું તો પલકે પલકે બેડી બંધાવતો હતો.

'વારુ; તારું દૂધ તો પીઉં, પણ પૈસા લે તો.'

'કોંય ગોંડા થ્યા? ઇમ પૈસા લેવાય! મારા હમ ના પીઓ તો.'
કહી હું પાસે ઊભેલો તે જરા અધુકડી થઇ મારી આગળ દૂધનું
પ્યાલું ધર્યું. મેં વિચાર્યું વધારે ખેંચપકડ રહેવા દે. ડોળ કરીશ અને
માન માગીશ તેટલામાં કમળ બીડાઇ જશે. મેં એના હાથમાંથી
પ્યાલું—દૂધ માપવાનું—લીધું અને દૂધ પી ગયો. અંદર સાકર
નહોતી, ગરમ કરેલું નહિ તોપણ મને સ્વાદિષ્ટ લાગ્યું. કુદરતી રીતે
સ્વાદિષ્ટ જ હોય છે. જેઓ તાજું દોહેલું પીએ છે તેઓ એની
મિઠાશ સારી રીતે જાણે છે, અને આ તો તેમાં વળી ખૂબસૂરત સ્ત્રીના
હાથનું, એના આગ્રહનું—અને તે એક બેશુદ્ધને પીવા મળેલું!

'ગોવાલણી! તું શી ન્યાત?' દૂધ પીતેપીતે વાત શરૂ કરી.

'લ્યો, તમે તો વટલાયા!'

'ના ના, હું એટલા વાસ્તે નથી પૂછતો; જાણવા જ માટે
પૂછું છું. કહે તો ખરી, તું શી ન્યાત?'

'રયમ વળી? અમે ઢોરાં ચારનારાં રબારી લોક.'

'તે તું પરણેલી છે કે કુંવારી?' મારી ગાંડછા હવે વધ્યે
જતી હતી.

જરા શરમાઈ એણે ધીમે સાદે 'પયણેલી' કહ્યું.

'કોની સાથે?'

'બળ્યાં ચંદનભાઇ, ક્યોંય નોમ દેવાતું હશે? એમ જોવા કોક રબારી હાથે.'

'તું પ્રેમ શું એ સમજે છે?' હું તો મારૂં ભાન ભૂલી ગયો હતો. શું પૂછાય અને શું ન પૂછાય તેની શુદ્ધ જ નહિ. એ કાંઈ સમજી નહિ કે મેં શું પૂછ્યું.

'શું?'

'તું હેત શું એ જાણે છે? તને તારો વર ચહાય છે?'

'ચંદનભાઇ, ગોંડા તો નથી થ્યા?'

'ના, બસ; મને કહે જ. હું તારી જ પાછળ આટલે સુધી આવ્યો છું. શેરીમાં વાત કરવાની બીક લાગતી હતી. બોલ; હવે તું મારી સાથે વાતો ન કરે તો તને મારા સમ.' કહી હું એની સામે બેસી ગયો. વચ્ચે દૂધની તામડીઓ હતી.

એકદમ 'હા...ય! મારી હુલ્લી ભૂલી! 'હાય હાય!' સાંભળી હું ચમક્યો. એ ઊભી થઇ. ચંદનભાઇ, આટલી મારી વટલોઈ જોતા બેહશો? મારી કુશકીની હુલ્લી ક્યોંક મેલી આવી સું. હમણાં ઊભે પગે આવું છું.'

'શા માટે નહિ?' એ આખો દિવસ તાપમાં બેસવાનું કહી જાય તો યે હું તૈયાર હતો, તો થોડીવારમાં શું?

'હા હા, જા જઇ આવ. આ છાપરીમાં બેઠો છું.' રસ્તામાં બેઠેલો મને કોઇ દેખે તો કહેશે કેમ બેઠો હશે? તામડીઓ લઇ હું છાપરીમાં બેઠો. અંદર કોઇએ ઘાસ નાખી બિછાનું કર્યું હતું ઉપર સાંઠાનું છાપરૂં છાઈ બાવળની ડાળોથી થાંભલીઓ બનાવી હતી. પાછળથી ભીંતમાં બારી હતી. ભીંતને અઢેલી લાંબા પગ કરી હું બેઠો. વાહ રે ગોરી ગોવાલણી તારી ગામડાની ભાષામાં મધુરતા! બસ આજ એને જવા જ ન દઉં. વાતોમાં એને પણ

એનું ઘર ભૂલાવી દઉં. જોઇએ, મને એ ગાયો ચરાવતાં શીખવાડે છે? એણે ઝીણી સાડી, તસતસતી ચોળી અને રેશમી ચણીઓ પહેર્યાં હોત તો એ કેવી લાગત? અંબોડે ગુલાબ ખોસ્યું હોત, ગળામાં મોતીની એક સેર હોત, અને આ જ મંદમાતી ચાલે એ ચાલી જતી હોત તો કોને ભુલાવામાં ન નાખત? —કલ્પનાઓ જોડીજોડી એના રૂપને હું વધારે મોહક બનાવતો હતો અને એ જ કલ્પનાના ચિત્ર સાથે વધારે ને વધારે મોહમાં પડતો હતો. એની તામડીઓ ઉપર કાંઇક નામ લખ્યું હતું તે મેં જોવા માંડયું અસ્પષ્ટ અક્ષરે 'દલી' એટલું વંચાતું હતું. એ ઉપરથી મેં માન્યું કે 'દલી' એનું નામ હશે. સ્ત્રીનું નામ કેમ? કદાચ મહીઅરેથી સાસરે જતી વખતે એને આ તામડીઓ એનાં માબાપે આપી હશે. કેવી સ્વચ્છ અંદરથી અને બહારથી એણે રાખી છે! દૂધને શોભા મળે અને સારૂં જણાય એમાં નવાઈ? તામડીને લીધે પણ દૂધ ગમે. માથે મૂકવાની ઈંઢોણી એ સાથે કેમ ન લઈ ગઇ? જ્યારે અદ્ધર તામડી માથે રાખી એ ગામમાં આવે છે ત્યારે શો એનો અવાજ! પરોઢમાં જેમ પ્રભાતીઉં મીઠું લાગે તેમ એનો રણકાર મીઠો લાગે છે. એથી અરધી જાગતી અવસ્થામાં સવારનું શુભ શુકનનું સ્વપ્નું આવે અને આખો દિવસ આનંદમાં જાય. આખા ગામને એ આશીર્વાદ રૂપ દેવી હતી.

આમ વિચાર કરતો વીસેક મિનિટ બેઠો હોઇશ એટલામાં એ આવી અને 'બેઠા સો?' એટલું પૂછ્યું.

'કેમ, ટોપલી જડી?'

'ના રે બઇ! ચાર પાંચ ઘેર પૂછી આવી, પણ ક્યાંય પત્તો નહિ. કુણ જાણે કુનેય ઘેર મેલી આવી હઇશ. અત્તારના પોરમાં તે ચેટલે ભટકું!' કહી જાણે નિરાશ થઇ હોય તેમ બેઠી.

—'દલી!'

'દલી' કહેતાંની સાથે એ જરા ચમકી; 'ગોંમમાં મને લોક દૂધવાળી કહે સે.'

'જો, આ તારી તામડી ઉપર લખ્યું છે. તે તારે પાઅરથી આ તને મળી'તી ખરૂં ને? તારા લગ્ન વખતે.'

હું તો એનામાં તન્મય થએલો હતો તેથી જુદાંજુદાં અનુમાન મેં કરી રાખ્યાં હોય તેમાં નવાઈ નહિ.

'તારો વર બીજી વારનો છે?' ગળામાં શોકપગલું જોઇ મેં પૂછ્યું. મારી નજર એના ધોળા બદન ઉપર પડતાં એણે સામું જોયું અને સાલ્લો સંકોરી ઉપર ખેંચ્યો.

'તું ને તારો વર આખો દિવસ શું કરો છો?'

'બળ્યો મનખો!' કહી આડું જોઇ એ હસી. દાંતની કળીઓને હોઠીઆમાં સંતાડી હસી.

'ના, ના કહે તો ખરી; સવારથી સાંજ સુધી તમે શું શું કામ કરો છો એ કહી જા.'

'તે શું કરતાં હઇશું? ઢોરોનું કોંમ. હવારમાં વહેલાં ઊઠીએ. દાતણપોંણી કરી વાસડાંને ધવડાવીએ. એ ગાયો દોવે ને હું બાખડી દોહું. દૂધ કાઢી ચારબાર નાશી અમે બે નીહરીએ. એ દરવાજે પેલે હાથે જાય; હું તમારી ભણી વળું. દૂધ આલી, હું એંય આવીને એ આવે ત્યોં લગણ બેહું.'

ઓચિંતી મને ફાળ પડી. કદાચ એનો રબારી આવતો હોય અને મને સાથે બેઠેલો જોઇ ફરી વળે તો? આબરૂ જાય, હલકો પડી જાઉં અને માર પડે તે જુદો. વિચાર આવતાં મોં ઉપર ચિંતા ને ભય છવાઇ ગયાં અને ચાલ્યા જવા ટોપી હાથમાં લીધી.

'તમે લગારે બીશો નહિ. આજ તો હું એકલી આવી સું.

એ તો આજ ઘી વેચવા ગયા સે.' મને નીરાંત થઈ અને વાતચીત ચાલુ કરી.

'તારો વર વાંસળીમાં એવું શું વગાડે છે તે તમે બધાં ત્યાં ઊભાં રહો છો? હું તળાવ ઉપર ઊભો રહી વાંસળી વગાડું તો મને આવડે ખરી?'

'હોવે, ચ્યમ ના આવડે? તે તમને અમ જેવું થાવું ચ્યમ ગમે સે?'

'તારે લીધે જ, દલી. તું ખાય તે હું ખાઉં, તારો જાડો રોટલો પચાવું, તારી ગાયોને ચરાવવા જાઉં, એમ મનમાં થઇ ગયું છે. તારૂં ગામ હજી કેટલું છેટું?'

'ચાર પોંચ શેતરવા, પેલી સાપરીઓ દેખાય ઈ. તમે મારે ઘેર રહો ખરા? અમે તો હાલ્લાની ગોદડી ઉપર હુઈ રહીએ. ખાટલો ઉઘાડામાં ઢાળીએ. પાંહે ઢોર ઓંધ્યાં હોય, તે આખી રાત ગોં ગોં બરાડે. તમ જેવાને ત્યોં નો ફાવે.'

'મને તો એ બહુ જ ગમે છે. તેમાં તારા જેવું કોઈક મારી સાથે હોય તો મારે ઘેર જવાનું નામ જ ન લઉં.'

વાતચીત ઉપરથી હું એમ જ માનતો હતો કે મારી ઉપર એ કુરબાન છે, એના દિલને હું ચોરી શકું છું અને ધીમેધીમે એ પોતાની લાગણી કહેવા માંડશે. ફૂલ ઊઘડે તેમ મારૂં હૃદય આશામાં ઊઘડતું હતું. ઝરણું વહે તેમ મારી કલ્પના વધતી હતી. કેતકી ડોલે તેમ જીવ ઘુમરાઈ આનામાં ડોલતો હતો. તણખલું હાથમાં લઈ જમીન ઉપર લીસોટા કરતી વાંકું વાળી કમાન બનાવતી, ભાંગીને કટકા કરતી, આમ તે રમત કર્યે જતી હતી અને ગભરાટ, ભય કે શરમ રાખ્યા વગર મારી સાથે મિત્રની માફક પરિચિત થઈ વાતો કર્યે જતી હતી.

ઘડીભર અમે બંનેએ શાંતિ પકડી. ને એટલામાં તો વીજળી ચમકે અને બાળકના દિલમાં ફડકો પડે, અઘોર ઘંટ આવે અને માલતી ફફડે, આનંદ વેરાતો હોય અને શોક પ્રવેશે, તેમ એકાએક છાપરીની ઉઘાડી બારીમાંથી મારી પત્નીએ ડોકું કર્યું અને મારી સામે એકીટશે કોપાયમાન ચહેરે જોવા માંડ્યું.

જોતાં જ શરીર થરથર કંપવા માંડ્યું. એની આંખમાં ગુસ્સાથી પાણી ભરાઈ આવ્યું હતું. શું બોલું અને શું ન બોલું એની ગૂંચવણમાં એ પડી હતી. કેટલું યે કહી નાખું તેનો ઉભરો એને ચઢ્યો હતો અને છતાં એક શબ્દ એ બોલી નહિ. મારી સામે માત્ર જોઈ જ રહી. મેં નીચી નજર નાખી દીધી. દલી—ધુતારી દલી—સાલ્લામાં મોં રાખી હસતી હતી.

ચિત્રકારને અહીં ત્રણ ચિત્ર ચીતરવાનાં હતાં: એક કાલિકા, બીજી જાદુગરણી ને ત્રીજો બેવકૂફ.

# સ્નેહ પહેલાં સાન

તે ફકીર હતો કે ભિખારી? કાળી કામળીને વચમાં બાકું પાડી એણે ગળામાં નાખી હતી ખરી, પણ વારંવાર હાથ પહોળા કરી કફનીને ઊંચી કરતો હતો અને ઘણીવાર પવન ખાતો હતો. માથા ઉપરથી વાળ કઢાવી નાખી એ ઉઘાડે માથે ચાલ્યો જતો હતો ખરો, પણ તડકાની અંદર પોતાનું કશકોલ–કમંડળ–ટોપીની માફક પહેરતો હતો. હાથમાં કાળા મણકાની માળા હતી, પણ શા જાપ જપવા તે એને નહોતું આવડતું. બીજા હાથની બગલમાં વળ પાડેલી ડાંગ હતી અને હથેલીમાં કોઈ હલકી જાતના ધૂપનો પ્યાલો હતો. તે ફકીર હતો કે ભિખારી?

જેટલા ભાગ ઉપર કામળીની કફની કરી ઓઢી હતી તેની નીચેનું બદન ગોરૂં જણાતું હતું અને ઉઘાડા હાથ, પગ તથા ગળાના ભાગ ઉપર ગંગાજમનાની સંગમ રેખા તરી આવતી હતી. બીજા ફકીરોની માફક એ ખડતલ નહોતો, કારણકે કલાક બે કલાક ચાલી એ બજારની દુકાનોના ઓટલા ઉપર બેસી જતો. બીજા ફકીરો જેમ જનારઆવનારની પાછળ ભટકતા, દોડતા તેમ એ દોડતો ન હતો. અહલેક જગાવવાની એનામાં ખૂબી જ નહોતી. લોકોનાં ટોળામાં એ કોઇકને શોધતો હોય એવો એનો ડોળ હતો. તે ફકીર હતો કે ભિખારી?

જે રાતના ચંદ્રે વસંતને કહ્યું કે 'તું તારા પૂર બહારમાં

આવી છે તો મારૂં પણ જોર આજ જોઇ લે; દુનિયાને અજબ રોશનીમાં ગરકાવું છું કે નહિ?' તે જ રાતના કોયલોએ આંબાના મ્હોર ખાઇખાઇ પોતાના સૂર તીણા કરી રાખ્યા હતા. તે જ રાત્રે ગુલાબની કળીએ સંધ્યાકાળ પછી ઊઘડી હતી અને દક્ષિણ દિશાનો પવન જે આખો દિવસ મોગરાની કુંજમાં ભરાઇ બેસી રહ્યો હતો તે સફાળો અત્યારના જ જાગ્યો હતો. અને આમ ચોગરદમ દિલને ઘુમરાવી નાખે તેવી ખુશનુમા પથરાઇ હતી ત્યારે સરોવર પણ પોતાનું સોહામણું રૂપ બતાવે તેમાં શું આશ્ચર્ય? એની સપાટી ઉપર ચંદ્રની છાયા તરતી તો અંદર આછાં ચળકતાં વાદળાંવાળું સર્વ આકાશ દેખાતું. કોયલો જો બહાર ટહૂકતી. તો પોતાના ચારે ખૂણામાંથી એમની સામો લલકાર થતો. પવન પ્રથમ એમાં રમીને જ બધે ઊડતો.

સામે પાર કિનારા ઉપર ટેકરીઓ હતી અને ત્યાં ઊંચી સપાટી ઉપર કેટલાંક આંબાવાડીઆં હતાં. એ ટેકરીઓ ઉપરથી વચ્ચેના કેટલાંક ઝાડ કાપી નાખી ટોચ ખુલ્લી કરી હતી જેથી અસ્ત થતા ચંદ્ર અને સૂરજ છેલ્લું છેલ્લું પણ દર્શન આપવાનું વીસરી ન જાય. બંને બાજુએ ઊંચી સપાટી ઉપર ઝાડની ઘટા અને નીચાણમાં છલકાતું—લહેરાતું સરોવર.

પણ આ બીજી બાજુએ ઝૂલતાં પાંદડાની વચમાંથી ઝાંપો ઊઘાડી એ કોણ ઊતરે છે? ત્યાં અંધારૂં છે, પણ આજુબાજુમાં પથરાએલાં બધાં કિરણોનું અજવાળું એકઠું કરી એમના નાકની સળી—કે કાનનું ફૂલ—કે ગળાનો હાર—કે ચમકતી આંખ—કંઇક ચળકે છે ખરૂં.

હરિણીની પેઠે ચારે બાજુ નજર નાખતું, કોઇ જોશે એવા ભયથી કે અત્યારના પોતાના બદનના દેખાવની શરમથી, ત્રણ

સમોવડી સાહેલીઓનું ટોળું ઝાડની ઘટાની નીચેની છાયા અંદરથી ચંદ્રની સામે હરીફાઇ કરતું બહાર આવી ઊભું રહ્યું.

કોઈ કહેશે કે ત્યાં કોઈ ફરનારની, જિંદગીની બહારે પહોંચેલા મુસાફરની, પ્યારના જોગીની—અરે કોઈની પણ પહેલી નજર ક્યાં પડત? જો ચંદ્રમાં કદાચ ઇનસાનની વસતી હોત તો દુનિયાની ખૂબસૂરતી ભૂલી તેઓ પોતાની આંખ આજે ક્યાં દોરત?

તે ત્રણમાંની એકની જ કળાઓ આજે કહેવાની છે. સરોવરની કાળી મટોડીને શણગારનાર, આંખની કીકી જેવી જણાતી, –કાળી ઝાડની ઘટામાં ચળકતા તારાની–સૂતેલાં કમળની કોમળતાવાળીની, અડોઅડ વળગ્યા સિવાય પણ સુંદર દિલની સુંવાળાશ, નરમાશ અને હુંફ જણાવી દેનારની, અને તેની કલ્પનાના સુખમાં, બેભાન બનાવી દેનાર તે એકની જ છબી દોરવાની છે.

શરીરનાં સર્વ વસ્ત્રો ઊતારી નાખ્યાં હતાં; માત્ર તળાવમાં નહાવા વાસ્તે એક ઝીણો સુતરાઉ બદામી રંગનો સાળુ પહેરેલો હતો. ગળામાં મોતીની માળા, ઉપર કપડું છતાં આબેહૂબ જણાતી હતી. માથા ઉપરથી અંબોડા ઉપર કોર વગરની કિનાર પડી ગઇ હતી અને તેની આછી સફેતીમાં વેણીની સફેતી ભળી ગઇ હતી. માટીમાં કુદતી બંને સાહેલીઓને બંને બાજુએ આંગળીએ ભરાવી તે તળાવના પાણી તરફ રમતમાં અડબડીઆં ખાતી આકાશમાં વીજળીની ચપળતાથી ચાલે જતી હતી. માત્ર ચાલ ધીમી હતી અને આંખને એકવાર આંજી નાખ્યા છતાં તે ફરીવાર જોવાને લલચાવતી હતી. જો ત્યાં કોઈ જોનાર હશે તો તેના નસીબમાં કેવી ખરાબી લખી હશે? તેની જિંદગીમાં કેવાં એ મીઠાં ઝહરની પ્યાલીઓ છૂપાવીને કિસ્મતે રાખી હશે! આછા ઝરણમાં તળિયું જણાય તેમ તેનું આખું બદન સાળુની

સપાટી નીચે જણાતું હતું. બાળકના સરળ હૃદય જેવું, ફૂલની નરમાશવાળું છતાં કેટલાં ય તીણાં તીરનાં અણીઆંવાળું એ હતું! ગુલાબ છતાં એ કાંટાનો જ છોડ! સ્વચ્છ અને લહેરાતો જણાતો પણ એ જ તે ઊંડો ઊંડો ગરકાવ કરે તેવો મસ્તાન દરિયો.

રમત રમતી એક પાણીની લહર આવી તેને પગ વતી ઉડાડી ચંદ્રની સામે જોતી ઊભી રહી; ત્યાં તો એક સાહેલીએ નજર ચુકાવી છાલક મારી. વસ્ત્ર શરીર સાથે ચોંટી ગયું. પડદો હતો તે ઉપડી ગયો.

શરમાઈ જઈ—સાહેલીથી, કે રોશનીથી કે પોતાનાથી—ગાલે શેરડો પડતાંની સાથે જ તેણે પાણીમાં ડૂબકી મારી દીધી. ફરી બહાર આવવાની હવે હિંમત આવશે ખરી? તે ક્યારે આવશે?

જો તમે દિલના ફટકેલ હો તો અહીં જોશો નહિ. એ જિંદગીને ભુલાવનારો ધતુરાનો છોડ છે. તમને વધારે પાગલ બનાવશે! તમે દિલના ભોળા હો તો અહીં આવશો નહિ; કારણકે અહીં તો ખૂબસુરતી નીચે અણીદાર છૂરીઓ છુપાએલી છે. ગુલાબની નીચે નાગણ સૂતેલી છે જેની તમને ખબર નહિ પડે!

પણ પેલી ટેકરીની ટોચ ઉપર કોણ કમનસીબ ઊભો હશે? તેનાથી હવે સીધા ઊભા કેમ રહી શકાતું નથી? કપાળના તિલક જેવું અને બીજના ચાંદ જેવું વાંકું તે શું ટેકવે છે? અરેરે! કોણે આગ લગાડી? તેના દંડા મળસ્કામાં કોણે આગ લગાડી? તેને કોણ અહીં દોરી લાવ્યું?

તે ટેકરી ઊતરે છે અને આસ્તેઆસ્તે કિનારા તરફ આવે છે. માથે રજપૂતી સાફો અને શરીર પરના જરીઆન જામા ઉપરથી તે કોઇ રાજવંશી લાગે છે. તેના હાથમાં તલવાર છે અને સુરવાળ ઉપર એક પગે સોનાનું સાંકળું છે.

જળક્રીડા પૂરી થઈ. સાહેલીઓએ પેલી હંસિણીને પાણીની બહાર કાઢી અને નવાં વસ્ત્રો આપવાની ના કહી. ડીલને સંકોચતી, છુપાવતી તે કિનારે ગઈ અને પોટલી છોડવા લાગી. પવન ફરફરે, કોયલ બોલે, ઝાડના સુસવાટ એકથી બીજે જવાથી લાંબો ફફડાટ ચલાવે અને ઉપર આસમાન અજબ નૂરથી ગરી પડે તેવે વખતે આ વસ્ત્ર કાં બદલાતાં હશે? અને તેને જોવાને આ બેવકૂફ ખોટી કાં થતો હશે?

પદ્માએ રૂપેરી ચાર આંગળની કિનારવાળી સફેદ રેશમી સાડી પહેરી. કાળા ભમ્મર જેવા વાળ ઉપર આડી પડેલી તેની કોર દૃષ્ટિમર્યાદા ઉપર ચંદ્રરેખા જેવી તે સોહામણી અપ્સરાને લાગતી હતી. તેવા જ રંગની રેશમી ઝીણી તસતસતી ચોળી તેણે પહેરી.

સુંદરતામાં સુંદરતા મળી. સાકરમાં અમૃત ભળે તેમ એના સુકોમળ અંગ ઉપર ચાંદની જેવું તે શુભ્ર વસ્ત્ર શોભવા લાગ્યું. પલાળેલું કપડું તે જાતે જ નીચોવવા ફરી સરોવરમાં ગઈ. સાડી ઊંચી થતાં તેના સફેદ પગ કાળા પાણીમાં ચળકવા લાગ્યા.

દિલમાં જખમ હવે ઊંડો પડ્યો.

'તે કોણ હશે? માનવ કે અપ્સરા?'

અપ્સરા જોયા સિવાય એ રજપૂતને તેની કલ્પના થઈ, કારણકે ખૂબસૂરતીની ટોચ તે અહીં જોતો હતો. રમતિયાળ હસતો ચહેરો, જોનારના બળી ગએલા હૃદય જેવી તેની ભ્રમર, ઘાયલના કારી જખમ જેવા ઊઘડેલા તેના હોઠ અને ખૂબસૂરતીની સાથે જતું તેનું પ્રેમાળ વિવેકભર્યું હૈયું! તે માનવ હતી કે અપ્સરા?

હવે તે થોભી શકે તેમ નહોતું. પૂછ્યા સિવાય રહેવાય તેમ નહોતું. આવી મોડી રાત્રે સરોવરમાં નહાવા આવનાર હશે તો કોઈ રાજપૂતની જ છોકરી. કોઈ સૂર્યવંશી કે ચંદ્રવંશીની જ કન્યા!

તો શું તે મારી સાથે વાત કરશે? મને જોઈ કદાચ તે ચીસ પાડશે તો?

કેવી રીતે ઓળખાણ કરવી તેનો જરા વાર વિચાર કરી તે જરા પાસે ગયો અને ઝાડની ઝઝૂમતી ડાળીઓની નીચે અંધારામાં બેસી 'અરેરે! કોઈ મને મદદ ન કરો? હું બેભાન છું. કોઇ મને બચાવો' એમ કરુણ સ્વરે તે બોલ્યો.

જંગલની આવી શાંતિમાં એનો અવાજ ગાજી ઊઠ્યો. ટેકરીઓની વચમાંથી એનો પડઘો પડ્યો. સરોવર પણ જાણે ગાજી ઊઠ્યું. ઓચિંતું પેલી મુગ્ધાઓએ પાછળ જોયું. 'અહીં આવે વખતે કોણ હશે બહેન? લાવો, જોઇએ તો ખરાં. કોઇ પાણીમાં પડી ગયું હશે. મને તરતાં આવડે છે.' વગેરે બોલતી બંને સાહેલીઓ અવાજ તરફ વળી.

જઇને જુએ છે તો એક રાજકુંવર જેવો પુરુષ તલવાર અને શૂરવીરતા આઘાં મૂકી, હાથ અને હિંમત ભોંય ઉપર પ્રસારી, આંખ અને મરદાઈ મીંચી દઈ સૂકાં પાંદડાં ઉપર પડ્યો પડ્યો કરુણ સ્વરે પોકારતો હતો.

'એમના કપાલમાં તિલક છે; પગમાં સાંકળું છે. કોઇ રજપૂત લાગે છે. ભાઈ, તમને શું થયું છે? તમે અજવાળામાં આવો તો તમને જોઇએ. તમને કાંઈ કરડ્યું તો નથી ને?'

એક સાહેલીએ તેને હાથ આપ્યો. તેને ટેકી તે ધુતારો સરોવર ઉપરની સૂકી મટોડી ઉપર જઈ બેઠો. પદ્મા ઊભી રહી હતી. સાહેલીઓ તેની પાસે બેઠી.

જાણે ચિત્ત સ્વસ્થ થયું હોય તેમ 'તમે કોણ છો? મને અહીં તમે લાવ્યાં?' એટલું પૂછ્યું.

'હા ભાઈ, તમને શું થયું છે?'

'મને—મને બીજું કાંઈ નથી થયું. રાતના હું અહીં ફરવા આવ્યો હતો. કલાકથી હું પેલા ઝાડ નીચે ઊભો રહ્યો હતો. ત્યાર પછી મને આંખે અંધારાં આવવા લાગ્યાં. મારાથી ત્યાં બેસી જવાયું. તમે કહેશો કે તમે કોણ છો?'

'આ પદ્માબહેન આ ગામના પટેલનાં છોકરી છે અને અમે એમની બહેનપણીઓ છીએ.'

'હં, ત્યારે તો તમે આ સામેના બગીચામાંથી આવ્યાં હશો! ત્યાં પટેલનો બંગલો છે ખરો. તમે મને ઓળખો છો? હું કુમાર જયપાળ.'

'કુમાર જયપાળ!' એમણે એકએકની સામે જોયું. આપણા પાટવી કુંવર! કંઇક માન, કંઇક લજ્જા સાથે ત્રણે જણાં ખમચાયાં. ત્યારે તો એમનાથી વાત કેમ થાય? એમણે તો મલાજો પાળવો જોઇએ.

કુંવર તેમની લાગણીઓ સમજી ગયો.

'જો તમે મારાથી જરા યે શરમાવ તો હું મરૂં એટલું તમને પાપ છે. હું તમને કોઈ પણ પ્રકારની ઇજા નથી કરવાનો. તમે મને તમારામાંની એક બહેનપણી જ સમજજો.'

કુમારને આ શું થયું હશે? તે પોતાનું અભિમાન મૂકી રંકની નરમાશથી—ગરીબાઇથી કેમ બોલતા હશે? આપણાં જેવાં સામે તો તે કોઇ દિવસ નજર પણ ન માંડે!' ત્રણે જણાં આ એક જ જાતનો વિચાર કરતાં હતાં. પણ કારણની એમને કલ્પના યે ન હતી. દુઃખી છે, દીન છે એ તો દેખીતું હતું. પાટવી કુંવર જાણી એમને લાગણી ઉત્પન્ન થઇ. મદદ માગે છે તો તે આપવાને તત્પરતા બતાવી.

આપણી સાથે એ ક્યાંથી બોલે? પણ શું મલાજો છોડી

એમની સાથે વાતો થાય ? કદાચ કોઇ જાણે તો ? હા;—કોઈ જાણે તો ? એ જ. મલાજો પાળવામાં દાબ—સ્વતંત્રતાની આડખીલી. બીક ન હોય, લોકલજ્જા ન હોય તો સ્ત્રી અને પુરુષ બંને એક જ જાતિનાં. બંને મિત્ર. અહીં એકાન્ત હતું. સરખી સાહેલીઓ સાથે જયપાળ કંઇક ઉમરમાં મોટો, છતાં સ્નેહી થવાની યોગ્ય જ વયવાળો હતો. અને વળી પાટવી કુમાર. એ પડદો ભૂલી ગયાં. પડદો તે લોકલજ્જા—માતાપિતાની બીક.

પણ કદાચ કુમાર હેવાનપણું બતાવે તો ? કોણે એની મનોવૃત્તિ પારખી હતી ? તો અબળાનું જોર તમે જોયું છે ? તમારી લોકલજ્જા, પરતંત્રા, એમના ઉપર ઓઢાડેલી તે કૃત્રિમતા ખસેડી લો અને એમનું પૂરૂં જોમ જુઓ. એ તમને બતાવી આપશે કે ચારિત્ર્ય તે શું છે. સાચું સ્ત્રી તત્ત્વ તે પુરુષ તત્ત્વ આગળ કોઈ પણ દરજ્જે ઊતરે છે ખરૂં ? સીતાની સહનશીલતા, રાણકદેવીનો પ્રાણત્યાગ, વીરમતિનું શૌર્ય, ગમે તે પળે એમનાં હૃદયમાં જાગી આવે છે, અને જેમનામાં સતીત્વનો અંશ પરાપૂર્વથી ચાલ્યો આવ્યો હોય છે તેઓ પુરુષના પશુત્વને એક ક્ષણમાં હરકોઇ પ્રકારે પટકી નાખશે. સતીઓની આગ હજુ બળે છે. લૉર્ડ બેન્ટીકે કાયદો ઘડી સતી થવાનો ચાલ બંધ પાડ્યો, પણ ભાવનાને બંધ નથી કરી.

ઊંધા પગ વાળી ત્રણે જણાં સામે બેઠાં. લાંબા પગ કરી પાછળ હાથનો ટેકો રાખી કુમાર બેઠો. માથેથી સાફો નીચે મૂક્યો. ચંદ્રના પ્રકાશમાં લાંબા વાળની વચમાં ચમકતું તેનું મુખ, ભરેલા ગાલ અને રાતા અધર ઓપવા લાગ્યાં. બંને સાહેલીઓની વચમાં, છતાં જરા પાછળ, બે સાહેલીઓને ખભે બે હાથ રાખી એ માથેથી ખસી ગએલો છેડો સંકોચવો ભૂલી જઇ, બોલ્યા સિવાય, ચપળ અને સકુતૂહલ આંખે પદ્મા—આસમાનની પરી

—તેની સામે એકીટશે જોઇ રહી હતી.

રાત્રીના નવ વાગી ગયા હતા, છતાં જાણે વસંતનું સવાર હોય તેવો—જીવનની વસંત અને ગુલાબના જીવન જેવો તે સમયનો ભાગ લાગતો હતો. ચોગરદમ શાંતિ છતાં આ મીઠી વાતચીત કોયલના રણકાર જેવી હતી. ચારે યુવાન, તેથી જગત સઘળું જાણે તારુણ્યમાં તરબોળ બન્યું હતું.

અન્યોન્ય કુતૂહલ સમાપ્ત થયું. એકએકને જોવાય ત્યાં સુધી જોઇ રહ્યાં. ઓળખ્યા પછી શું બોલવું તેની કાંઇ સૂઝ ન પડી.

બાળાઓને જવા તૈયાર થતી જોઇ કુમાર બોલ્યોઃ 'તમારે જવું હોય તો ભલે જાઓ. પણ જો મારી ઉપર તમને કંઈક લાગણી હોય તો તમે એક વચન આપતાં જાઓ; અને તે એ કે ફરીથી ક્યારે આવશો? અને આવશો ત્યારે મને તમારી સાથે આ પ્રમાણે વાતચીત કરવા રજા આપશો. મારાથી શરમાશો નહિ. હું ઇશ્વરના સોગન ખાઇને કહું છું કે તમને કોઈ જાતની ઇચ્છાથી હું બોલાવતો નથી. મારી લાગણીઓ હું અત્યારે જ તમને જણાવત, પણ તમને ઓળખ્યા પછી મારી બુદ્ધિ બહેર મારી ગઇ છે, હું ગૂંચવણમાં પડી ગયો છું. મારે તમારી સાથે વાતચીત કરવી છે.'

'તમારી' ઉપર ભાર મૂકી એણે પદ્મા તરફ જોયું. નજર એક થતાં એણે નીચું જોયું. જરા ખમચાઇ અને પછી હિંમત આણી.

'મારી સાથે? ભલે; તેને માટે હું તૈયાર થઇ આવીશ. કાલ પડવો છે એટલે કાલે જ અમે અહીં આવીશું. અજવાળિયું અમને બહુ ગમે છે, અને તેમાં ચૌદશ, પૂનમ અને પડવેને દિવસે તો અમે નક્કી જ અહીં આવવાનાં. તમે જાણો છો ને કે અમે પડદામાં રહીએ છીએ? આથી સાંજના કે સવારમાં તો અમારાથી

બહાર નીકળાતું જ નથી. માત્ર રાતના કોઇ વાંધો લેતું નથી.'

જે મિઠાશથી, હિંમતથી અને મિત્રની માફક તે બોલી એ ઉપરથી રાજકુંવર તો અંજાઇ ગયો. એ કેળવાએલી છે એમાં તો શંકા જ નથી. શુદ્ધ, સ્પષ્ટ અને શરમ છતાં ગભરાયા વગર કેવી સલુકાઇથી એણે વાત કરી!

ઓ જયપાળ! તારા હૃદયને ઠેકાણે રાખજે. મૂર્તિને જોતાં જ તેના સ્વરૂપ ઉપરથી તેના ગુણની, દિલની પરીક્ષા થઇ જાય છે. તેં કેમ જાણ્યું કે તારા ઉપર પ્યારની એક્કે રેખા તે પડવા દેશે? એ નિર્દોષ છે તેની જ એના મોં ઉપર ખૂબસૂરતી છે. જેને લીધે તું અંજાય છે તે શુદ્ધિ છે; તેનો જ એની આજુબાજુ પ્રકાશ પડે છે. જેને લીધે તું ગુલામ બને છે તે સુંદરતા તે બદનની નહિ, પણ દિલની. ખરી સફેતી દિલમાં છે જેને લીધે બદનની સફેતી મળે છે. મોહક છબી ગણિકાની કદી પણ નથી હોતી. તમે ભલે તેમાં રમણીયતા જુઓ. નિર્દોષ આંખ તે સલતનજ અને પ્રેમલ વૃત્તિનું જ પરિણામ. જિગરની નેકી તેની જ ચહેરા ઉપર ગુલાબી રોશની. કલાનો સાચો પરીક્ષક તે બંને ઓળખી શકે છે અને તેમનો ફેર પિછાની શકે છે.

તું બસ કર. પૂરો વિચાર કર. આ મોહ છે કે પ્રેમ? વિષય છે કે શુદ્ધ વૃત્તિ? અને શક્ય છે કે અશક્ય? ઘણો ઘણો પ્રયત્ન કરી એણે મનને કાબૂમાં લેવા માંડ્યું. પણ તે હાર્યો. તે શૂરવીર હતો કે કાયર?

પણ તેનો શો જવાબ હશે? પદ્મા તો ક્યારની ય સમજી ગઈ હતી. એક મિનિટમાં હજાર વાર નજર પોતાના ઉપર પડેલી તે ચતુર કન્યા સમજ્યા વગર રહે ખરી?

પ્રેમની ખૂબી શું કેળવાએલા જ જાણે છે? જુવાનીનું જિગર,

કમાનવાળી આંખ અને વહાલસોયો સ્વભાવ શું ભણેલા જ પિછાને છે? બાગમાં ફૂલ છે, પણ માળી વિના એની ખૂબસૂરતી નથી. હીરામાં પાણી છે પણ ઝવેરી વિના એની કદર નથી. વાકયમાં કવિતા છે પણ સહૃદય વિના તેને કોઈ સમજનાર નથી. તો જિગરના પ્યારને જ્ઞાનનો પ્રકાશ વધારે ખૂબીથી કાં ન બતાવે? ઓ કેળવાએલા પ્યારના ગુલામો! તમારી જ ટોળીનો, હાથે જ ગુલામી કબૂલ કરનારો, અને એ ગુલામીમાં જ જિંદગીની મઝા માનનારો—પરતંત્ર હિંદના વતની જેવો તે પણ ઊભો છે. એની આંખમાં ઊંઘ નથી; જોકે આખું જગત ચૂપ છે. એના જિગરમાં શાંતિ નથી; જોકે આસમાન ઢળેલું છે.

રાજગઢીના કોટને અડાડીને અગાશી કરી હતી અને તેમાં રાજમહેલની બારીઓ પડતી. નીચે ખાઇનું પાણી જરા ઊંડાણમાં આમથી તેમ લહરી લેતું હતું અને સામે બહારનો મોટો કિલ્લો હતો જેની દીવાલ ઉપરથી ગામનાં ઘર અને વચમાં વચમાં કાળાં ઝાડ જણાતાં હતાં.

રાત્રિના બાર વાગ્યા હતા; પણ તેને ચેન નથી. હમણાં જે ચિત્ર જોયું હતું તે ચારે બાજુ તર્યા કરે છે. સામેની કિલ્લાની ભીંતો ઉપર, પાણીની સપાટી ઉપર, આકાશમાં કે કાળાં ઝાડવાં ઉપર એ જ રમ્ય, રમતિયાળ રસીલી તસ્વીર ફર્યા કરે છે. ઇશ્વરની માફક તે સર્વવ્યાપી હતી. ચાંદની માફક એને રોશની હતી. ગુલાબની એને સુરખા હતી. ગુલછડીની એને કોમળતા હતી. પ્યારની ઘડેલી, દયાથી સોહામણી, નમનતાઇ–સલુકાઇના આભૂષણવાળી તે દિવ્ય આકૃતિ જગ્યાએ જગ્યાએ એને દેખાતી હતી.

'શું તે ચાહશે? અને શું હું ચાહું? એને મારું સર્વસ્વ અર્પણ કરું?' આ એનો સવાલ. એ પટેલની કન્યા; મારાથી એને

કેમ સ્વીકારાય? મારા કુળને કલંક, મારી કેળવણીને ખામી, મારી અણસમજ અને બેવકૂફી નહિ લાગે? આ એની ગૂંચવણ.

કાલ એને હું શું પૂછીશ? મારાથી એમ નહિ પૂછાય કે તું મને કબૂલ રાખીશ? અને ત્યાં એમ કેમ કહું કે હું તારો થઈ ચૂક્યો છું; તારો દાસ છું, ગુલામ છું.' પણ શું તે આવશે?

પ્યારનો જોગી પવનપાવડી ઉપર ચડ્યો હતો. પટેલની, પરજાતની, ઉતરતી પંક્તિના નગરજનની એ કન્યાના મોહમાં કે પ્યારમાં પડી શું કરવું? એની સાથે કોઈપણ કાળે લગ્નસંબંધ કેમ બાંધી શકાશે? હાયહાય! હિન્દુ સંસાર! સ્ત્રીનું સ્ત્રીત્વ, ચારિત્ર્ય, સૌંદર્ય, સર્વ કોરાણે મૂકી નાત અને કુળદરજ્જાનું આટલું બધું માન! જન્મ જેવો એક અકસ્માત જિંદગીઓની ખુવારીઓનું મૂળ?

તે હજાર વિચાર કરે છે, લાખ કલ્પનાઓ કરે છે અને કરોડો મનોરથ-સૃષ્ટિઓ ઊભી કરે છે. તે અક્કલમંદ હતો કે પાગલ?

બીજી રાતના ચંદ્રે એક બાજુ કળા કમી કરી હતી. તે કળા એ પરીને મળી હતી. આજે એમના લેબાસ સરોવરમાં રમવાના ન હતા. અન્ય કપડાં સિવાયના ઝીણા ઝીણા સાળુ આજ નહોતા પહેર્યા. પણ સંપૂર્ણ સજ્જ, વસંતની કે શરદની મૂર્તિ જેવી તે ત્રણે સખીઓ ત્યાં આવીને બેઠી. તે જ તળાવ, તે જ કાળી મટોડી, તે જ આંખની ચમક અને જુવાનીની ઝમક.

છૂપાતો જયપાળ આવ્યો. એના હાથમાં તલવાર ન હતી. જરીનો જામો ન હતો. રેશમી સાફો ન હતો. રજપૂતના સાદા લેબાસમાં પણ રાજવંશી વીર્યને ઝળકાવતો, નયનોમાં ગુમાન રાખતો પણ જિગરમાં રાંક બની ગએલો—જાનને ઝુકાવી દેવા તૈયાર થએલો તે ત્યાં આવી કમર ઉપર હાથ મૂકી ઊભો રહ્યો.

બોલું બોલું થાય, પણ કહેવું શું? કયે શબ્દે મનની વૃત્તિઓ જણાવવી? અને તેમ કર્યાં પછી હલકાઇ જણાઈ તો? કાંઈ હરકત નહિ. તેની કળા ક્યારનીયે કરી રાખી હતી. સાફાના આંટાઓ વચ્ચેથી એણે એક કાગળનો ટુકડો કાઢ્યો અને પદ્માના હાથમાં મૂક્યો.

આ વીસમી સદીની વાત છે—પંદરમીની નહિ. તે જૂના વિચારનાં કુટુંબો પણ કેળવણીની કિંમત સમજતાં થયાં હતાં. જ્ઞાન જે સ્વપ્ન હતું તે સત્ય ઠર્યું હતું અને તેમાં રાજ્યનો કાયદો ન સમજે તેને સમજાવે. પછી પદ્મા ભણેલી હોય તેમાં શી નવાઇ? પણ ભણેલાંની ઈર્ષ્યા, ઊછળતા લોહીનું રક્ષણ, અને મોટે ભાગે લોકલજ્જા ઊંચાં ગણાતાં કુટુંબોની સ્ત્રીઓને ઉઘાડે છોગ ફરવા નહોતાં દેતાં. કદાચ કોઈ મોગલ કે પઠાણ, અલાઉદ્દીન કે સલીમ ઉપાડી જાય તેનો ભય ન હતો, પણ લાંબા કાળથી ચાલી આવેલી રીત હજી ઊંચાં ગણાતાં કુટુંબો જાળવી રાખતાં હતાં.

પદ્માએ ચિઠ્ઠી હાથમાં લીધી. કાળા, મરોડદાર અને ઘૂંટીને કાઢેલા અક્ષર અને વાસંતી પૂનમનો બીજે દિવસ; સોયનો શાર પરોવવામાં કુશળ પદ્માને તે વાંચતાં વાર ન લાગી. જયપાળ આતુરતાની ટોચ ઉપર હતો. શો જવાબ આપશે એ વિચારથી એનું હૃદય ધડકતું હતું. બંને સખીઓ કુતૂહલથી ચિઠ્ઠીના પાછલા ભાગ ઉપર જોઈ રહી હતી.

‘જેના શરીરનું—હૃદયનું બળ જતું રહ્યું છે, જે પ્યારને ખાતર પ્રાણ આપવા તૈયાર થયો છે તેને તમે ચાહશો ખરાં?’

ટૂંકો ને ટચ સીધો જ સવાલ: ‘ચાહશો ખરા?’ અંત વાંચતાં પદ્માના મુખ ઉપર ત્રણ છાયા ફરકી ગઈ: એક ક્રોધની, બીજી દયાની અને ત્રીજી ગંભીરતાની.

ચિઠ્ઠી વાંચીને ઘડીવાર તે શાંત રહી. અને પછી હૃદયનું

બધું બળ એકઠું કરી, ઉશ્કેરાઈ ગએલી હોવાથી કમ્પને રોકી રાખવા પ્રયત્ન કરતી તે બોલી:

'કુંવર સાહેબ, જરા અણઘટતું લાગશે; પણ મારા મનના વિચાર તમારી આગળ ખુલ્લા કરૂં છું. હું પ્રેમને નથી માનતી. પ્યારને ખાતર પ્રાણ આપનાર તે તો શબ્દમાં. મેં કોઈ એવાં રત્ન નથી જોયાં કે સાંભળ્યાં. કોઈક વખત તેની લહેરીઓ વાઈ ગઈ હશે, પણ મને જોતાં જ તમે સાચા પ્રેમમાં પડી ગયા એ વાત તો તદ્દન જૂઠી. તમે મારા રૂપને જોયું.'

થઈ રહ્યું. સવાલનો બીજો જ જવાબ. પોતાની જ નહિ પણ પ્યારમાત્રની બેકદર અને અજાણ! અને હું શું તેના રૂપ માત્રથી અંજાયો! શું એ ખરૂં કહે છે? હૃદય ઉથલી ઉથલી બહાર આવે છે, આંખ નીંદ ભૂલી જાય છે, જિંદગી બેજાન થવા તૈયાર થાય છે, તે શું મોહને ખાતર? તું ભૂલી પદ્મા! પ્રેમનો તને કઠોર અનુભવ હશે; રસમાં તેં નિરાશા દીઠી હશે. પણ મારૂં હૃદય તને ખાતરી કરી આપશે કે પ્રેમ એ શું છે; ખુવારી તે શું છે. નટની પેઠે તે બળે જતો હતો. દરવેશની પેઠે તે સર્વસ્વ અર્પણ કરતો હતો.

'તમે ભૂલો છો;' તેણે પદ્મા તરફ ફરી કહ્યું: 'મેં રૂપ માત્ર જોયું તે વાત ખરી, પણ તમે ધારો છો કે આ ચહેરો એ કાળા જિગરની છાપ છે? આ ચિઠ્ઠી બોલી તે જાદુગરની કળા છે? આ સ્પષ્ટ સરળ સવાલ તે અણઘડતાની નિશાની છે? અને દુનિયામાં પ્રેમ નથી અને મોહ છે એ વાત તમને ખોટી પાડી આપું તો?' પ્રેમનાં જોડાં તમારી આંખ આગળ ખડાં કરૂં તો?'

'વાદવિવાદની આ વાત નથી. ચાલો, ઉભા થાઓ અને જ્યારે લાવો ત્યારે એ જોડાંને જોવા હું તૈયાર છું.'

જયપાળનું મગજ અહીંથી જ ખસ્યું. શું બોલું છું, કોને લાવવાની વાત કરું છું, એ બનશે કે નહિ, એનો વિવેકપૂર્વક વિચાર તે કરી શક્યો નહિ. લાગણીના આવેશમાં એ કંઇકંઇ સોગનો લેવા લાગ્યો અને અત્યાર સુધી જે બુદ્ધિ શુદ્ધ હતી તેમાં ગાંડછાનું પહેલું ચિહ્ન પ્રગટ થયું.

પ્રેમીઓની પરીક્ષા કરવા જનારની પોતાની જ પરીક્ષા થવાની હતી. ‘પ્યારની જ કદર નથી ત્યારે આ દિલને ક્યાં ઉથાડું? જેને વાસ્તે તે આતુર છે તે તો સમજતી નથી; તેનું દુઃખ તે પિછાની શકતી નથી. અંદરની લ્હાય હવે બીજું કોણ બુઝાવશે? પ્રેમીઓની પરીક્ષા કરી એમને એની આગળ રજૂ કરું તો શું એ મને કબૂલ રાખશે? અને શું હું મારું સર્વસ્વ છોડી એના જીવનનું અરધું અંગ થઇ શકીશ? માબાપ મને છોડશે, નગર મને વખોડશે, સ્નેહીઓ મને ઠપકો આપશે. એ સર્વ વેઠવા તૈયાર છું. તે ખૂબસૂરત છે એટલું જ નહિ, પણ હરકોઇને બંદીવાન બનાવે એવી એનામાં ખૂબી છે.’

સાહેલીઓ તો આ નાટક જોઈ જ રહી હતી. નવીનવી છાયા ચારે જણાંનાં મુખ ઉપર છવાઈ ગઇ હતી. કુતૂહલની સખી પર, જવાબ જાણવાની પદ્મા પર, અને ગૂંચવણની જયપાળ પર.

તેણે સાફો હાથમાં લીધો: ‘પ્રેમની સાબિતી આપું તો જ હું સાચો પ્રેમી.’ દેવીને જેમ નમન થાય તેવી રીતે તે પરીને તેણે નમન કર્યું અને રજા લઈ ઉત્સાહથી તે ચાલ્યો.

તે ફકીર હતો કે ભિખારી? તે ફકીરના લેબાસમાં રાજપૂત શાહજાદો હતો. પ્યારને ખાતર તે ફકીર થયો હતો. ઘરબાર છોડી તે દૂરનાં શહેરોમાં ભટકતો હતો. પ્રેમીઓ શું બજારમાં ફરે

છે? આશક માશુક શું રસ્તામાં દીવાના થએલાં મળે છે? તે કોને શોધી કાઢશે? કોના ઘરમાં છુપો પેસી પ્યારનું જોડું પરખી કાઢશે?

કશકોલ–કમંડળમાં પૈસો ફેંકવા કોઈ આવતું તો તેને ઊભું રાખી પૈસો પાછો આપતો અને ભીખમાં એટલું જ પૂછતો કે પ્યારને ખાતર પ્રાણ આપનાર તમે જોયાં છે? કોઇ કહેતું કે મારે રોજ લઢવાડ થાય છે; કોઈ કહેતું કે મારી સ્ત્રી પ્યારની યે કૂવે પડીને મરી ગઇ છે; તો કોઇ એને દીવાનો સમજી આડું જોઈ ચાલ્યા જતા.

આ આગલા જમાનાની વાત નથી કે પ્યારનાં જોડાં તમને આંગળીને વેઢે જણાય. આ જમાનામાં કોણ તેનો પત્તો આપશે? વીસમી સદી સ્વાર્થસાધક યુગ છે. કેળવણી લીધા છતાં આત્મ-ભોગ એ દૂરની વાત થઈ છે. પોતાની મતલબ સાધતાં આખી દુનિયાની જરૂર પૂરી થશે—સૌકોઈ પોતાને જાળવતાં શીખશે તો આખી આલમ એની મેળે જ ઊંચી આવશે, એ જ આ જમાનાનો વાદ છે. સ્વચ્છંદ ને સ્વતંત્રતાના એક જ ત્રાજવામાં તે એઠાં છે તો પ્યારને ખાતર પ્રાણ આપનાર ક્યાંથી દેખાય? શહેરોમાં ફરો, ગામડાં ભટકો કે જંગલમાં જાઓ, પણ જ્યાં સુધી સ્થળ કરતાં કાળના ઊંડા છુપાએલા ખૂણાઓમાં નજર નહિ જાય ત્યાં સુધી શુદ્ધ પ્રેમની સાબિતી નથી.

કેટલીક વખત તે રાજકુમાર ભીખને બહાને હવેલીઓમાં પેસી ગયો હતો, સુતાર લુહારની દુકાનોમાં ડોકીઆં કર્યાં હતાં અને ગામડિયાઓનાં ઝૂંપડાંમાં ધૂપ કરી આવ્યો હતો; ગામને પાદરે બેસી નાવીઓની સાથે વાતો કરી હતી, ધોબીઓના ઘાટ જોયા હતા; પણ પ્યારનું હવાઈ રૂપ તેની નજરે ન પડ્યું. કેટલાક તો પૈસો કમાવામાં એવા પડ્યાં હતા કે બાળકની ખબર બુજર્ગ ન લે કે બુજર્ગની ખબર ફરજંદ ન લે. એક જ નિગાહ, અને તે જરની.

દુનિયા તે પ્રેમ નહિ પણ તકરાર છે તે આ જમાનાની કલમ છે.

નિરાશ થઇ તેણે પોતાના વતન તરફનો રસ્તો લીધો.

તડકે ફર્યાથી ચામડી કાળી પડી ગઇ હતી. ખાવાપીવાનું પૂરૂં ન મળ્યાથી ગાલ પણ બેસી ગયા હતા. ગમે ત્યાં સૂઇ રહેવાથી શરીર પર ચાઠાં પડ્યાં હતાં. તો પ્યારને ખાતર ફકીરી કાં લીધી? તેને પોતાને જ ખબર ન હતી કે ઘરબાર કેમ છોડ્યાં. તવારીખોમાં સાંભળ્યું હતું કે પ્યારના દીવાના જોગી થાય છે, તેઓ જંગલ જંગલ ભટકે છે અને નિરાશ થએલું પોતાનું જીવન રખડી રવડી પૂરૂં કરે છે. અંધારૂં તો ગાઢું થઈ ગયું હતું. પણ હજી ભવિષ્યમાં એને આશાનું એક કિરણ ચમકતું લાગતું હતું. એક વખત એને પગે પડી પોતાની આફતો જણાવવી. જો તેનું દિલ પીગળે તો કદાચ તેને સ્વીકારે.

સાંજ પડી એટલે તે સરોવરના કિનારા પર માટીની ભેખડ ઉપર જઇ બેઠો. ઉપર આમલીનું ઝાડ ઝઝુમતું હતું. કમળ ઉપર ઉદાસી આવતી હતી. સૂરજ રાતો થતો હતો. પાંદડાં રંગાતાં હતાં. સવારમાં કુદરતને જે હોંશ હોય છે તે સાંજના જણાતી નથી. સામા કાંઠા ઉપર સારસની જોડલી દીઠી. એક આમ જાય તો બીજું પણ ત્યાં જ. એક ઉડી તળાવ વચ્ચેની લીલ અને ચારથી છવાએલી ભોંય ઉપર બેસે તો બીજું પણ ત્યાં જ. ધોળું—છતાં સિંદુરીઆ—ઉજળું તે પંખીનું જોડું ચિત્તને મુગ્ધ કરતું હતું. બરફની રોશની, આફતાબની રતાશ અને બાળકની નિર્દોષતા એમના ઉપર ચોંટી રહ્યા હતાં. કુદરતની—કિરતારની એમના ઉપર મહેરબાની હતી.

પણ ઓચિંતું સુસવાટ કરતું તે શું ગયું? અને એક સારસ જમીન ઉપર કેમ પડ્યું? ટેકરી ઉપરથી કોઇ ઊંચું થએલું જણાયું.

તરફડતું તે પડ્યું. પાંખમાંથી લોહી વહ્યું. અને ચીચીઆરી પાડતું તે ઘડીમાં શાંત થઇ ગયું. ચાંચથી અડકી ચીસો પાડતી તે પંખિણી ભોંયે ચાંચ ઘસવા લાગી. શબને તળેથી ઉચકી ઉઠાવવા લાગી. સામેથી શિકારી ભીલ આવ્યો છતાં તે ઊડતી કેમ નથી?

આ જ તેના પ્રેમની સાબિતી. હું એને મરવા નહિ દઉં. લઇને પદ્માને જઈ બતાવું કે પ્યારને ખાતર પ્રાણ આપનાર આ જો.

હોંશમાં તે ઊઠયો અને ભીલને કહ્યું: 'હું કુમાર જયપાળ. જો આ મારી મહોર.' કહી એણે ફેંટમાંથી વીંટી કાઢી બતાવી. 'જો સારસીને મારીશ તો જીવ લઇશ. મારે તેનું કામ છે.'

સારસીને ઉચકીને તે લઇ જવા લાગ્યો. પણ પોતાની લાંબી ડોક ઘસતી તે જમીન ઉપર પડી. કાંઠા ઉપરના કાદવમાં ચાંચ, આંખ, મોં સર્વ ડુબાવી દીધું.

હવે એને શી રીતે લઇ જવાય?

નિરાશાની હવે હદ થઇ હતી. ઘણાક દિવસ ભટકવાથી પગ પણ લોથપોથ થઇ ગયા હતા. તે કિનારા પર બેસી રહ્યો અને વારંવાર ધ્યાન ખેંચવાને 'અહાલેક, અહાલેક' બોલવા લાગ્યો. રાત પડી ત્યાં સુધી ઝાંપા તરફ તેણે જોયા કર્યું.

અવાજ સાંભળી કુતૂહલથી, એક પછી એક તે સોહામણું ટોળું આવ્યું. ફકીરને જોયો. તે ફકીર હતો કે ભિખારી? ધારીને જોતાં કે રાજપૂત શાહજાદો જયપાળ હતો.

'પદ્મા! હવે હદ થઇ. જોતાં શોધ્યાં પણ કોઇયે હાથ ન લાગ્યું. શહેર જોયાં, ગામ જોયાં, જંગલ ભટક્યો, પણ તમને બતાવવા જેવું આ આંખ સમક્ષ કોઇ ન આવ્યું.

પણ જો પંખીમાંથી કબૂલ રાખો તો બતાવું. મારી નજર આગળ એક સારસી આપઘાત કરી મરી ગઇ. હજી એમનાં

શમ ત્યાં પડ્યાં છે. બીજે તો હું જઇ શકું તેમ નથી; શરીર કામ કરી શકે તેમ નથી. મારી દોરી તમારા હાથમાં છે. જો દયાળુ હો તો દયા કરો. પ્રેમાળ હો તો પ્રેમ આપો. હું મારી નાત જાત કે પદવી સર્વ કોરાણે મૂકી તમારી સાથે જિંદગી ગુજારવાને તૈયાર થઇ ગયો છું. તમારો ગુલામ છું, તમને પગે પડું છું.'

બેશુદ્ધ થઇને પદ્માના પગ આગળ તે ઢળી પડ્યો. પદ્મા અને સખીઓ મૂઢ જેવી ઊભી રહી હતી. પદ્માને દયા આવી. તેને ઊભો કરવા લાગી. પીઠ ઉપર હાથ ફેરવતી 'પાણી લાવો અને એમની આંખ ઉપર છાંટો. મારા ખોળામાં માથું ગોઠવી એમને જરા તમારા પાલવ વતી પંખો નાખો' વગેરે શબ્દોથી સખીઓને આજ્ઞા કરતી ગભરાએલી પદ્મા ખોળો પાથરી બેઠી.

એ જ સ્ત્રીધર્મ, સમાજસેવા અને પવિત્ર ચારિત્ર્ય. જરા પણ શરમ, બીક, કે અપવિત્ર લાગણી સિવાય તે કુમાર જયપાળને શુદ્ધિમાં લાવવા લાગી. કપાળ ઉપર હાથ ફેરવ્યો અને પ્રયત્ન કરતાં જેવી જયપાળે આંખ ઉઘાડી તેની સામે જોયું તેવું તરત જ તેણે કહ્યું: 'ભાઇ, હું તો વર્ષો પહેલાં વરી ચૂકેલી છું. મારી ચૂપકી વાસ્તે મને માફ કરો. હું તો કહેવું ભૂલી, પણ તમે યે પૂછવું કેમ વીસરી ગયા?'

# આત્મા કે પ્રિયા?

તે મીણનાં પૂતળાં બનાવતો—એવાં તો આબેહૂબ અને ખૂબસૂરત કે ગામેગામનાં લોક તે જોવા આવતાં. વરસમાં એકાદ પ્રદર્શન ગોઠવતો અને તેમાં નાની સરખી ફી રાખી પોતાની કલાનો સ્વાદ અન્યને ચખાડતો. વળી તે અફલ ચિત્રકાર હતો. રવિવર્માની રંગપૂર્તિ અને મ્હાત્રેની કલા બંને એના એકના જ હાથમાં હતાં. જો તે ગુલાબ બનાવે તો જરૂર ત્યાં બુલબુલ આવી ભેગાં થાય. જો તે કમળ ઉપજાવે તો ઘણા ભમરાઓ ત્યાં ભૂલ્યા આથડે. જ્યારે તે પાણીની લહરી ચીતરતો ત્યારે બસ તે લહરીઓની સપાટી ઉપર રમતું જ બાકી.

પ્રદર્શન જોવાને સૌકોઇ ભેગાં થતાં. દૂરનાં શહેર અને ગામોનાં લોકો ઘણીવાર અહીં આવતાં અને કલાકાર કંદર્પની પ્રસરી રહેલી કીર્તિ તેમને તેનાં પૂતળાં જોવા નછૂટકે પણ ખેંચી લાવતી. જુવાન, ખૂબસૂરત અને કેળવાએલી સ્ત્રીઓ એનાં પૂતળાં જોઈ બહાવરી બનતી. ભવિષ્ય—દૂરદૂરના અંત—સુધી તેમની કલ્પના જતી અને મનમાં થતું: 'જિંદગી ઘડી ભરની છે; કાલ કોણ જાણે શું થશે? મારા પ્રિયતમ, જો હું વ્હાલી હોઉં તો, મારૂં આવું પૂતળું ન કરાવે?' પતિને પણ એવા જ વિચાર આવતા. પ્રિયાની—ગત સુખની—કોઇને યાદ આવતી અને આવું સજીવન જેવું પૂતળું મૂકી તેની પાસે બેસી ઝૂરીઝૂરી રડવાની અને તેમાં જ આનંદમય રહેવાની ઘણાં વિરહીઓને કલ્પનાઓ સ્ફૂરતી. અધી ખીલેલા ગુલાબના

ફૂલ જેવાં કેટલાયનાં બાળકો નિષ્ઠુર યમદેવે ઉઠાવી લીધાં હશે. કંદર્પ તેમને પૂતળાં બનાવી પારણામાં ઝુલાવી આપે તો! કોઈનાં સ્નેહી ગએલાં—એમની આકૃતિઓ ઘડી, ઘડી વાતો કરવા બેસાડી આપે તો? ભલે તેઓ ન બોલે. પણ એમની હયાતી, એમના સ્વરૂપની સ્મરણરેખાઓ જ બસ હતી. કંદર્પ એક અદ્ભુત શિલ્પી હતો.

જાણે લલનાઓના હાથપગના ખરી પડતા રંગ ઉપરથી તે આકૃતિઓ રંગતો હોય,—કે શિકારીઓએ વીંધી નાખેલી હરિણીઓની આંખો ભેગી કરી તે મીણમાં દબાવતો હોય,—કે ભમરાઓને પકડીપકડી તેમને ભમરો ઉપર મૂકતો હોય;—ગમે તેમ પણ તે આબેહૂબ–સજીવન જ–પૂતળાં બનાવી શકતો હતો. વળી ગુજરાતણને છાયલ, પારસણને સાડી, એમ સૌને સૌસૌના પહેરવેશ એવી તો કલાથી પહેરાવતો કે તેમાં જરા પણ ભૂલ રહેતી નહિ. શુદ્ધ દક્ષિણી બ્રાહ્મણની કોઈ કુમારિકા બનાવે તો તેનાં નયન નીચાં ઢાળે; પારસણ બનાવે તો વલકુડી જ; ગુજરાતણ તો ભોળી જ. તે સર્વદેશીય કારીગર હતો.

કેટલીક વખત તો એવું બનતું કે તે પોતે જ પોતાનાં પૂતળાં ઉપર મુગ્ધ બની જતો. જગતની સર્વ વસ્તુઓ એને તુચ્છ હતી અને પોતાની કૃતિમાં ખૂબસૂરતી પૂરતાં પૂરતાં તે પોતે જ બેભાન થઇ જતો. દયામણા દેખાવો બનાવી બનાવી તે જાતે જ રડી પડતો. પ્રેમનાં ચિત્રો ચીતરી ચીતરી તે પોતે જ પ્યારમાં ઝપટાયો હતો. સેવાની ભાવનાઓ દર્શાવી દર્શાવી તેણે પોતાનું સર્વસ્વ પ્રથમ મૂકી દીધું હતું. કંદર્પ એક સહૃદય, કવિતામય કવિ હતો.

પણ કંદર્પ આજનો નાયક નથી. તેના એક મિત્ર હરિચરણની વાત આજ તો હું તમને કહીશ. તે આર્યસમાજી હતો. મૂર્તિપૂજા, વિધવાવિવાહ, યજ્ઞયાગાદિક વગેરે સંબંધી વિચારો કરી એણે

પોતાના અમુક સિદ્ધાંત બાંધ્યા હતા, અને તેમાં સર્વ રીતે તે પોતાના પંથને અનુસરતો.

એક વખત હરિચરણ કંદર્પને ઘેર આવ્યો. ચિત્રકાર દેવ-સેવામાં બેઠો હતો અને મોટેથી મંત્રો બોલી હાથમાં નાનું સરખું શિવલિંગ લઈ રૂપાની જળાધારીથી સ્નાન કરાવતો તેની પૂજા કરતો હતો. હરિચરણ આજે જ આ પ્રમાણે સવારના પહોરમાં આવ્યો હતો. કંદર્પને પ્રથમ જ આ પ્રમાણે પથ્થર પૂજતો તેણે જોયો. કંદર્પની સામે જોઈ પહેલાં તો જરા હસ્યો, પછી આડું જોયું અને બહાર પરસાળમાં જઈ હીંચકા પર બેઠો.

કંદર્પ ચતુર હતો. તે સમજી ગયો કે હરિચરણે પોતાની પૂજાની મશ્કરી કરી. કંઇ હરકત નહિ. એ જ પળે એણે ગાંઠ વાળી કે હવે એને જો મૂર્તિપૂજક બનાવું તો જ હું કંદર્પ.

પૂજા આટોપી તે સેવામંદિરની બહાર આવ્યો, કપડાં બદલ્યાં અને હરિચરણને લઇ માળ ઉપર ગયો.

'આજે કાંઈ વહેલા વહેલા હરિચરણ? ઠીક થયું; મારે તમારૂં એક ખાસ કામ હતું.'

'તો બોલને, મને કહેતાં અચકાય છે શાનો?'

'જુઓ, આ વખતના પ્રદર્શનને માટે મેં એક કૃતિ સરજી છે. પણ મારૂં ઘર છે નાનું અને તેમાં ઉંદરનો પાર નથી; તો તમારે ત્યાં બંગલાના એક ભાગમાં મૂકી જાઉં તો તમને કંઇ હરકત છે? પૈસાદાર દોસ્તદારનો એટલો લાભ ન લઉં?'

'તે તને કોણ ના કહે છે? પણ શાનું છે એ રમકડું? અને તું આજે આ શું કરતો હતો? આટલો આટલો મારા સંબંધમાં તું આવ્યો તો યે તારૂં પથ્થરપૂજન ના ગયું? પથ્થરના કટકા ઉપર ટીલાંટપકાં કરવામાં તે તને શી ખુશી ઉપજે છે? પરબ્રહ્મનું

એમ ને એમ સ્મરણ કર્યે તને સુખ અને શાંતિ નથી મળતાં?'

'ભાઈ, તમે ખરૂં કહો છો. પથ્થરપૂજનમાં મહાદેવજી યે નથી અને લક્ષુદેવજી યે નથી. આપણે જ ત્યાં મનથી મહાદેવજી બેસાડીએ છીએ ને એમની શક્તિ સ્મરીસ્મરી ગુણ ગાઇએ છીએ.'

'પણ એવા મહાદેવજી કયે દિવસે થયા છે કે એમની શક્તિઓને આમ ટીલાંટપકાં કરી સમસ્યા માંડવી?'

'ન થયા હોય તો આપણી કલ્પનાંથી પણ ઘડવા. એનાથી આપણા આત્માને શાંતિ મળે છે.'

'છટ્‌છટ્; એવો એક જાતનો, કોઇ કાળે ન થએલો એક દેવ, જે આપણે જાણીએ છીએ કે ત્યાં નથી. તેને ઉભો કરી આપણે બીલીપત્ર ચડાવીએ અને આરતી ઉતારીએ, તો એમાંથી શાંતિ શાની કપાળની મળે? જૂઠું હોય તે સાચું કોઇ દહાડો લાગે? વારૂ! જવા દે એ વાત. તું શાનું ચિત્ર કહેતો હતો?'

'એક જુવાન અબળાનું છે; ચિત્ર નથી પણ મીણનું પૂતળું છે. મેં એક અમસ્તી કલ્પના જ કરેલી છે. એવી જાતની કોઈ સ્ત્રી થઇ નથી, પણ મારી ઇચ્છા મુજબ મેં એને રૂપ અને શણગાર સજાવ્યાં છે. તું તારે ઘેર તારી મેડી ઉપર એને રાખજે. માત્ર બગડે નહિ, તેમજ ધૂળ સરખીપણ લાગે નહિ તેની ખાસ કાળજી રાખજે. હું આવતા પ્રદર્શનમાં તેના ત્રણ હજાર રૂપિયા લેવાનો છું.'

આટલું કહી એ તેને પોતાના ખંડમાં લઈ ગયો. તેણે સ્વીચ દબાવીને દીવો કર્યો, કારણકે ત્યાં જરા અંધારૂં હતું. પછી વળી ખાસ ખૂબી વધારવા થોડી બારીઓ બંધ રાખી ઢાંકેલું કપડું આઘું કર્યું.

એક જુવાન કુંઅળી કળી ઝાડના મૂળ આગળ પડેલી પથ્થરની શીલા ઉપર બેઠી હતી. જાપાની રેશમી સાડી, કિનારી પર રૂપેરી થાપો, ગાલ ઉપર ગુલાબી, આંખમાં ચમક

અને બદનમાં જોશ,—એ સર્વ જોનારની આંખમાં ઝબકતાં હતાં. પાતળા પણ ભરેલા ગોળ અને સુંવાળા હાથ, અને હાથમાં સોનાનાં આભૂષણો ન નાખતાં માત્ર કાચની બંગડીઓ, ગળામાં એક જ ખરી જણાતી પણ ખોટા મોતીની સેર, કંઠમાં અરધી જણાતી —આસમાનમાં વીજળી જેવી—ઝબુકતી હતી. આછા રંગની ઝીણા પોતની તેની સાડીમાંથી આખું બદન—ઉછળતું યૌવન—સૌ તરી આવતાં હતાં. એના હાથમાં એક ચોપડી આપવામાં આવી હતી અને યંત્રકળા એવી કરી હતી કે થોડી વાર પુસ્તકમાં નજર રાખ્યા પછી એ સામું જુએ. કંદર્પે દાબી તે કળ—ચાવી ચલાવી અને જીવતાં જેવું એ મીણનું પૂતળું જીવનની રમત કરવા લાગ્યું. હરિચરણ તો હેરત જ પામ્યો! એની સામે નજર મેળવવાનું એનું જીગર ન હતું. હૃદય ઉપર હાથ મૂક્યો અને કંદર્પની કળાને 'ખૂબ કરી' કહી વખાણવા લાગ્યો.

'ભાઈ કંદર્પ! મારે ત્યાં આ પૂતળી રાખવામાં કાંઇ વાંધો નથી. હું તે એને પૂતળી કહું કે જીવતી મુગ્ધા! શરીર પણ જીવતા મનુષ્યના કદનું જ કર્યું છે. આ શું આંબાનું ઝાડ હશે? તેને જરૂર મારે ત્યાં લઈ ચાલ. શી રીતે લઇ જઇશું? તૂટી નહિ જાય?'

'એનું તમારે કામ છે? એના બધા ભાગ છૂટા થાય છે, તે એક પછી એક હું લાવીશ. આજ સાંજના હું મૂકી જઇશ. તમે ઘેર કહી મૂકજો કે કંદર્પ રમકડાં લાવે તો મૂકવા દેજો.'

સાંજના કંદર્પ એ પૂતળું હરિચરણને ઘેર, એના જ ખંડમાં સૂવાના પલંગની સામે ગોઠવી આવ્યો. પહેલે દિવસે તો કાંઇ બન્યું નહિ. માત્ર એકબે મિત્રને કંદર્પની આવી ઊંચી પંક્તિની કળા જોવા તે બોલાવી લાવ્યો હતો. પણ ધારેલો ફેરફાર તે બીજા દિવસથી થવો શરૂ થયો.

સવારના પહોરનું સોનેરી કિરણ તે પરી—પૂતળી—ઉપર પડ્યું હતું. અળતાથી રંગેલા હાથની આંગળીઓ પર અને લોહીથી ભરેલા નખ ઉપર સૂર્યની પ્રથમ રેખા પડી હતી. સૂર્ય જરા ઊંચો આવતાં બાજુ ઉપરથી એક ગાલ ઉપર સુરખી વેરાઈ કે તરત જ સુંવાળું સફેદ કપાળ ચળકી ઊઠ્યું. શરીરના ડાબા અંગ ઉપર સાડીનો આછો પીરોજો રંગ ઊઘડ્યો અને એની સાથે જ હરિચરણની આંખ ઊઘડી.

તે મીઠી મોહિનીની નજર તેના ઉપર જ હતી. એનું સ્મિત-ભર્યું મુખ જોઇ હરિચરણને આનંદની સીમા જ ન રહી. પાંચેક મિનિટ તો તે તેની સામે જ જોઈ રહ્યો. હૃદયની અંદર અનેકાનેક ઊર્મિઓ આવી ગઇ. 'જઇને હાથ પકડું?' આજુબાજુ નજર નાખી અને કોઇ નથી એમ જોઇ વળી બીજો ઉમળકો આવ્યો. 'કંદર્પ! તેં ખરેખર હદ કરી. આને હું આખો દિવસ ખુલ્લું રાખું તો એમાં શું બગડવાનું છે?'

એના ને એના વિચારમાં તે દાતણપાણી કરી આવ્યો. ચ્હા પીધી અને ઑફિસમાંથી આણેલું કામ કરવા બેઠો. ટેબલની રચના આજે ફેરવી નાખી; પલંગ પણ જરા ખસેડ્યો. આરામ ખુરશી ગૅલેરીમાંથી મેડીમાં આણી. આમ પોતાની બેસવાની જગ્યાનું મધ્યબિન્દુ તે મોહિનીને કરી. પોતે જ્યાં બેસે ત્યાં સામી નજર તેના જ ઉપર પડે એમ બધાં આસન ગોઠવ્યાં.

કામ કરતાં પણ વારંવાર નજર ચિત્ર તરફ જ. એક પાનું લખે ને મોહિનીમાં કાંઈ નવું જ દીઠામાં આવે. એને અંબોડે ફૂલ ખોસવું એ કેમ વીસરી ગયો હશે? તે ઊઠ્યો અને માળીને એક ગુચ્છ બનાવી લાવવા કહ્યું. વળી લખવા માંડ્યું. અરધોએક કલાક લખી, વળી ઊઠ્યો ને કબાટમાંથી માલતી માધવનું પુસ્તક

કાઢીને વાંચવા માંડ્યું. અહો ! કંદર્પ, તારી પૂતળી તો જાણે માલતી જ. લાવ જોઉં શકુન્તલા એના જેવી જ છે કે નહિ? આમ હરેક વાર્તા નાટક અને તવારીખની નાયિકા તે મોહિની જ બની ગઈ. જુદીજુદી ખૂબસૂરતીઓ ગણીગણી તેનું આરોપણ કરવા લાગ્યો.

અગિયાર વાગ્યા એટલે જમી ઑફિસમાં ગયો. ત્યાં પણ તે જ વિચાર, તે જ રમ્ય મૂર્તિ નજર આગળ. એકબે મિત્રોને પણ વાત કરી અને ઘર આગળ સાંજના જોવા માટે બોલાવી લાવ્યો.

બે દિવસ આ પ્રમાણે પૂતળીને પૂતળી તરીકે જ જોતાં ગયા. ત્રીજે દિવસે રાતના સ્વપ્નું આવ્યું. મોહિની એને પલંગ પાસે આવી જગાડે છે. એના કપાળ ઉપર હાથ ફેરવી 'હવે ઊઠોને, સવાર થયું' કહી કોમળ શબ્દોમાં એને જાગ્રત કરે છે અને સવારની મીઠી નિદ્રામાં ઓચિંતી ફાળ ન પડે માટે જાણે તેના ચહેરા પર હાથ ફેરવી શૃંગારને ઇસારે એને બોલાવે છે.

સ્વપ્નમાં જ ડૂબેલી દશામાં એણે આંખ ઊઘાડી સામું વ્હાલ રેડવાને આતુરતાથી હાથ ઊંચા કર્યા, પણ ત્યાં કોઇ નથી! તે હસમુખો ચહેરો તો હમેશ મુજબ પુસ્તકમાં નજર ફેરવતો સામે હતો. એ જ તે સ્વપ્નની સુંદરી પલંગ પાસેથી ઊઠી ત્યાં જઇ બેસી ગઇ હતી! હવે તે પૂતળી રહી નહોતી. પ્રેમનું અમૃત રેડી એણે હરિચરણના દિલને ફટકાવી દીધું હતું.

પલંગમાંથી ઊઠી તે તેની પાસે ગયો અને બોલવા લાગ્યો: 'દેવી, તારે પગે પડું છું. તું ઘણી સુંદર છે. તારૂં સ્મિત મારૂં હૃદય વીંધી નાખે છે. એક કાવ્ય તો ગા; મને તારો કંઠ મધુર લાગે છે. જો તું ગાય તો હદ જ થઇ જાય. આજુબાજુથી લોકો દોડી આવે. તું આટલું બધું ક્યાંથી શીખી?'

એટલામાં ચાકર ઉપર આવ્યો: પોતે આમ ગાંડાં કાઢતો હતો

તેનું તેને ભાન આવ્યું અને નીચે ગયો. ત્યાર પછી એને જ્યાંત્યાં એ પૂતળી જ જણાય. ઑફિસમાં ગયા વગર ચાલે નહિ એટલે જાય તો ખરો, પણ ત્યાં લખતાંલખતાં, સરવાળા ગણતાંગણતાં, ટેબલ આગળ જાણે તે ઊભી છે, એના કાગળો સામે જોયા કરે છે એમ જ એને લાગે. ઘેર જમવા બેસે તો એમ જ થાય કે એ મને પીરસે તો સારૂં. ચાકર પાણી ન આપે અને એ મોહિની જ આપે તો હું ઘણી હોંશથી પીઉં. એક જ રકાબીમાં એની સાથે મેવો ખાઉં. આવી કલ્પનાઓ એને થવા લાગી. ત્યાર પછી ધીમેધીમે એ પૂતળીના પ્યારમાં તે પડી ગયો. 'ઓ મારા પ્રાણ! હવે પ્રસન્ન થા. મને તારા વિના બીલકુલ ગમતું નથી. તું એક વખત મારા હાથમાં તારો હાથ મૂક. એક વખત તું બોલ અને મને શાંત કર. તું નહિ બોલે? આમ હસ્યા જ કરશે? મારી તને દયા નથી આવતી? ઓ મારા હૃદયની પૂતળી, મારે હવે તારો જ આધાર છે.' આવા લાગણીપૂર્ણ શબ્દો તેને સંબોધીને તે બોલતો.

હવે તો તે મીણની એ પૂતળીને વિના સંકોચે ચૂંબન દેતો હતો. હમેશ માળી પાસે ગુલાબનો હાર મંગાવી એના સુકોમળ જણાતા કંઠમાં એ પહેરાવતો હતો અને એક સાચા પ્રેમી તરીકેની હજાર ચેષ્ટાઓ એ કર્યે જતો હતો. જિંદગી એ ભૂલી ગયો હતો; સ્વપ્ન તે સાચું ગણતો હતો. કલ્પનામાં એને મઝા પડતી હતી. મોહિનીમાં સર્વ સદ્ગુણ જ હતા. સજીવન પ્રિયા તો કદાચ સામું બોલે, રસોઇમાં ભૂલો કરે, ગાવામાં પાછળ હોય, હરેક રીતે એ તો કદાચ આદર્શ ગૃહિણી ન યે હોય; પણ આ મનોરથની માશુક—એમાં કયા ગુણની ખામી હોય? અને તે કદિ જુવાન પ્રેમીને સૂઝે ખરી?

ઘણીવાર તેના પર સેંટ છાંટી તે ઓરડો મઘમઘાવી નાખતો. પૂતળું તૂટી જાય એની એને બીક હતી, નહિતો તે તેને હૃદય સરસી

ચાંપી એની હૂંફનો આસ્વાદ લેત.

શું ચિત્ર સાથે—પૂતળાઓ સાથે પ્યારમાં ન પડાય? એનો ખુલાસો હરિચરણને જાતે જ કરવાનો હતો. એ પોતે કહેતો કે પ્યારમાં ન પડાય. જ્યાં જીવન હોય સત્ય હોય, ત્યાં જ લાગણીઓને અવકાશ છે.

કેટલાક દિવસ પછી કંદર્પ હરિચરણને ઘેર આવ્યો. જુએ છે તો તે દિવસે ઓર જ રચના હતી. બારીએ બારીએ જૂઇની માળાઓ લટકતી હતી. બીજી છબીઓને ધૂળ સાફ કરી વ્યવસ્થાપૂર્વક ગોઠવી હતી. ફર્નિચર ઉપર ભરેલા રૂમાલ પાથર્યા હતા અને મખમલની ગાદીઓ મૂકી હતી. પોતાની પૂતળી તરફ કંદર્પની નજર જતાં તેના પગ આગળ ફૂલનો ઢગલો પડેલો તેણે જોયો. હરિચરણ તે પૂતળીના કાનમાં જૂઇની એક કળી ગોઠવતો હતો. તેણે કંદર્પને બેસવા કહ્યું અને પોતાની ઇચ્છા મુજબ મોહિનીને ફૂલનાં આભૂષણો પહેરાવ્યાં. પછી તે તેની પાસે આવ્યો.

કંદર્પે જોયું કે હરિચરણની આંખમાં ફેરફાર થયો હતો. એનું મગજ ઘુમરાએલું હોય એમ લાગતું હતું. પાડવા ધારેલી છાપ આટલે સુધી બેસશે એનો કંદર્પને ખ્યાલ ન હતો. એની બુદ્ધિ જતી રહેશે—મગજ ખસી જશે એની એને કલ્પના પણ ન હતી. એના સામો હરિચરણ બેઠો એટલામાં તો મોહિનીના નાક ઉપર માખી બેઠી. એટલે તે દોડીને ઉડાડી આવ્યો. પણ એટલામાં બારીમાંથી બે ચકલીઓ ઘૂસી ગઇ. રખેને તે પરી પર જઇ પીછાં વેરે એથી હાથમાં ટુવાલ લઇ તે મેડીમાં બધે ફફડાવવા લાગ્યો.

કંદર્પ તો આ જોયા જ કરતો હતો. કલ્પનાની ઉપર આટલો બધો પ્યાર!

પણ શાંત થઈ જ્યારે હરિચરણ બેઠો ત્યારે તેણે કહ્યું: 'ભાઈ

હરિચરણ, તમારો ઉપકાર માનું છું કે આટલો બધો વખત આ પૂતળી તમે તમારે ત્યાં રાખી. પ્રદર્શનનો સમય હવે પાસે આવ્યો છે એટલે હું એ ત્યાં જ મોકલાવી દેવા માગું છું. મારાં માણસો આવ્યાં છે તો એમની સાથે ઉપડાવી જાઉં.'

ત્યાં તો ઓચિંતી ફાળ પડી! હાયહાય! શું તે હૃદયેશ્વરીને લઇ જશે? 'ઓ કંદર્પ! તું શું કહે છે? આ પરીને લઇ જવી છે? અરે આજે તો મહિના પ્રમાણે ગણતાં એની ત્રીજી વર્ષગાંઠ છે. અને તને આજે જ આ વિચાર ક્યાંથી આવ્યો? હું તો તને તે બીલકુલ લઈ જવા દેવાનો નથી. હવે તે તારી છે જ નહિ. એની સાથે તો મારે સ્નેહની ગાંઠ પડી છે. એનાથી હું છૂટો પડી શકું તેમ નથી.'

'પણ તમે કેમ ભૂલી જાઓ છો? આ કાંઇ સત્ય નથી, પણ મીણનું પૂતળું છે. દુનિયામાં કોઇ દિવસ આવી સ્ત્રી તમે જોઇ છે?'

'એ ગમે તેમ હો, પણ આ પૂતળી તો હું નહિ લઇ જવા દઉં. મને મારી નાખવો હોય તો એને લઇ જા.'

'અરે તમારૂં ભલું થાય! આ મીણસાથે તે કોઇ પ્યારમાં પડતું હશે? આ હાર શા પહેરાવ્યા છે અને માળાઓ શાની બાંધી છે?'

'જો, આજે તારે ત્યાંથી આણ્યાને બે મહીના પૂરા થઇ ત્રીજો મહીનો બેસે છે. તેથી આજે હું ઑફિસમાં પણ નથી ગયો. એની તો તને શી વાત કહું? મારી સાથે હમેશાં એ બેસે છે. ધીરે સ્વરે કંઇક બોલે છે. હું જો હાર ભૂલી જાઉં તો તરત એનું મોઢું બદલાઈ જાય છે અને રીસાઈ હોય એવું લાગે છે. કોઇકોઇ વખતે એ ઘણે જ મીઠે સ્વરે ગાય છે. હું બારી ઉપર બેઠો હોઉં છું ત્યારે મોટેથી ચોપડી વાંચે જાય છે. તને ખબર નહિ પડે, પણ એનામાં બહુ જ પ્રેમ છે. મારી તરફ જ એનું હમેશાં લક્ષ. ખરેખર કહું છું કે હજી સુધી કોઇ પણ દિવસ એણે મને ગુસ્સે થવાનું કે દિલગીર બનવાનું

કારણ આપ્યું નથી.'

આ બધામાં યુવાવસ્થા જ કારણરૂપ હતી. છુપાએલા પ્યારે ચલાવાનો આ માર્ગ શોધી લીધો હતો. એનામાં સદ્‌ગુણો જ જણાતા હતા. સદાચરણી જ તે લાગતી હતી. અને તે ખરાબ ક્યાંથી જ લાગે? પોતાની જ કલ્પના ત્યાં કરેલી, પછી તે જેવી જોઈ હોય તેવી જ જણાય. લટપટ બની ગએલા કયા પ્રેમીને પોતાની પ્રિયામાં દોષ જણાય છે?

કંદર્પનાં માણસો જ્યાં દાદર ઉપર દેખાયાં કે તરત જ હરિચરણની આંખમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં. બસ, થયું. મૂર્તિપૂજાનું ખંડન કરનાર બીજી રીતે મૂર્તિપૂજક જ બન્યો હતો. પોતાની અવસ્થા આ ભક્તિને યોગ્ય હતી.

પૂતળી કંદર્પે હમેશને માટે હરિચરણને ભેટ આપી; અને યુવાવસ્થાની જ્યારે આ ઘેલછા વીતી જાય ત્યારે તેને યાદ દેવડાવવું ઠરાવ્યું કે આવી જ રીતની અમારી મૂર્તિપૂજા છે. તમે સુંદરતામાં સદ્‌ગુણોનું આરોપણ કરીને જીવતાં તરીકે તેમને અનેક રંગો કરો છો; અમે સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વવ્યાપક વગેરે કહી તેટલા જ ભાવથી પત્થરને નમીએ છીએ. ભલે ત્યાં તે ન હોય, પણ એની અમારા આત્માને હૂંફ છે; દુઃખી દશામાં અમને એનો દિલાસો છે; અમારા સુખમાં—આનંદમાં એમનો ભાગ છે. અમારૂં જીવન એથી સરળ થાય છે. જેને જે લાગે તે પ્રમાણે તે જુએ. બીજાને શું? ભક્તિ તે પણ પ્રેમ જ છે; અને તે બંનેનું સ્થાન હૃદય છે, મગજ નથી.

# જોડલાં ઈ તો દેવ જેવાં

માળી વાડી નવી બનાવતો હતો. એણે ઘણી યે જાતના ફૂલ અને ફળના છોડ એમાં વાવ્યા હતા. પોતાની ઝૂંપડીની આજુબાજુ એણે શહેરમાં વેચવા આંબાની કલમો, સીતાફળીના રોપ, મોગરા ને ગુલાબ વગેરે ચારે પાસ કૂંડાંમાં અને જમીનમાં વાવ્યાં હતાં. હમેશાં વહેલો ઊઠી તે કેટલાક છોડ વેચી આવતો.

પણ માળીની છોકરી દિવાળીને બે છોડ ઘણા પ્રિય હતા એમ લાગતું હતું. એક હારશૃંગારનો—કંઈક ઊંચું વધેલું ઝાડ, અને બીજી તેના થડ ઉપર વળગેલી પાતળાં પાંદડાંની જૂઈની વેલ. એને ખબર નહોતી કે ફરીફરીને તે જ છોડવાને તે શા માટે જુએ છે?—સાંજના રમતાં રમતાં કે ભેંશને દહોતાં દહોતાં કે વાડીમાંથી કચરો કાઢતાં કાઢતાં નહિ ગુલાબ કે મોગરો કે ગલગોટા કે ગુલબાસ પણ તે હારશૃંગારનું ઝાડ અને જૂઈની વેલ તેની આંખને કેમ વહાલાં થયાં હતાં? દિવાળી ચૌદ વર્ષની હતી અને એક વખત પહેલે આણે સાસરે જઈ એ હમણાં જ પાછી પોતાના બાપને ઘેર આવી હતી.

તે નવરી પડતી ત્યારે નાની ઊગેલી જૂઈની વેલને સાથેના વૃક્ષ સાથે લપેટતી હતી. જૂઈનાં નાનાં ત્રેવડાં પાંદડાં મૂળથી તે ટોચ સુધી હજી છવાએલાં હતાં. તે વાડીની અંદર સૌથી કુમળી વેલી હતી. દરેક છોડને એના ઉપર પ્યાર આવે. જો હાર-

શૃંગારને બદલે ત્યાં આમ્ર હોત તો તે પણ એને પોતાનો હાથ આપત. નાનો સરખો ગુલાબ પણ એનો ભાર પોતાની પાતળી ડાળી ઉપર સહન કરવાને ખુશી હતો. પણ માળીએ તો આ લાલ દાંડીવાળાં કુમળાં સુગંધી પુષ્પવાળા હારશૃંગારને જ તેને માટે પસંદ કર્યો હતો. શું એ બંને ફૂલવાળાં થશે ત્યારે વધારે શોભશે એથી કે પોતાની વાડી રળિયામણી લાગશે એ ઇચ્છાથી?

ફૂલના રોપા ઉપર પોતાનું જીવન ચલાવવાનો એનો ધંધો હતો. એમની ખૂબસૂરતીની અંદર રહેલી કુદરતની અવનવી કલાની—સ્વર્ગીય આનંદની—એ કરચોલીવાળા કાળા માળીને ક્યાંથી ખબર હોય? એનો વિચાર તો જૂઇ જરા મોટી થાય ત્યારે શહેરમાં જઇ કોઇ બંગલાના બાગમાં તે આપી દેવાનો હતો.

બીજું કોઈ ફૂલની—ફૂલના રોપાની ભાષા સમજતું નહિ. દિવાળી જોકે તેમનો સ્વર તો સાંભળતી નહિ, પણ તેઓ કંઇક વાત કરે છે એમ એના દિલને ઘણી યે વાર લાગતું. ઘણી વાર જાણે ઝાડ તેને બોલાવે છે, ત્યાં બેસાડવા માગે છે, વાત કરવા માગે છે એમ એના કાનમાં સંદેશા આવતા અને તે પ્રમાણે તે ત્યાં જતી. તે ગુલાબ આગળ જઈ ઊભી રહેતી, ચંપાને કંઇક પૂછતી અને ચમેલીને ચુંબન કરતી.

હરરોજ રાતના ત્યાં પરીઓ આવતી. ધોળાં ઝીણાં વસ્ત્ર, ધોળી પાંખો, ધોળું બદન,—એવી રૂપેરી વાદળાં જેવી ઊડતી ઊડતી તે વાડીમાં આવી બેસતી. પરીઓ ફૂલની ભાષા જાણતી હતી.

એક દિવસ માળી આવીને જોઇ ગયો કે જૂઇ હવે મોટી થઈ છે. જો વધારે દિવસ રહેવા દઇશ તો તે જમીનમાં મૂળ ઊંડાં નાખશે અને હારશૃંગાર સાથે ખૂબ ગૂંચવાઈ જશે, માટે કાલે એને વેચી નાખવી.

દુદૈવે આ એને ક્યાંથી સૂઝાડયું? પેટને ખાતર એણે આ નાજુક બાપડીને કયાં નાખવી ધારી! જ્યારે બંનેએ એનો વિચાર જાણ્યો ત્યારે એમનાં પાંદડાં થરથર કંપવા લાગ્યાં. હારશૃંગારનાં બેચાર ફૂલો જે ખીલ્યાં હતાં તે પાછાં બીડાઇ ગયાં. વેલ થડની સાથે સજ્જડ બાઝી પડી.

કોણ એમની વહારે ધાશે? કોણ એમનો આવતો વિયોગ અટકાવશે?

રાતના પરીઓ આવી. હમેશ મુજબ હારશૃંગારના ઝાડ ઉપર તેઓ રમવા લાગી. પણ અરેરે! આજ ત્યાં એકકે ફૂલ કેમ નથી? જે હતાં તે બીડેલાં જ ભોંય ઉપર ગરી પડચાં હતાં. પાંદડાં પણ ચીમળાઇ ગએલાં જોયાં. જે ડાળીઓ ટટાર આકાશ તરફ રહેતી તે પણ ઢીલી થઈ ગએલી જોઇ. પરીઓ પણ શોકમાં ડૂબી ગઇ. એમને પરિચય અને સંબંધને લીધે સ્નેહ થયો હતો. જોડલાં ઉપર એમને અતિશય માયા હતી. અને તેમાં આ શો એકાએક ફેરફાર! એટલામાં હારશૃંગારને ઉદ્દેશી જૂઇ બોલી. પરીઓ સાંભળતી હતી.

'તમે શા માટે મુંઝાઓ છો? હું ગમે ત્યાં હોઇશ પણ ત્યાં તમારૂં સ્મરણ કરી દિવસ ગુજારીશ. જેટલા દિવસ જીવાશે તેટલા દિવસ ખરૂં. અંત વહેલો આવશે તો હવે મને તેનો બળાપો નથી. પણ તમે ન ગભરાશો.'

'મારી કુમળી વેલડી! તારી સાથે કંઇ ઘણા દિવસ નથી ગાળ્યા; પણ એટલામાં આપણું જે હેત બંધાયું છે તે શું તને ભૂલી જવાને વાસ્તે! મારાથી તો તારા વગર ઘડી પણ નહિ જીવાય. કાલે જો તું જાઇશ તો જરૂર થોડા દિવસમાં અહીં હું નહિ હોઉં. તને એટલે દૂર મોકલવામાં આવશે કે હું નહિ તારૂં મુખ જોઈ શકું કે નહિ તારી મીઠી વાત સાંભળી શકું.

તું મને દિલાસો આપે છે, પણ તારા જ દિલમાં જોને કે કેવી આગ સળગે છે?'

જૂઈનાં પાંદડાં ઘણાં જ ચીમળાઇ ગયાં. ઉપર ઉનાળાનો જાણે તાપ પડતો હોય, છોડની અંદરથી જાણે સઘળો રસ ઉડી ગયો હોય એવો એ કુમળા રોપાનો દેખાવ થઇ ગયો. પણ કોણ એમનો આ વિયોગ અટકાવે?

પરીઓ એમની આ વાતચીત સાંભળીને ગમગીન થઇ ગઇ. તેમનાં બદન ફિક્કાં દેખાવા લાગ્યાં તેમજ વસ્ત્ર ઉપરથી બધી તેજી ઊડી ગઇ. અરેરે! આ આવતો વિરહ એમને કેવો લાગતો હશે? એ વારંવાર એકબીજાને જોરથી વીંટળાઇ વળે છે; પણ કાલે સવારના જ એમને માળી છૂટાં પાડશે!

આપણે એમને મદદ ન કરી શકીએ?

તેઓ ત્રણે મળી વિચારવા લાગ્યાં અને પછી તુરત તેઓ માળીની ઝૂંપડી તરફ ઉડ્યાં. ત્યાં દિવાળી ઊંઘતી હતી. તેને એક પછી એક સ્વપ્ન આવવા લાગ્યાં.

દિવાળી જાણે વાડીમાં ફરે છે. ફરતાં ફરતાં હારશૃંગાર અને જૂઇના જોડલા પાસે તે આવી, પણ ત્યાં એ બે છોડને બદલે એણે શું જોયું? હારશૃંગારની જગ્યાએ હાથમાં ધનુષ્યબાણ લઇ, પીતાંબર ધરી રામચંદ્રજી ઊભા હતા. જૂઈની જગ્યાએ કુમળાં નાનાં જાનકી પ્રિયતમના સ્કંધ ઉપર બંને હાથ મૂકી તેના ઉપર પોતાનું માથું ટેકવી દૂરદૂર જોતાં કોઇક નવીન આનંદના પ્રવાહમાં ડૂબતાં હોય તેમ અરધી આંખ મીંચી ઉભાં હતાં. રઘુપતિએ એક હાથ એમની કમર ઉપર રાખ્યો હતો. તે પોતાની વાડીમાં ઊભી-ઊભી એમને પગે લાગવા લાગી અને જે ઉમળકે તે યુગલ જોયું તે ઉમળકો એના હૃદયમાં જાગ્યો. એ ત્યાં ને ત્યાં જ પ્રેમને વશ થઈ

ગઇ. ત્યાં ઓચિંતો રાવણનો અવાજ થયો. બળથી જાણે તે બંનેને છૂટાં પાડે છે. કોઇ કંઈ બોલી શકતાં નથી. એકદમ ભયની મારી તેની આંખ ઊઘડી ગઇ. ઊઘાડા બારણામાંથી જોયું તો ત્યાં કોઈ નહોતું.

પણ સંતાએલી પરીઓ ત્યાં ઊભી હતી. તુરત એમણે એને ઊંઘમાં નાખી દીધી. એને બીજું સ્વપ્ન આવ્યું.

તે જ જૂઇની વેલ આગળ જુએ છે તો ત્યાં વેલ નથી, પણ તેને બદલે એક પથ્થરની છત ઉપર સુંવાળાં વસ્ત્ર અને ગાદલાં બિછાવી અગાસીમાં ઉષા—બાણાસુરની કન્યા પડી હતી છૂટા પ્રસરેલા વાળ, ગોરી છાતી ઉપર આસમાની રંગની ચોળી અને તેના ઉપર મોતીના મણકાની સેર. પાસે પવન ખાતાંખાતાં આંખ મીંચાતાં પંખો પડી ગએલો.

જાણે તે તેની બેનપણી હોય તેમ ત્યાં ઊભી રહી અને એના હાથને પકડવા જવા લાગી. પણ પાછળ નજર નાંખતા ત્યાં હાર-શૃંગારને બદલે ગોરો, અરધી મૂછોવાળો, યુવાન, નાજુક અને છતાં શૂરવીર અનિરૂદ્ધ આવતો જોયો. આસ્તે રહી, ન જાગે તેમ ઉષાને તે ચુંબન કરે છે ત્યાં બાણાસુરની ગર્જના સંભળાઇ.

રાક્ષસો હાથમાં ગદા લઇને આવ્યા. તેઓ ઉષાને પકડી જાય છે ને અનિરૂદ્ધને માર મારે છે. મંત્ર પૂરો ભણાઇ ગયો.

ત્યાં સકાળી આંખ ઊઘડી. સવાર પડી ગયું હતું અને માળી ક્યારનો વાડીમાં કામ કરવા લાગી ગયો હતો. દીવાળીની મા રોટલા ટીપી તેની સાથે મોકલાવવાની તૈયારી કરતી હતી.

ઝટપટ દાતણ કરી તે ઉનાઉના રોટલા ને છાશનો વાડકો તથા ડૂંગળી અને મીઠું લઇ વાડીમાં ગઇ. ત્યાં જઇ જુએ છે તો પોતાનો બાપ એ જ હારશૃંગારના ઝાડ આગળ ટોપલીમાં માટી

ભરી બેઠો હતો. નાસ્તો કરીને જૂઇની વેલ ઉખેડવા તેણે દિવાળીને બૂમો મારી. ચૌદ વરસની કુદરતની તે કન્યા ત્યાં જઈ ઊભી રહી. સ્વપ્ન તાજાં જ હતાં. અત્યારના પણ તે જાણે તે જ દેખાવ જુએ છે. તે જ રમ્ય રામચંદ્રજીની અને અનિરૂદ્ધની મૂર્તિઓ હારશૃંગાર-ને બદલે તેને દેખાઇ. સીતા અને ઉષા એમને વીંટળાઇ ઊભાં હતાં. એ કેવું સ્વપ્ન? આ કોઈ દેવ હશે કે કોઇ વ્હાલસોયું જોડું હશે?

નાસ્તો કરી માળીએ હાથમાં કોદાળી લીધી અને જેવો તે જૂઇના મૂળ આગળ જમીન ઉપર ખોદવા જાય છે તેવો જ દિવાળીએ એનો હાથ ઝાલ્યોઃ 'બાપા! તમે હું કરો સો?'

'ખૂન! જૂઇ હવે મોટી થઇ સે, તો ઇને ચ્યોંક વેચી આઉં. મૂળ ચ્યોંક ઊંડાં નોંખહે તો પસે વસૂટસે નૈં.'

'પણ બાપા! ઇને વચ્ચે હું મૂલ આવવાનું સે તે બાપડીને ઉખેડી કાડો સો. જુવોને; એવી તો આ થડની હાથે વેંટળાઈવળી સે કે મારૂં કીધું માનો તો ઇને ના ઉખેડો. તમને બહુ પાપ લાગહે.'

'અરે ગોંડી! એ તે શી બલા? આપણે તો ઈ ધંધો સે. પસે પેટમોં ખઇશું ચ્યોંથી?'

'તે રોપાનો ચ્યોંય ટોટો સે? પણ ઇને વસોટસો ના. જોવો આંજ રાતે;—ઇ તો દેવ સે. કથામાં બ્યાહજી કેતા'તા ઇ ઓખા ને અનરૂધ ને સીતા ને રામ સે. ઈ હું ઊખેડવા નહિ દઉં. તમે હાથે વાવ્યાં'તાં શું જોઇને? જોડલાં ઇ તો દેવ જેવાં! મને તો ઈ નથી ગમતું. તમે જો ઇને વેચી આવશો તો ફરી તમારૂં મૂહું હું નહિ ભાળું.'

આટલું કહેતાંકહેતાં દિવાળી બાપને ગળે બાઝી પડી અને આંખમાં આંસુ આણી દીધાં.

આ શું? માળીએ ઘણોયે વિચાર કર્યો કે આ શું? પણ

ઘડપણના હૂંફાને તેની યાદ જ ન આવી. પરંતુ દિવાળી જોડલાનો મહિમા જાણતી હતી; એમની લાગણીઓને ઓળખતી હતી. કોઇ જોડલાંને છૂટાં ન પાડશો.

અંતે માળી થાકીને બીજા છોડ લેવા ગયો.

તો નથી મારી ?

એક ભ્રમર આજુબાજુ જોવા લાગ્યો. એને કંઇ યે ન હતું.

ત્યારે માછલીએ તો કરડ્યું નથી ?

હજાર કલ્પનાઓ કરી, પણ તેને કાંઇ યે થયું લાગ્યું નહિ. પણ ભ્રમર તેની પાસેથી જવાબ જાણ્યા સિવાય રહેનાર નથી. દરેક જણ બંધ પાંખડીની ટોચ ઉપર બેઠો અને ખેંચી ખેંચી તેને ઉઘાડવા લાગ્યો. હવે કુમુદ ગભરાયું. તેણે ધીમે સાદે કહ્યું:
'મને શા માટે પજવો છો? મારે આજ નથી ખીલવું.'

'પણ તું રીસાયું છે શા માટે? અમે તે જાણ્યા સિવાય રહેનાર નથી. ચાલો ભાઇ! આપણે પ્રયત્ન ચાલુ કરો. હમણાં તે ઠેકાણે આવશે.'

ફરી તેની પાંખડીને પકડી તેઓ ખેંચવા લાગ્યા. આખરે
કુમુદ કંટાળ્યું. તેણે કહ્યું કે હું મારૂં દુઃખ તમને કહું છું. તમે જરા
દૂર ઊભા રહો. તમારો ભાર મારાથી ઝીલાતો નથી'

ભ્રમર ઊડીને તેની આજુબાજુ ઊડવા લાગ્યા.

'કહે હવે તું.'

'જુઓ, ચંદ્ર રોજ મોડામોડા ઊગે છે. તે મને નથી ગમતું.
કાલ આનંદ કરાવ્યો, તો આજ એક કલાક સુધી અમે વાટ
જોઈ બેસી રહીએ. આવતી કાલે વળી બે કલાક. મારાથી એમ
મોડે સુધી વિરહ સહેવાતો નથી. મને કાંઇ ગમતું નથી. એટલો
વખત રડીરડીને કાઢવો પડે છે. અને છતાંય એ નઠોરને દયા નથી.'

'અરે! પણ કુદરતના કામમાંથી કંઇ વહેલું નાસી અવાય?
એમને તો નિયંતાને આધીન રહેવું જોઇએ કે નહિ? કે તારીજ
પાછળ પાછળ ભટક્યા કરે?'

'પણ એવા રખડેલ સાથે મારે સ્નેહ નથી બાંધવો. એ

નીચે પથરાએલાં તે કુમુદનાં પાંદડાં પણ મુંઝાવા લાગ્યાં. આજે બધાં જ પોતાની ખૂબસૂરતી બતાવવાને માટે હોંશથી ઊંચાંઊંચાં વધ્યાં છે; પેલાં લીલ ઉપર જ તરનારાં કુમુદ, તેમણે પણ આજ ખૂબ ડોલીડોલીને પોતાની જગ્યા સાફ કાચ જેવી કરી નાખી છે; ત્યારે આપણું કુમુદ આપણને લજાવે તે ઠીક નહિ. એમને પૂછીશું કે તને આજે કાંઈ થાય છે?

પાંદડાંમાંથી એક આસ્તે રહીને અક્કડ થયું. પોતાની ટોચને ઊંચી લઈ તેણે કુમુદને પૂછ્યું કે તમે આજ કેમ ખીલતાં નથી? જુઓને, બીજે ઠેકાણે સફેદ સરોવર કેવું રળિયામણું લાગે છે! કમળ પણ કોઈ દહાડો આવાં નહિ દીપતાં હોય. કદાચ ભૂલમાં આજ તો અહીં હંસ પણ રમવા આવી પહોંચશે. અને તેઓ જ્યારે એક કુમુદ બીડાએલું જોશે ત્યારે એમને કેવું ખરાબ લાગશે? એમને એમ નહિ લાગે કે આવા તળાવની શોભામાં ડાઘ લગાડનાર આ કુમુદ કાં પ્રફુલ્લ થતું નથી? તેઓ એક-એકને પૂછશે! અમારે તે સાંભળીને બેસી રહેવું પડશે અને તમારી આ હઠને લીધે હમેશનું કલંક અમારે માથે રહેશે.

કુમુદ કાંઈ પણ બોલ્યું નહિ. પોતાનું શરીર એણે ફરી નીચું નમાવી દીધું.

જ્યારે બધાં થાક્યાં ત્યારે ફરતા ફરતા કમળના સ્નેહી ભમરા ત્યાં આવ્યા. સૂર્ય તો ક્યારનો યે ચાલ્યો ગયો હતો; પણ લંપટ ભમરાઓનો ઇશ્ક હજી શાંત નહોતો થયો. ચાલો આજે તો કુમુદવનમાં. અરે! પણ આ શું? આખું સરોવર ફૂલદેવીની આંગળીઓથી ભરેલું ધોળું ચાંદની જેવું લાગે છે, ત્યારે આ એક કુમુદ કેમ ચૂપકીથી બેસી રહ્યું છે? એને શું થયું હશે?

ભાઈ, જો જોઈએ; એને કોઈ જળકુકડીએ ભૂલમાં ચાંચ

તો નથી મારી?

એક ભ્રમર આજુબાજુ જોવા લાગ્યો. એને કંઇ યે ન હતું.

ત્યારે માછલીએ તો કરડ્યું નથી?

હજાર કલ્પનાઓ કરી, પણ તેને કાંઇ યે થયું લાગ્યું નહિ. પણ ભ્રમર તેની પાસેથી જવાબ જાણ્યા સિવાય રહેનાર નથી. દરેક જણ બંધ પાંખડીની ટોચ ઉપર બેઠો અને ખેંચી ખેંચી તેને ઉઘાડવા લાગ્યો. હવે કુમુદ ગભરાયું. તેણે ધીમે સાદે કહ્યું: 'મને શા માટે પજવો છો? મારે આજ નથી ખીલવું.'

'પણ તું રીસાયું છે શા માટે? અમે તે જાણ્યા સિવાય રહેનાર નથી. ચાલો ભાઇ! આપણે પ્રયત્ન ચાલુ કરો. હમણાં તે ઠેકાણે આવશે.'

ફરી તેની પાંખડીને પકડી તેઓ ખેંચવા લાગ્યા. આખરે કુમુદ કંટાળ્યું. તેણે કહ્યું કે હું મારૂં દુઃખ તમને કહું છું. તમે જરા દૂર ઊભા રહો. તમારો ભાર મારાથી ઝીલાતો નથી'.

ભ્રમર ઊઠીને તેની આજુબાજુ ઊડવા લાગ્યા.

'કહે હવે તું.'

'જુઓ, ચંદ્ર રોજ મોડોમોડો ઊગે છે. તે મને નથી ગમતું. કાલ આનંદ કરાવ્યો, તો આજ એક કલાક સુધી અમે વાટ જોઈ બેસી રહીએ. આવતી કાલે વળી બે કલાક. મારાથી એમ મોડે સુધી વિરહ સહેવાતો નથી. મને કાંઇ ગમતું નથી. એટલો વખત રડીરડીને કાઢવો પડે છે. અને છતાંય એ નઠોરને દયા નથી.'

'અરે! પણ કુદરતના કામમાંથી કંઇ વહેલું નાસી અવાય? એમને તો નિયંતાને આધીન રહેવું જોઇએ કે નહિ? કે તારીજ પાછળ પાછળ ભટક્યા કરે?'

'પણ એવા રખડેલ સાથે મારે સ્નેહ નથી બાંધવો. એ

મોડા આવે છે તે હું તો મૂંઝાઈ જાઉં છું.'

'આ તો મૂરખ છે! એને રીસાવાનું કારણ કેવું નજીવું છે! કુદરતની આગળ બીચારા ચંદ્રનું શું ચાલે? જ્યારે આવે ત્યારે તારે તો એમને આનંદથી જ વધાવવા જોઇએ.'

'પણ સૂર્ય કેવા નિયમ પ્રમાણે આવે છે? હું તો કમળ જન્મ્યું હોત તો યે સારૂં થાત. બસ મારે નથી ખીલવું. તમે સૌ ચાલ્યા જાઓ.'

એ તો ગુસ્સાથી આમતેમ ડોલવા લાગ્યું અને ઝટક મારી બધા ભ્રમરોને ઉડાડી મૂક્યા.

તે કુમુદ ન ખીલ્યું તે ન જ ખીલ્યું.